૪. ૧૨૦ ના ભાવે ૫ ટકાના સ્ટોકમાં હું અમુક રકમ રોકું છું અને વરસ આખરે વ્યાજ તેજ ભાવમાં તેજ સ્ટોકમાં ઉમેરૂં છું, આથી બીજા વરસની આખરે મારી પાસે પોણો લાખ રૂપીઆનો સ્ટોક થાય છે, તો મેં પ્રથમ કેટલા રૂપીઆ રોકેલા ?

ધારો કે ૧૦૦ નો સ્ટોક લઇએ તો ૧૨૦ રૂપીઆ રોકવા પડે અને ૫ વ્યાજ આવે તે ૧૨૦ માં ઉમેરતાં ૧૨૫ થાય તો તેનો બીજા વરસની આખરનો સ્ટોક કાઢવા માટે ૧૨૦ : ૧૨૫ :: ૧૦૦ સ્ટોક=૬૨૫/૬ સ્ટોક. હવે ૬૨૫/૬ : ૭૫૦૦૦ :: ૧૨૦ રૂપીઆ=૮૬૪૦૦ રૂપીઆ. જવાબ.

૫. એક વેપારી ૧૦ ટકા નફો લઈ ઘી વેચવાનું કહે છે પણ દગો કરી ૪/૫ કીમતનું ચોથા ભાગ જેટલું ઘી ભેળીને વેચે છે. ત્યારે એને કેટલા ટકા નફો પડ્યો અને ૨૦ ટકા નફો મેળવવો હોત તો ચોકખું અને હલકું ઘી કયા પ્રમાણમાં ભેળવત ?

ધારો કે ૧ રૂપીઆનું ઘી હોય તો ૧૦૦ : ૧ :: ૧૧૦=૧૧/૧૦ રૂપીઆ ઉપજે, પણ ૧ રૂપીઆમાં ૧/૪ ભાગનું હલકી જાતનું છે અને ૩/૪ સારૂં છે તો તેની ખરી કીંમત કાઢવા ૩/૪×૧=૩/૪ | ૧/૪×૪/૫=૧/૫ ૩/૪+૧/૫=૧૯/૨૦ ખરી કીંમતના ૧૧/૧૦ ઉપજાવે માટે ૧૧/૧૦−૧૯/૨૦=૩/૨૦ નફો થયો. એટલે ૧૯/૨૦ : ૧૦૦ :: ૩/૨૦=૩૦૦/૧૯=૧૬ ૪/૧૯ ટકા સેંકડે નફો જવાબ. તથા પ્રમાણ કાઢવા માટે પહેલાં મિશ્રણનો પડતરનો ભાવ કાઢવા સારૂ ૧૨૦ : ૧૧/૧૦ :: ૧૦૦=૧૧/૧૨ મિશ્રણનો પડતરનો ભાવ. હવે—તેમાં બે જાતનું ઘી છે, એક સારી જાતનું એટલે પૂરી કીમતનું અને બીજું ૪/૫ કીંમતનું છે તો મિશ્રરાશીથી—

૧૧/૧૨ | ૧—૭/૬૦ : ૭ માટે ૭ : ૫ પ્રમાણ. જવાબ.
| ૪/૫—૧/૧૨ : ૫

## ૧૯૧૪

૧. $\dfrac{\sqrt{\cdot૧૩+\sqrt{\cdot૦૬૨૫}+\sqrt[3]{\cdot૦૦૧૩૩૧}}}{\sqrt{\frac{૮}{૩}+\sqrt{૧૨\frac{૫૨}{૮૧}}+\sqrt[3]{\frac{૫૬\cdot\dot{૮}}{૮૧}}}}$ ને સાદું રૂપ આપો.

(જવાબ દશાંશમાં લાવવો.)

$\sqrt{\cdot૦૬૨૫}=\cdot૨૫$ | $\sqrt[3]{\cdot૦૦૧૩૩૧}=\cdot૧૧$ | $\cdot૧૩+\cdot૨૫+\cdot૧૧=\cdot૪૯$ | $\sqrt{\cdot૪૯}=\cdot૭$ | $\sqrt{૧૨\frac{૫૨}{૮૧}}=\frac{૩૨}{૯}$ | $\sqrt[3]{\frac{૫૬\cdot\dot{૮}}{૮૧}}=(૫૬\cdot\dot{૮}=૫૬\frac{૮}{૯}=\frac{૫૧૨}{૯}\times\frac{૧}{૮૧}=\frac{૫૧૨}{૭૨૯}$ | $\sqrt[3]{\frac{૫૧૨}{૭૨૯}})\ \frac{૮}{૯}$ | $\frac{૮}{૩}+\frac{૩૨}{૯}+\frac{૮}{૯}=\frac{૬૪}{૯}$ | $\sqrt{\frac{૬૪}{૯}}=\frac{૮}{૩}$, | $\frac{\cdot૭}{\frac{૮}{૩}}=\frac{૭}{૧૦}\times\frac{૩}{૮}=\frac{૨૧}{૮૦}=\cdot૨૬૨૫.$

૨. **અ** ને **બ** આજે અનુક્રમે ૧૮ ને ૧૯ વર્ષના છે. તેમને રૂ. ૬૩૭૫ એવી રીતે વહેંચી આપવાના છે કે તેમના ભાગો આજે ૪ ટકાની તેરીખે ચક્રવૃદ્ધિ વ્યાજે મૂકીએ તો બન્નેને ૨૧ વર્ષની ઉંમરે સરખી રકમ મળી રહે. હાલ તેમને મીલકત કયા પ્રમાણમાં આપવી અને ૨૧ વર્ષની ઉંમરે બન્નેને શું મળશે.

નાનો ભાઈ હાલ ૧૮ વર્ષની ઉંમરનો છે અને મોટો ૧૯ વર્ષની ઉંમરનો છે. ૨૧ વર્ષની ઉંમરે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બન્નેની મુડી સરખી કરવી છે તેથી નાનાની રકમ ત્રણ વર્ષ વ્યાજે રહેશે અને મોટાની રકમ બે વર્ષ વ્યાજે રહેશે. મતલબ કે નાનાની રકમનું એક વર્ષ પછી વ્યાજમુદલ થાય તેટલું હાલ મોટાને મળે. ધારો કે નાનાને હાલ રૂ. ૧૦૦ આપીએ તો તેનું એક વર્ષ પછી વ્યાજ મુદલ રૂ. ૧૦૪ થાય અને ૧૦૪ નું બે વર્ષનું વ્યાજ હજુ નાનાને

લેવાનું રહ્યું અને મોટાને પણ ૧૦૪ નું બે વર્ષનું મળશે જેથી ૨૧ વર્ષે બન્નેનું વ્યાજમુદ્દલ સરખું થાય એટલે નાનાને ૧૦૦ તો મોટાને ૧૦૪ એટલે ૨૫ : ૨૬ ના પ્રમાણમાં નાના તથા મોટાને મળે. હવે બન્ને વચ્ચે રૂ. ૬૩૭૫ વહેંચવાના છે માટે રૂ. ૨૦૪ : રૂ. ૬૩૭૫ :: ૧૦૦ નાનાને=૩૧૨૫ નાનાને, ૬૩૭૫−૩૧૨૫=૩૨૫૦ મોટાને. હવે મોટાની રકમ બે વર્ષ સુધી ચક્રવૃદ્ધિ વ્યાજે મૂકવાની છે માટે—

રૂ. ૧૦૦ : રૂ. ૩૨૫૦ :: રૂ. ૧૦૪=૩૩૮૦, ૨૦ વર્ષની ઉંમરે.

રૂ. ૧૦૦ : રૂ. ૩૩૮૦ :: રૂ. ૧૦૪=રૂ. ૩૫૧૫−૩−૨૬/૨૫. ૨૧ વર્ષે.

૩ એક વેપારી સોંઘી ચાને મોંઘી સાથે ૨ : ૧ ના પ્રમાણમાં મેળવે છે ને રૂ. ૨−૩−૦ રતલ વેચતાં ૨૫ ટકા નફો મળે છે. જો સોંઘી ના ત્રણ ભાગ ને મોંઘીના બે ભાગ એ રીતે મેળવી રૂ. ૨−૪−૦ રતલ વેચે છે તો પણ તેને તેટલોજ નફો મળે છે ત્યારે બન્ને ચા શા ભાવે ખરીદ કરેલી ?

રૂ. ૨−૩−૦ નફા સાથેની પહેલા મિશ્રણની કીંમત છે. તો રૂ. ૨−૩−૦=૩૫/૧૬. રૂ. ૧૨૫ : રૂ. ૩૫/૧૬ : : રૂ. ૧૦૦ મૂ. કી=૧।।। રૂપીઆ પહેલા મિશ્રણની ૧ રતલની મૂળ કીંમત. | રૂ. ૨−૪−૦=૯/૪ રૂ. રૂ. ૧૨૫: રૂ. ૯/૪ : : રૂ. ૧૦૦· મૂ. કી=૯/૫ રૂપીઆ બીજા મિશ્રણની ૧ રતલની મૂળ કીંમત, પહેલા મિશ્રણ પ્રમાણેની ૪ રતલ ચાની કીંમત ૩×૧।।।=૫।। રૂપીઆ થઇ. હવે બીજા મિશ્રણ પ્રમાણે ત્રણ રતલ ચાની શી કીંમત થાય તે કાઢીએ. બીજા મિશ્રણમાં ૩ : ૨ નું પ્રમાણે છે માટે રતલ ૫ : રતલ ૩ : : ૪=૧૨/૫ રતલ સોંઘી રહી

રતલ ૫ : રતલ ૩ :: ૨ $=\frac{૬}{૫}$ રતલ મોંઘી રહી.

$\frac{૯}{૫}+\frac{૬}{૫}=૩$ રતલ બીજું મિશ્રણ થયું. હવે તે મિશ્રણના દરેક રતલની મૂળ કીમત $\frac{૯}{૫}$ રૂપીઆ છે માટે $૩\times\frac{૯}{૫}=\frac{૨૭}{૫}$ રૂપીઆ બેસે એટલે

૨ રતલ સોંઘી+૧ રતલ મોંઘી=૫। રૂપીઆ. }
$\frac{૯}{૫}$ રતલ સોંઘી+$\frac{૬}{૫}$ રતલ મોંઘી=$\frac{૨૭}{૫}$ રૂપીઆ } આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ( $૨-\frac{૯}{૫}=\frac{૧}{૫}=\frac{૬}{૫}-૧=\frac{૧}{૫}$, ) $\frac{૧}{૫}$ રતલ સોંઘી ચાને બદલે $\frac{૧}{૫}$ રતલ મોંઘી ચાહ લેવામાં ( $\frac{૨૭}{૫}-\frac{૨૧}{૪}$) $\frac{૩}{૨૦}$ રૂપીઆ વધારે બેસે છે માટે $\frac{૧}{૫}$ રતલ : ૧ રતલ :: $\frac{૩}{૨૦}$ રૂ. $=\frac{૩}{૪}$ રૂપીઆ સોંઘી ને મોંઘી ચા વચ્ચેનો તફાવત છે, હવે પ્રથમના મિશ્રણની ત્રણ રતલ લઈએ તો તેની મૂળ કીમત ૩×૧।।।=૫। રૂપીઆ થઇ તેમાં ૧ રતલ મોંઘી છે તેની વધારાની કીમત રૂ. ૦।।। બાદ કરતાં ૫।−૦।।।=૪।। રૂપીઆ ત્રણ રતલ હલકી ચાહની મૂળ કીમત માટે ૪।।÷૩=૧।। રૂપીઓ સોંઘી ચાહનો ભાવ અને ૧।।+૦।।। =૨। રૂપીઆ મોંઘી ચાનો ભાવ.

( ૪ ) એક નદીનો અમુક ભાગ ૧૦ ફુટ પહોળો ને ૧૦ ઈંચ ઉંડો છે તે જગ્યાએથી પાણી સરેરાશ કલાકના ૩ માઇલને વેગે વહે છે જો ૨૫ ગેલન પાણી ૪ ઘનફુટમાં સમાતું હોય તો ૨૪ કલાકમાં તે સ્થળેથી કેટલા ગેલન પાણી વહેતું હશે!

એક કલાકમાં ૩ માઈલનો વેગ છે માટે ૩ માઇલની લંબાઇ જેટલું વહીજાય ૩ માઇ=૧૫૮૪૦ ફુટ પાણીની લંબાઈ થઈ તે ૧૦ ફુટ પહોળું છે અને ૧૦ ઈંચ ઉંડું છે માટે $૧૫૮૪૦\times૧૦\times\frac{૧૦}{૧૨}=૧૩૨૦૦૦$ ઘન ફુટ પાણી એક કલાકમાં વહી જાય. ૨૫ ઘ. ફુટે : ૧૩૨૦૦૦ ઘ. ફુ. :: ૪ ગેલન=૨૧૧૨૦ ગેલન પાણી એક કલાકમાં વહી જાય માટે ૨૧૧૨૦×૨૪=૫૦૬૮૮૦ ગેલન. જવાબ.

૫. ૯૩$\frac{૩}{૮}$ ને ભાવે ૩$\frac{૧}{૨}$ ટકાની લોનમાં એક રકમ રોકવાથી

અમુક વાર્ષિક આવક થાય છે, ૧૦૫$\frac{૩}{૮}$ ને ભાવે ૪$\frac{૧}{૪}$ ટકાની લોનમાં રૂ. ૧૫૯૫ ઓછા રોકવાથી પણ તેટલીજ આવક થાય છે ત્યારે આવક કેટલી હશે ?

ધારો કે તેની આવક ૩$\frac{૩}{૪}$ રૂપીઆની છે તો પહેલી લોનમાં-ટો રૂ. ૯૩$\frac{૩}{૮}$ રોકવા પડે. હવે બીજી લોનમાં તેટલી આવક કરવાને $\frac{૧૭}{૪}$ : $\frac{૧૫}{૪}$ :: $\frac{૭૪૭}{૮}$=$\frac{૧૦૯૫૯}{૧૩૬}$ રૂ. રોકવા પડે. ૯૩$\frac{૩}{૮}$−$\frac{૧૦૯૫૯}{૧૩૬}$= $\frac{૧૭૪૦}{૧૩૬}$ રૂ. ઓછા રોકવા પડે. રૂ. $\frac{૧૭૪૦}{૧૩૬}$ ઓછા રોકવા પડે :૧૫૯૫ રૂ. ઓછા રોકવા પડે. :: $\frac{૧૫}{૪}$ રૂ. આવક=૪૦૦$\frac{૩૩}{૫૮}$.

## ૧૯૬૫.

૧. ત્રણ સરખી સંખ્યાઓનો ગુણાકાર ૭૮૯૦૧૨૩૪ અને ૭૯૦૧૧૧૯૮ ના સરવાળા કરતાં ૯૮૭૬૫૪૩ ઓછો થાય છે અને તેમાંની દરેક સંખ્યા અમુક બે સરખી સંખ્યાના ગુણાકારની બરાબર છે તો તે સંખ્યા કઈ ?

૭૮૯૦૧૨૩૪+૭૯૦૧૧૧૯૮-૯૮૭૬૫૪૩=૧૪૮૦૩૫૮૮૯ આ સંખ્યા તે ત્રણ સરખી સંખ્યાનો ગુણાકાર છે માટે ૧૪૮૦૩૫૮૮૯ નું ઘનમૂળ કાઢીએ તો ત્રણ સરખી સંખ્યામાંની એક સંખ્યા આવે માટે ૧૪૮૦૩૫૮૮૯ નું ઘનમૂળ ૫૨૯ આવ્યું, હવે આ ૫૨૯ તે બે સરખી સંખ્યાનો ગુણાકાર છે માટે ૫૨૯ નું વર્ગમૂળ કાઢવાથી મૂળ સંખ્યા આવશે. ૫૨૯ નું વર્ગમૂળ ૨૩ છે. જવાબ. ૨૩

૨. કેટલાક મજુરો એક કામ ૩૬ દિવસમાં કરી શકે પણ ૪ મજુરો ૮ દિવસ સુધી ગેરહાજર રહેવાથી તે કામ ૪ દિવસ લંબાય છે તો બધા મળીને કેટલા મજુરો હતા ?

૪ મજુરો ૮ દિવસ ગેરહાજર રહ્યા જેથી ૩૨ મજુરો જેટલું

કામ ઓછું થયું તે કામ કરવાને ૪ દિવસ વધારે થયા એટલે ૩૨ ÷૪=૮ મજુરો મૂળના હતા.

૩. એક વેપારીએ ૧૫ શેરના ભાવના કેટલાક ઘઉં ખરીદ્યા હતા તેમાંથી ૧૫ મણ ૧૫ શેર બગડ્યા બાકી રહેલા ૧૩ શેરના ભાવે વેચવાથી તેને રૂ. ૧૫ નફો રહ્યો ત્યારે તેણે કેટલા મણ ઘઉં ખરીદ્યા હશે?

૧૫ મણ ને ૧૫ શેર ઘઉં બગડ્યા એટલે ૬૧૫ શેર બગડ્યા એક રૂપીઆના ૧૫ શેર લેખે લીધા છે જેથી ૬૧૫÷૧૫=૪૧ રૂપીઆના ઘઉં બગડ્યા છતાં રૂ. ૧૫ નફાના મળ્યા એટલે જેટલા રહ્યા તેમાંથી તેને રૂ. ૫૬ નફો મેળવવાનો રહ્યો.

ધારો કે ૧ શેર ઘઉં હોય તો તેની કીમત $\frac{૧}{૧૫}$ રૂપીઆ બેસે અને $\frac{૧}{૧૩}$ રૂપીઆ ઉપજે એટલે $\frac{૧}{૧૩}-\frac{૧}{૧૫}=\frac{૨}{૧૯૫}$ રૂપીઆ નફો રહે.

$\frac{૨}{૧૯૫}$ રૂ. નફો : ૫૬ રૂ. નફો :: ૧ શેર=૫૪૬૦ શેર વેચેલા એટલે ૧૩૬ મણ ૨૦ શેર વેચ્યા અને ૧૫ મણ ૧૫ શેર બગડ્યા છે માટે કુલ ૧૫૧ મણ ૩૫ શેર ઘઉં ખરીદેલા.

૪. એક ગૃહસ્થે ૩ ટકાવાળી રૂ. ૯૫-૬-૦ ના ભાવની કેટલીક લોન ખરીદી અને ત્રણ વરસ પછી તેનો ભાવ ૧ા વધ્યો એટલે તે વેચીને ઉપજેલી રકમ ૪ ટકાને સાદે વ્યાજે મૂકી. એમ કરવાથી તેની આવક રૂ. ૪૩ વધારે થઈ તો લોન ખરીદવામાં તેણે કેટલા રૂપીઆ ખરચ્યા હતા. લોનની લેવડદેવડમાં દલાલી સેંકડે બે આના આપી હતી.

રૂ ૯૫-૬-૦ નો ભાવ છે અને બે આના દલાલી બેસે છે તેથી એકંદર રૂ. ૯૫-૮-૦ બેસે તેનું વ્યાજ રૂ. ૩ આવે. હવે ભાવમાં રૂ. ૧-૪-૦ વધ્યા એટલે રૂ. ૯૫-૬-૦+રૂ. ૧-૪-૦=રૂ.

૯૬-૧૦-૦ તેમાંથી બે આના દલાલી બાદ કરતાં રૂ. ૯૬-૮-૦ ઉપજ્યા, હવે તે ૪ ટકાને વ્યાજે મૂકે છે તો રૂ. ૧૦૦ : રૂ. ૯૬-૮-૦ રૂ. ૪ વ્યાજ=૩$\frac{૮૬}{૧૦૦}$ રૂપીઆ વ્યાજ નવા ફેરફારથી થયું અને પ્રથમ રૂ. ૩ ઉપજતા હતા જેથી રૂ. $\frac{૮૬}{૧૦૦}$ નો વધારો થયો આ-ટલો વધારો કરવાને તેણે રૂ. ૯૫-૮-૦ રોક્યા હતા તો રૂ. $\frac{૮૬}{૧૦૦}$ : રૂ. ૪૩ :: રૂ. ૯૫-૮-૦=રૂ. ૪૭૭૫ જવાબ.

૫. એક ઉઘાડા હોજનું તળીઆ સુદ્ધાં બધી બાજુઓનું ચ-ણતર દોઢ ફુટ જાડું છે અને તેની અંદરની લંબાઈ અને પહોળાઈ અનુક્રમે ૧૨ અને ૬ ફુટ છે તે ચણવાની મજુરી દર ઘનયાર્ડના આઠ આના પ્રમાણે રૂ. ૧૦-૮-૦ થાય છે તો તેમાં કેટલા ઘનફુટ પાણી માશે?

ચણતરના દરયાર્ડે આઠ આના બેઠા છે અને રૂ. ૧૦-૮-૦ ખર્ચ થયું છે જેથી ૨૧ ઘનયાર્ડ=૫૬૭ ઘનફુટ ચણતર થયું છે હોજની અંદરની લંબાઈ ૧૨ અને પહોળાઇ ૬ છે. ચણતર દોઢ ફુટ જાડું છે. માટે લંબાઇની ભીંતો ઠેઠની ગણી અને પહોળાઇની ભીંતો ગાળામાં ગણી તો ૧૨+૧॥+૧॥=૧૫ લંબાઇની ભીંત અને તેવીજ ભીંત સામેની એટલે ૧૫+૧૫=૩૦ અને ૬+૬=૧૨ પહો-ળાઇની ભીંત એટલે ૩૦+૧૨=૪૨ ફુટ લંબાઇનું ચણતર તે દોઢ ફુટ જાડું છે માટે ૪૨×૧॥=૬૩ ચોરસફુટ થયા, એકંદર ચણતર ૫૬૭ ઘનફુટ છે માટે ૫૬૭÷૬૩=૯ ફુટ ઉંચું ચણતર થયું. હવે ટાંકીની અંદરના પાણીના ઘનફુટ કાઢવા છે માટે ૧૨×૬×૯=૬૪૮ ઘનફુટ પાણી માશે.

## ૧૯૧૬

૧. એવી ત્રણ સંખ્યાઓ શોધી કાઢો કે પહેલી અને બીજી

સંખ્યાનો ગુણાકાર ૫૨૭, બીજી અને ત્રીજી સંખ્યાનો ગુણાકાર ૭૧૩ અને પહેલી અને ત્રીજી સંખ્યાનો ગુણાકાર ૩૯૧ આવે.

પહેલી અને બીજી સંખ્યાનો ગુણાકાર ૫૨૭ છે અને પહેલી તથા ત્રીજી સંખ્યાનો ગુણાકાર ૩૯૧ છે માટે તે બન્ને સંખ્યામાં પહેલી સંખ્યા સામાન્ય ભાજક હશે, તેથી તે બે સંખ્યાનો સામાન્ય ભાજક પહેલી સંખ્યા હશે. સામાન્ય ભાજક કાઢવા માટે તે બે સંખ્યાનો દૃઢભાજક કાઢ્યો તો ૧૭ આવ્યો માટે ૧૭ પહેલી સંખ્યા.

પહેલી અને બીજી સંખ્યાના ગુણાકારને પહેલી સંખ્યાએ ભાગવાથી બીજી સંખ્યા આવે માટે ૫૨૭÷૧૭=૩૧ બીજી સંખ્યા.

પહેલી અને ત્રીજી સંખ્યાંના ગુણાકારને પહેલી સંખ્યાએ ભાગવાથી ત્રીજી સંખ્યા આવે માટે ૩૯૧÷૧૭=૨૩ ત્રીજી સંખ્યા.

૨. નીચેના અપૂર્ણાંકને સાદું રૂપ આપો—

$$\frac{\frac{૩}{૫}\ (૧-૧\frac{૧}{૫}\ \text{ના}\ \frac{૧૧}{૧૫})}{૩\frac{૧}{૫}\ \text{ના}\ \frac{૩}{૪}+\frac{૧}{૧૦}} \div \frac{\cdot૦૧૫\ \text{ના}\ \frac{૧}{૩}\div\cdot૦૦૯}{૧૦\ \text{ના}\ ૨\frac{૪}{૯}-\frac{૫}{૯}\ \text{ના}\ \cdot૨૫}$$

$\frac{૬}{૫}\times\frac{૧૧}{૧૫}=\frac{૨૨}{૨૫}$ | $૧-\frac{૨૨}{૨૫}=\frac{૧૩}{૨૫}$ | $\frac{૩}{૫}\times\frac{૧૩}{૨૫}=\frac{૩૯}{૧૨૫}$ | $\frac{૧૬}{૫}\times\frac{૩}{૪}=\frac{૧૨}{૫}$ |
$\frac{૧૨}{૫}+\frac{૧}{૧૦}=\frac{૨૫}{૧૦}$ | $\frac{૩૯}{૧૨૫}\times\frac{૧૦}{૩૫}=\frac{૭૮}{૮૭૫}$

$\frac{૧૫}{૧૦૦૦૦}\times\frac{૧}{૩}=\frac{૧}{૨૦૦૦}\times\frac{૧૦૦૦}{૯}=\frac{૧}{૧૮}$ | $\frac{૧૦}{૧}\times\frac{૨૨}{૯}=\frac{૨૨૦}{૯}$ | $\frac{૫}{૯}\times\frac{૨૫}{૧૦૦}=\frac{૫}{૩૬}$ | $\frac{૨૨૦}{૯}-\frac{૫}{૩૬}=\frac{૨૬૨૫}{૧૦૮}$ | $\frac{૧}{૧૮}\times\frac{૧૦૮}{૨૬૨૫}=\frac{૧}{૮૭૫}$ | $\frac{૭૮}{૮૭૫}\times\frac{૮૭૫}{૧}=૭૮$ જવાબ.

૩. એક બેન્કમાં અનામત રાખેલા સોનાના નાણાનું વજન ૨૭ ટન ૧૦ હંડ્રવેટ ૩ ક્વાટર ૩ પૌંડ છે. એક એવોર્ડુપોઇઝ પૌંડના ૭૦૦૦ ગ્રેન છે અને એક પૌંડના શિક્કાનું વજન ૧૨૩.૩૭૪ ગ્રેન છે. તો અનામત રાખેલા નાણાંની કીંમત શોધી કાઢો.

૨૭ ટન ૧૦ હંડ્રવેટ ૩ ક્વાટર ૩ પૌંડ=૬૧૬૮૭ પૌંડ × ૭૦૦૦=૪૩૧૮૦૯૦૦૦ ગ્રેન. ૪૩૧૮૦૯૦૦૦÷૧૨૩·૩૭૪=૩૫૦૦ પૌંડ. જવાબ.

૪. ખાંડની કીંમત સેંકડે ૧૦ ટકા ઘટવાથી એક માણસ ૧૫ શિલિંગની ૮ રતલ ખાંડ વધારે ખરીદ કરી શકે છે. તો ઘટાડેલો ભાવ કેટલો ?

ધારો કે એક શિલિંગની એક રતલ ખાંડ આવતી હશે તો તો ૧૫ શિલિંગની ૧૫ રતલ આવતી હશે. હવે ભાવ સેંકડે ૧૦ ટકા ઘટયો એટલે જે માલના ૧૦૦ શિલિંગ આપવા પડતા તે માલના ૯૦ શિ. આપવા પડે માટે ૧૦૦ શિ. : ૧૫ શિ. :: ૯૦ શિ.=$૧૩\frac{૧}{૨}$ શિલિંગની ૧૫ રતલ ખાંડ હવે આવે, એટલે ૧૫ શિલિંગની $૧૩\frac{૧}{૨}$ શિ. : ૧૫ શિ. :: ૧૫ રતલ=$૧૬\frac{૨}{૩}$ રતલ ખાંડ આવે. પહેલાં ૧૫ રતલ આવતી હતી અને હમણાં $૧૬\frac{૨}{૩}$ રતલ આવે છે માટે $૧\frac{૨}{૩}$ રતલ વધારે આવે છે. પણ હિસાબમાં ૮ રતલ વધારે આવવાની કહી છે તેથી $\frac{૫}{૩}$ રતલ : ૮ રતલ :: ૧ રતલ= $\frac{૨૪}{૫}$ રતલ ખાંડ પ્રથમ ૧ શિ.ની આવતી હશે માટે ૧ રતલ ખાંડના $\frac{૫}{૨૪}$ શિલિંગ=$\frac{૫}{૨}$ પેન્સ બેસતા હશે. હવે તેનો ભાવ ૧૦ ટકા ઘટયો છે માટે ૧૦૦ : $\frac{૫}{૨}$ :: ૯૦=$૨\frac{૧}{૪}$ પેન્સ ઘટાડેલો ભાવ.

૫. એક માણુસની પાસે ૫૦ શેર છે. દરેક શેર ૬ પૌંડ ૧૨ શિલિંગ ને ભાવે વેચવાથી તેને ૩૦ પૌંડ નફો થાય છે, તો તેણે દરેક શેરની શી કીંમત આપી હશે ! જો દર શેરે તેને ૧૦ શિલિંગ કંપની તરફથી નફાની વહેંચણીના મળ્યા હોય તો આ વેપારમાં રોકેલી મુડી ઉપર તેને સેંકડે કેટલા ટકા નફો મળ્યો !

એક શેરના ૬ પૌંડ ૧૨ શિલિંગને ભાવે ૫૦ શેરના બેને

૩૩૦ પૌંડ ઉપજ્યા હશે તેમાંથી નફાના ૩૦ પૌંડ બાદ કર્યા તો ૩૦૦ પૌંડ તેને ૫૦ શેરના બેઠા હશે માટે દરેક શેરના ૩૦૦÷૫૦ =૬ પૌંડ બેઠા હશે.

દરેક શેરે ૧૦ શિલિંગ નફો વહેંચાય માટે ૫૦ શેર ઉપર ૫ ×$\frac{૧૦}{૨}$=૨૫ પૌંડ નફો મળ્યો હશે તે શેરના તેને ૩૦૦ પૌંડ બેઠા છે માટે ૩૦૦ પૌંડ ઉપર તેને ૨૫ પૌંડ નફો થયો કહેવાય. આપણે સેંકડે નફો કાઢવો છે માટે ૩૦૦ પૌંડ : ૧૦૦ પૌંડ :: ૨૫ પૌંડ નફો=૮$\frac{૧}{૩}$ ટકા નફો. જવાબ.

૬. ૩૮૨૦ પૌંડ ૬ શિલિંગ ૩ પેન્સનું બીલ ૫ માસે પાકવાનું છે, તેની તુરત મુદ્દલ ૩૭૫૦ પૌંડ થાય, તો ૯ માસે પાકવાના ૩૮૭૬ પૌંડ ૧૧ શિલિંગ ૩ પેન્સના બીલની તેજ વ્યાજના દરે તુરત મુદ્દલ કેટલી ?

પ્રથમ વ્યાજનો દર કાઢવો પડશે માટે—

ક૮૨૦ પૌંડ ૬ શિલિંગ ૩ પેન્સ વ્યાજમુદ્દલ.
૩૭૫૦ પૌંડ મુદ્દલ.

---

૭૦ પૌંડ ૬ શિલિંગ ૩ પેન્સ વ્યાજ

૭૦ પૌંડ ૬ શિલિંગ ૩ પેન્સ=$\frac{૧૧૨૫}{૧૬}$

૩૭૫૦ પૌંડ : ૧૦૦ પૌંડ } :: $\frac{૧૧૨૫}{૧૬}$ પૌંડ વ્યાજ=૪$\frac{૧}{૨}$
૫ માસ : ૧૨ માસ } વ્યાજનો દર હશે.

૪$\frac{૧}{૨}$=$\frac{૯}{૨}$×$\frac{૯}{૧૨}$=$\frac{૨૭}{૮}$ વ્યાજ+૧૦૦ મુદ્દલ=$\frac{૮૨૭}{૮}$ વ્યાજમુદ્દલ.

$\frac{૮૨૭}{૮}$ વ્યાજમુદ્દલ : $\frac{૬૨૦૨૫}{૧૬}$ વ્યાજમુદ્દલ :: ૧૦૦ મુદ્દલ=૩૭૫૦ પૌંડ મુદ્દલ. જવાબ.

# દેશીનામું.

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

### ૧૯૦૬

૧. પાકું ખાતું, વટાવ, હુંડીઆમણ અને વ્યાજની વ્યાખ્યાઓ લખો:—

જ—જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ તે ફરીથી બીજે ખાતે જમા યા ખર્ચ થતી નથી તે ખાતાને **પાકું ખાતું** કહે છે.

કોઇ પણ જણસના વેપારમાં નફો થાય તો તે જે ખાતે જમા અને તોટો જાય અથવા આવવાના રૂપીઆ ડુલે તો તે જે ખાતે લખાય છે તેને **વટાવખાતું** કહે છે.

હુંડીના વટાવને **હુંડીઆમણ** કહે છે. તેનો જમાખર્ચ હુંડી-આમણ ખાતે લખાય છે.

કોઈ માણસને કંઈ રકમ અમુક મુદત સુધી ધીરીએ તો તે બદલ આપણને તે રકમ ઉપરાંત કંઇ વધારે મળે છે તેને તે રક-મનું **વ્યાજ** કહે છે.

૨. રોજમેળ અને ખેડામેળનો તફાવત સમજાવો.

જ—(૧) બન્નેમાં રોકડી અને જમાખર્ચી રકમો આવે છે, પરંતુ રોજમેળમાં દરરોજ સાંજે સિલિક કાઢવામાં આવે છે અને ખેડામેળમાં આઠ, પંદર દિવસ કે માસનો જમાખર્ચ લખીને સિલક કાઢે છે. (૨) રોજમેળમાં મેળને મથાળે મિતિ લખાય છે ને ખેડા-મેળમાં માસનું નામ લખાય છે તથા મિતિ દરેક ખાતાદારને છેડે

જણાવે છે. (૩) રોજમેળ મોટા વેપારી રાખે છે અને બેડામેળ નાના વેપારી રાખે છે.

૩. નીચેની રકમોનો ફાગણ માસનો રોજમેળ લખો.

અ સીલીક રૂ. ૧૦૦૦).

બ પીતાંબર તાપીદાસને ત્યાંથી રૂ. ૬) ને ભાવે ૯૦ મણ ગોળ લીધો. તેમાંથી ૫૦ મણ વેચવાને માટે અને ૪૦ મણ વરો કરવાને માટે, તેને પેટે રૂ. ૩૨૦) રોકડા આપ્યા. સુદ ૫.

ક પગી બહેચર રઘનાથ પાસે રૂ. ૫૦૦) મુદ્દલ તથા રૂ. ૭૦) વ્યાજના મળીને રૂ. ૫૭૦) નીકળ્યા. તેમાં રૂ. ૨૦૦) રોકડા રૂ. ૨૦૦) નો ઘોડો અને રૂ. ૧૭૦) ના બે બળદ લઇ ખાતું માંડીવાળ્યું. સુદ ૧૪.

ડ શા. જમનાદાસ ગોપાળને રૂ. ૩૫૦) ની હુંડી સુરતના પરીખ આત્મારામ ભૂખણના ઉપર રૂ.૯૯) ના ભાવથી આપી. વદ ૭.

ઇ બનાટ વાર ૭૦ સટબંધ રૂ. ૪) ના ભાવે પરીખ પ્રેમાનંદ મનસુખને ત્યાં વૈતરા મારફત મોકલાવી. વૈતરાના બે આના પરભાર્યાં તેમને ત્યાંથી લેશે. તેમણે રૂ. ૨૫) વસુલ મોકલ્યા. વદ ૧૧.

સૂચના—રોજમેળ શી રીતે લખવો એ તો દરેક જણને આવડતું હશેજ એમ ધારી ફક્ત જમા ઉધાર શી રીતે કરવું તેજ બતાવ્યું છે, પરંતુ પરીક્ષામાં તો પૂરો રોજમેળ લખવો જોઇએ.

જ—(બ) ૫૦ મણ ગોળ વેચવા લીધો તેના રૂ.૨૦૦) ખરીદ ખાતે ઉધારવા અને બાકીના ૪૦ મણ ગોળના રૂ. ૧૬૦) શ્રી ખર્ચ ખાતે ઉધારવા. હવે ૯૦ મણ ગોળના રૂ. ૩૬૦) શા. પીતાંબર તાપીદાસ આપણી પાસે માગે પણ તેમાં રૂ. ૩૨૦) રોકડા આપેલા બાદ કરતાં બાકીના રૂ. ૪૦) તેમને ખાતે જમા કરવા.

(ક) વ્યાજના રૂ. ૭૦) શ્રી વ્યાજખાતે જમા કરી પગી બહેચર રઘનાથને ખાતે ઉધારવા. વળી વ્યાજમુદ્દલ રૂ. ૫૭૦ પગીને ખાતે જમા કરવું અને રૂ. ૨૦૦) નો ઘોડો અને રૂ. ૧૭૦) ના બે બળદ આપ્યા તે કુલ રૂ. ૩૭૦) શ્રી ઢોરખાતે ઉધારવા. (ડ) શા. જમનાદાસ ગોપાળને ઉધારે હુંડી આપી માટે ભાવ પ્રમાણે રૂપીઆ ૩૪૬ાા તેમને ખાતે ઉધારવા. સુરતના પરી. આત્મારામ ભૂખણના ઉપર હુંડી લખી આપી માટે તે આપણી પાસે રૂ. ૩૫૦) માગે એ રૂપીઆ તેમને ખાતે જમા કરવા અને રૂ. ૩ાા આપણને ખોટ ગઈ તે શ્રી હુંડીઆમણ ખાતે ઉધારવા. (ઇ) રૂ. ૨૮૦) જનાતના શ્રી વકરાખાતે જમા કરવા અને તે ૨૮૦ રૂપીઆ પરી. પ્રેમાનંદ મન-સુખ પાસે આપણે માગીએ તે પૈકી રૂ. ૨૫) તેણે આપેલા છે માટે તે બાદ જતાં રૂ. ૨૫૫) તેમને ખાતે ઉધારવા. વળી વૈતરાના પૈસા તેમણે આપેલા છે એટલે આપણે તેનું નામું લખવાનું નહિ. ( સા-સીક રૂપીઆ ૯૦૫)

૪. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૧ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૧૦ સેંકે અરધો દિવસ કાપવો.

## પટેલ ભુખણ ત્રીકમનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૨૭૦) કારતક વદ ૧૦ | ૩૬૦) કારતક સુદ ૨ |
| ૧૮૫) ફાગણ સુદ ૮ | ૨૫૦) માહા વદ ૯ |
| ૧૭૫) વૈશાખ વદ ૪ | ૧૯૫) જેઠ સુદ ૧૨ |
| ૧૪૦) જેઠ સુદ ૧૧ | ૧૫૨) ભાદરવા વદ ૭ |

જ—આઢી લેણા રૂ.૧૬૦) અને વ્યાજના રૂ. ૮।—૧પા—૨

૧૯૦૭

૧. રોજમેળ બંધ કરવો અને રોજમેળ બંધ રહેવો, ઉપર-ટપકું, શ્રી પુરાંત, ભરતીઉં, શાહજોગી હુંડી, ચઢાવો અને પરપેઠ એ શબ્દોને ઉદાહરણ સહિત સમજાવો.

જ—રાત્રે જ્યારે લેવડદેવડ બંધ થાય છે, ત્યારે વેપારી લોકો ટાંચણપરથી નામું રોજમેળમાં નાંખી સિલક કાઢે છે; તેને **રોજમેળ બંધ કરવો** કહે છે.

જે દિવસે રોજમેળમાં એક પણ રકમ જમા ઉધાર કરવાની હોય નહિ તે દિવસે **રોજમેળ બંધ રહ્યો** કહેવાય છે.

થોડા વખતને માટે ઉછીની આપેલી રકમ, મેળ બંધ કરતાં સુધીમાં ન આવે; તોપણ લઈ જનાર આસામીને નામે ન લખતાં સિલકના પેટામાં જણાવવામાં આવે છે કે આટલા પૈસા ફલાણા પાસે ઉપરટપકે લેણા. જો બીજે દિવસે આ રકમ આવી ન જાય તો પછી ઉપરટપકે ન રાખતાં મેળમાં તેને નામે ઉબળેક રકમની માફક ઉધારવામાં આવે છે. આવી રકમને **ઉપરટપકેની** રકમ કહેછે.

માલની મૂળ કીંમત તથા ખર્ચ વિગતવાર જણાવવાને દેશા-વરવાળો આડતીઓ, જે કાગળ લખે છે તેને **ભરતિયું** કહે છે.

સાંજે રોજમેળ બંધ કર્યા પછી જે સિલિક રહે છે તેને **શ્રી પુરાંત** કહે છે.

જે હુંડીના રૂપીઆ હુંડી લાવનાર કોઇ પણ લાયક મા-ણસને ખોળાધર (જામીન) આપવાથી અગર શાહજોગ મળે છે. તેને

શાહજોગી હુંડી કહે છે.

જે માણસ કાંધા તરીકે રૂપીઆ લેવા જાય છે તેને જેટલા રૂપીઆ દેણદાર આપે તે ઉપર વ્યાજ તથા મંડામણી તરીકેની જેટલી રકમ વધારવામાં આવે છે તેને ચડાવો કહે છે. જેમકે રૂ.૨૦) રોકડા લઇ રૂ. ૨૨) નું ખાતું પાડી આપે તો રૂપીઆ ૨) ચડાવો કહેવાય.

હુંડી ગેરવલ્લે પડે તો પેંઠ અને પેંઠ ગેરવલ્લે પડે તો પરપેંઠ લખી આપે છે.

૨. નીચેની રકમોનો સંવત ૧૯૬૦ ના ભાદરવા માસનો રોજમેળ લખો.

આ શ્રી જણસે રૂ. ૬૧૩ાના

૫ ચોકસી છોટાલાલ લલ્લુભાઇને રૂ. ૮ાા તથા રૂ. ૨૦ ના પૈસા ૬૫ લેખે આપ્યા. સુદી ૪.

૬ ચાર આનાનાં કવર ૮ મંગાવ્યાં. તેમાંની બે વપરાયાં. સુદ ૬.

૮ રૂ મણ ૨૪ દર રૂ. પાા ના ભાવથી ફરેમાનજી લુકમાનજીને રોકડેથી આપીને સાકર મણ ૧૬ાા ખરીદી. તે વખારે લાવતાં ૦)≈ ખરાજાત આવી.

૯ રૂપીઆ ૩૫૧) ની હુંડી દર ૦ાા≈ લેખે પરીખ કેશવલાલ ઇશ્વરલાલને ત્યાંથી રોકડેથી લખી મંગાવી. તેમણે મુંબાઇના શેઠ ત્રીભોવનદાસ લક્ષ્મીદાસ ઉપરની શાહજોગ મુદત વારબાભની લખી મોકલી. આપણે ત્યાં આવ્યા પછી શા. તલકચંદ

હેમચંદની માગણી થઈ. તેમને બે આના નફો ચઢાવી હુંડી આપી. એ વેપાર ઉધારે થયો.

જ—(અ) રૂ. ૨૮ા। ચોકસી છોટાલાલ લલ્લુભાઇને ખાતે ઉધારવા અને રૂ. ૨૦) ના પૈસા ૬૫ લેખે આપવામાં રૂ. ૦।~ ખોટ ગઈ તે શ્રી વટાવખાતે ઉધારવા. (ક) કવરનાણું ( નોટના જે-વું ) છે એમ સમજવું. માટે વપરાએલાં બે કવરનો ૦)~ શ્રી ખર્ચ ખાતે ઉધારવો અને સિલકમાં ૦)ૠ નાં કવર ૬ છે એમ લખવું. (ડ) રૂ. ૧૩૨) શ્રી વકરાખાતે જમા કરવા અને રૂ. ૧૩૨)ૠ શ્રી ખરીદખાતે ઉધારવા. (ઇ) રૂ ૩૫૩ા~ા શ્રી હુંડીની ખરીદી ખાતે ઉધારવા તથા તે શા. તલકચંદ હેમચંદને ઉધારે વેચી માટે રૂ. ૩૫૩ાા~ા શ્રી હુંડીના વકરાખાતે જમા કરી તેને ખાતે ઉધ.રવા.

સીલીક રૂપીઆ ૬૩૪ાૠા તેમાં ૬૩૪ાા૦ા રોકડો અને ૦)ૠ નાં કવર.

૩. નીચેના ખાતાનું કાપતું વ્યાજ સંવત ૧૮૬૨ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રાસ ૮ લેખે. અરધો દિવસ કાપવો.

## દેશાઈ અંબાલાલ નાથજીનું ખાતું,

| જ | ઉ |
|---|---|
| ૧૨૫) કારતક સુદ ૧ | ૯૭ાા પોષ વદ ૭ |
| ૭ાા માહા વદ ૮ | ૮૫) ફાગણ સુદ ૩ |
| ૨૧) અસાડ સુદ ૧૪ | ૬૦) જેઠ સુદ ૨ |

જ—બાકી લેણા રૂ. ૮૯) અને વ્યાજના રૂ. ૧-૧૭—૨

૧૯૦૮

૧. વેપારીના ચોપડા ક્યા ક્યા અને તે શા ઉપરથી તૈયાર કરવામાં આવે છે ?

જ—(૧) રોકડમેળ, (૨) નોંધ, (૩) આવરો, (૪) આંકડાવહી (૫) ખાતાવહી (૬) વ્યાજવહી.

**રોકડમેળ**—એમાં રોકડી રકમ આવે ને જાય તે લખવામાં આવે છે તથા સાંજે સિલક કઢાય છે.

**નોંધ**—એમાં રોકડ સિવાયની સઘળી જમાખર્ચી રકમો લખવામાં આવે છે. તે બે જાતની છે. (૧) જમાની નોંધ (૨) ઉધારની નોંધ.

**આવરો**—રોકડમેળ ને નોંધ ઉપરથી એકંદર નામું લખવાનો ચોપડો.

**આંકડાવહી**—રોકડમેળ અને નોંધમાં જમાખર્ચ થએલી રકમો જે ચોપડામાં ખાતાંવાર ખતવાય છે તેને.

**ખાતાવહી**—આવરા ઉપરથી ખાતાવાર રકમો ખતવવાનો ચોપડો.

**વ્યાજવહી**—ખાતાવહી ઉપરથી વ્યાજુ ખાતાનો વ્યાજ કાઢવાનો ચોપડો.

૨. શાહજોગી અને નામજોગી હુંડીનો તફાવત સમજાવો.

જ—શાહજોગી હુંડી વેચી શકાય છે એટલે તેના પૈસા ગમે તેને મળી શકે છે; પરંતુ નામજોગી હુંડી વેચી શકાતી નથી; કારણ કે તેનાં નાણાં જેને આપવા લખેલું હોય તેનેજ મળે છે બીજા કોઈને મળતાં નથી.

૩. નીચેની રકમો ઉપરથી સંવત ૧૯૬૪ ના અસાડ માસનો રોજમેળ લખી સિલક કાઢો.

ક. શ્રી પુરાંત જણસે રૂ. ૭૫૩ાન્ના

ખ. સુદ ૫ ને દિવસે બરફી મણ ૧૦ રૂ. ૧૧ાા ના ભાવની અમદાવાદવાળા આડતીઆ પટેલ મોતીલાલ કેશવલાલ ઉપર વેચવા મોકલી, તે ત્યાં દર રૂ. ૧૧) લેખે વેચાઈ તેથી રૂ. ૧૧૦) ઉપજ્યા પણ રેલવે ભાડું રૂપીઆ ૨ાા તેમણે આપેલું તથા સેંકડે ૧ ટકા પ્રમાણે દલાલીનો રૂ. ૧)ન્ના થયો તે બાદ જતાં રૂ. ૧૦૬ાન્ના નું ભરતીઉં સુદ ૮ નું લખેલું આવ્યું.

ગ. પાઘડી ૧ રૂપીઆ ૨૫) ની શા. નેમચંદ નાનચંદને ઉધારે વેચી સુદ ૨.

ઘ. શા. નેમચંદે સુદ ૧૦ ને દિવસે વેચેલી પાઘડી અનુકુળ ન આવવાથી પાછી આપી. વદ ૧.

ચ. હુંડી ૧ રૂ. ૩૦૦) ની રાખ્યા શીવશંકર ભોળાનાથને મુંબાઈના પરીખ પ્રભુદાસ કાશીદાસ ઉપર ઉધારે લખી આપી. હુંડીઆમણ સેંકડે ૨ આના લીધું.

જ—(ખ) રૂ. ૧૧ાા ના ભાવની ૧૦ મણ બરફી વેચવા મોકલી માટે તેના રૂ. ૧૧૫) શ્રી વકરા ખાતે જમા કરીને અમદાવાદવાળા આડતીઆ પટેલ મોતીલાલ કેશવલાલને હચુખાતે ઉધારવા. સુદ ૫. હવે તે બરફી વેચાયાનું ભરતીઉં સુદ ૮ ને દિવસે રૂ. ૧૦૬ાન્ના નું આવ્યું માટે પટેલ મોતીલાલ કેશવલાલને હચુ ખાતે ઉધરેલા રૂપીઆ તેમના હચુખાતે જમા કરીને રૂ. ૧૦૬ાન્ના તેમને ખાતે ઉધારવા તથા ખોટના રૂ. ૮ાાન્ના શ્રી ખરીદ ખાતે

ઉધારવા (ગ) રૂ. ૨૫ શ્રી વકરાખાતે જમા કરી શા. નેમચંદ નાનચંદના ખાતે ઉધારવા. શુદ ૧૦ (ઘ) રૂ. ૨૫) શ્રી ખરીદખાતે ઉધારી શા. નેમચંદ નાનચંદને ખાતે જમા કરવા. વદ ૧ (ચ) રૂ. ૩૦૦) ની હુંડીના હુંડીઆમણુ સહિતના રૂ. ૩૦૮ા≈ શીવશંકર ભોળાનાથને નામે ઉધારવા અને રૂ. ૩૦૦) મુંબઇના પરીખ પ્રભુદાસ કાશીદાસને ખાતે જમા કરવા. રૂ. ૮ા≈ હુંડીઆમણુ મળ્યું માટે તે શ્રી હુંડીઆમણુ ખાતે જમા કરવું.

સિલિક રૂપીઆ ૭૫૩ાના

૪. નીચેના ખાતાનું વ્યાજ સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તારીજ બનાવો. વ્યાજ રામ ૮ લેખે.

| જ | ઉ |
|---|---|
| ૪૦૦) કારતક સુદ ૨ | ૩૦૦) પોષ વદ ૫ |
| ૪૨૫) શ્રાવણ વદ ૮ | ૭૫૦) ભાદરવા વદ ૨ |

જ—બાકી લેણા ૨૨૫) અને વ્યાજ રૂ. ૯—૨૩ાાા

૧૯૦૮

૧. હવાલો, મનીઑર્ડર, ભરતીઉ અને શાહજોગી હુંડી એટલે શું?

જ—કોઈ ખાતાદાર પોતાના ખાતાનું દેવું બીજાને કબુલાવે ત્યારે તેણે **હવાલો** આપ્યો અને લેણદારે હવાલો લીધો એમ કહેવાય છે.

કોઈપણ માણસને કંઈ રકમ પરદેશ મોકલવી હોય છે ત્યારે તેની હુંડી નહિ લખાવતાં તેટલી રકમ ઉપરાંત પાંચ રૂપીએ એક આના પ્રમાણે વધારે રકમ આપવાથી એ પૈસા સામા માણસને સરકાર મોકલી આપે છે તેને **મનીઑર્ડર** કર્યો કહે છે.

બીજી વ્યાખ્યાઓ આગળ આવી ગઇ છે.

૨. રોકડમેળ અને આવરો એમાં તફાવત શું ?

જ—(૧) રોકડમેળમાં રોકડી રકમો આવે છે અને આવરામાં રોકડી તથા જમાખર્ચી બન્ને રકમો આવે છે એટલે આવરામાં રોકડમેળ સમાઇ જાય છે. (૨) રોકડમેળમાં દરરોજનું નામું દરરોજ લખાય છે તેથી એક માણસનું ખાતું જમા યા ઉધારમાં એકથી વધારે વખત આવી શકે છે અને આવરો રોકડમેળ તથા નોંધ ઉપરથી તૈયાર કરવામાં આવે છે અને તે તૈયાર કરવામાં ૧૫ દિવસ કે મહીના મહીનાની એક ખાતાદારની રકમો સાથે લેવાય છે ને પેટામાં રોકડમેળ કે નોંધનું પાનું ને મિતિ લખવામાં આવે છે માટે આવરામાં એક માણસનું ખાતું જમા યા ઉધારમાં રોકડમેળની રકમ માટે એક વખત અને નોંધની રકમ માટે એક વખત એમ મળીને વધારેમાં વધારે બે વાર આવી શકે.

૩. અરધા દોકડાની તેરીખ અને આઠ આનાની તેરીખ એ બેઉનો અર્થ સ્પષ્ટ સમજાવો.

જ—અર્ધા દોકડાની તેરીખ એટલે એક રૂપીઆનું એક મહીનાનું ૦॥ દોકડો બ્યાજ એટલે ૧ મહીને ૧૦૦ રૂપીઆનું ૦॥ રૂ. થયું, માટે બાર મહીને ૧૦૦ રૂપીઆનું ૬ રૂપીઆ બ્યાજ થાય.

આઠ આનાની તેરીખ એટલે ૧૦૦ રૂપીઆનું એક મહીનાનું ૮ આના વ્યાજ થાય. એટલે ૧૦૦ રૂપીઆનું બાર મહીને ૬ રૂપીઆ વ્યાજ થાય.

૪. નીચેની રકમોનો સંવત ૧૯૬૫ ના અસાડ માસનો મેળ લખો.

अ શ્રી જાણુસે રૂ. ૧૫૩।

च ઘાંચી પીતાંબરને ત્યાંથી રોકડેથી રૂ. ૭ાા ના ભાવે ૩ાા મણ તેલ લાવ્યા તેમાંનું ૦ાા મણ ઘરમાં ખાવાને લઇ જતાં બાકીનું દુકાનમાં વેપાર માટે રાખ્યું. સુદ ૪.

क શા. છગન તારાચંદ અને મુળચંદ તારાચંદ એ બે નામના ખાતાથી ગયા મહા સુદ ૧૪ ની મીતિના રૂપીઆ ૨૦૦) લેણા હતા, તેના આજ સુધીના રૂપીઆ ૫) બ્યાજના ગણી રૂપીઆ ૨૦૫) નું શા છગન તારાચંદ એકલાના નામનું ખાતું પડાવી લીધું. સુદ ૧૪.

ह રતલામના શા. મકુજી વેણીચંદ તરફથી રૂ. ૨૦૦) નો મની-ઓર્ડર મળ્યો ને તે સાથે પત્ર મળ્યો કે મણ ૩૦ થી ૩૫ સુધી તમાકુ મોકલો. વદ ૫.

इ પા. લલ્લુભાઇ ભુલજીને ત્યાંથી તમાકુ મણ ૩૪ દર રૂ. પાા ને ભાવે ઉધારે લાવી રેલવે મારફતે રતલામ સદર શા. મકુજી વેણીચંદને મોકલી. તેની ખરાજાત રોકડેથી નીચે પ્રમાણે વદ ૮.

રૂ ૫ાા ગાંસડી નંગ ૪ નું બાંધણુ કાથા સાથે.

રૂ ૦)॥ સુતળી શેર ૧.

રૂ. ૦ા ગાંસડી બંધામણ તથા શીલાઇની મજુરી.

રૂ. ૦ા~ રેલવે સ્ટેશન સુધી ગાડા ભાડાના.

જ—(च) અરધો મણ ઘરમાં ખાવા લઇ ગયા માટે તેના રૂ. ૩ાા શ્રી ખર્ચખાતે ઉધારવા અને ૩ મણના રૂ. ૨૨ાા શ્રી ખ-રીદખાતે ઉધારવા. સુદ ૪. (क) બ્યાજના રૂ. ૫) શ્રી બ્યાજખાતે

જમા કરી બન્ને ભાઇને ખાતે ઉધારવા, પછી રૂ. ૨૦૫) વ્યાજ સુદ્ધલ બન્નેને નામે જમા કરી એકલા છગન તારાચંદને ખાતે ઉધારવા. સુદ ૧૪. (ડ) રતલામના શા. મકુજી વેણીચંદને ખાતે રૂ. ૨૦૦) જમા કરવા. વદ ૫. (ઈ) તમાકુ મણ ૩૪ ના રૂ. ૧૮૭) પા. લલ્લુભાઈ ભુલજીને ખાતે જમા કરવા અને ખર્ચ સાથે રૂ. ૧૯૩I રતલામના શા. મકુજી વેણીરામને ખાતે ઉધારવા. વદ ૮. સિલિક રૂપીઆ ૩૨૦III.

૫. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૫ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૫ લેખે. અર્ધો દિવસ કાપવો.

શા. જમનાદાસ કરમચંદનું ખાતું. સંવત ૧૯૬૫.

| જ | ઉ |
|---|---|
| ૧૮૦) માગશર સુદ ૧૧. | ૩૧૫) કારતક સુદ ૧. |
| ૧૫૦) પોષ વદ ૩. | ૧૫૦) આસો સુદ ૩. |
| ૧૨૦) બીજા શ્રાવણ સુદ ૮. | |

જ—બાકી લેણા રૂ. ૧૫) અને વ્યાજ રૂ. ૦II-૨૨III-૩II.

૧૯૧૦

૧. વ્યાજ ગણવામાં અર્ધો દિવસની કસર કાપવાનું કારણ શું?

જ—ચાંદ્રમાસ ૨૯II દિવસનો છે અને સૌર્યમાસ ૩૦ દિવસનો છે, તેથી સૌર્યમાસ કરતાં ચાંદ્રમાસ મહીને ૦II દિવસ ઓછો ગણાએલો છે તેથી વધારે માસ ચએલા છે. તેમાંથી મહીને અર્ધો દિવસ લેખે બાદ કરવાથી સૌર્યમાસ થઈ રહેશે.

૨. વ્યાજવહી અને સુડીઉં એનો ઉપયોગ જણાવો.

જ—ખાતાવહીમાં જે ખાતાં હોય છે તે વ્યાજવહીમાં લઇ તેનું વ્યાજ કાઢવામાં આવે છે અને દિવસે જે લેવડ દેવડ થાય તે સુડીઆમાં લખાય છે અને તે ઉપરથી સાંજે રોજમેળમાં ઉતારી લેવાય છે.

૩. કાચું અને પાકું સરવાયું, શાહજોગી અને નામજોગી હુંડી એ બેઉમાં તફાવત શું છે?—

જ—બન્ને સરવાયામાં રકમો એક સરખી આવે છે, પણ કાચું સરવાયું આંકડાવહી ઉપરથી અને પાકું સરવાયું ખાતાવહી ઉપરથી તૈયાર કરવામાં આવે છે. પાકું સરવાયું ખાતાવહી ઉપરથી તયાર કરવામાં આવે છે માટે તેમાં ભૂલ થવાનો સંભવ રહેતો નથી પણ કાચા સરવાયામાં ભૂલનો સંભવ રહે છે.

શાહજોગી અને નામજોગીનો તફાવત આગળ આવી ગયોછે.

૪. નીચેની રકમોનો સંવત ૧૯૬૬ ના જેઠ માસનો મેળ લખો.

(અ) શ્રી જણસ રૂ. ૧૦૩૫।~

(બ) સુદ ૭ ને દિવસે હુંડી ૧ રૂ. ૨૫૦) ની રાખ્યા પરી. જમનાદાસ હરગોવનને રતલામના શા. ત્રીકમજી વીરજી ઉપર ઉધારે લખી આપી. હુંડીઆમણ સેંકડે અઢી આના પ્રમાણે લેવાનો ઠરાવ છે.

(ક) સુદ ૧૧. રૂપીઆ ૨૦ ના ૬૩ લેખે પૈસા ઔતમ ગીરધરને ઉધારે આપ્યા.

(ડ) સુદ ૧૫. મુલ્લાં સરીફુદ્દીન તૈયબજીની દુકાનેથી ૩૨ મણ સાકર રૂ. ૭।ા~ ના ભાવથી લાવ્યા, તેમાંથી ૧૨ મણ વરા

માટે ઘર આગળ લઈ જતાં બાકીની દુકાન ખાતે રાખી. તેને પેટે મુલ્લાંજીને રૂ. ૯૦) રોકડા આપ્યા. સાકર લાવતાં દર મણે સાડાચાર પાઈ મજુર ખર્ચ થયો છે.

(ઇ) વદી ૫. પોસ્ટ હાફીસ સેવીંગબેંક ખાતે તા. ૧ લી જાનેવારીના રૂ. ૨૦૦) લેણા હતા તેના વ્યાજના તા. ૩૧ મી માર્ચ સુધી ત્રણ માસના રૂ. ૧-૮-૦ પાસબુકમાં ઉમેરાવ્યા.

જ—(અ) ૧૦૩૫ા~ શ્રી જણસે. (બ) પરી. જમનાદાસ હરગોવનને રૂ. ૨૫૦) ની હુંડી ઉધારે લખી આપી માટે રૂ. ૨૫૦) હુંડીના અને રૂ. ૦ા≈ા હુંડીઆમણના મળી રૂ. ૨૫૦ા≈ા તેમને ખાતે ઉધારવા. વળી રૂ. ૨૫૦) રતલામના શા. ત્રીકમજી વીરજીને ખાતે જમા કરવા. તેમાં આપણને ૦ા≈ા હુંડીઆમણ મળ્યું માટે તે હુંડીઆમણ ખાતે જમા કરવા. (ક) ઔતમ ગીરધરને ખાતે રૂ. ૨૦) ઉધારી નફાના રૂ. ૦ા~ શ્રી વટાવખાતે જમા કરવા. સુદ ૧૧. (ડ) ૧૨ મણ સાકરના રૂ. ૯૧ાા તથા મજુરીના રૂ. ૦ા૦ાા મળીને રૂ. ૯૧ાાા૦ાા આનો શ્રી ખર્ચખાતે ઉધારવા તથા ૨૦ મણના રૂ. ૧૫૨ાા અને મજુરીના રૂ. ૦ા≈ાા મળીને રૂ. ૧૫૨ાાા≈ાા ખરીદ ખાતે ઉધારવા વળી એકંદર બધી સાકરના રૂ. ૨૪૪) મુલ્લાં સરીફદીન તૈયબજી આપણી પાસે માગે પણ તેમાથી રૂ. ૯૦) આપેલા બાદ કરતાં બાકીના રૂ. ૧૫૪) તેને ખાતે જમા કરવા. સુદ ૧૫. (ઇ) રૂ. ૧ાા શ્રી વ્યાજખાતે જમા કરી પોસ્ટ ઓફીસ સેવીંગબેંક ખાતે ઉધારવો. વદ ૫.

સિલિક રૂપીઆ ૯૪૪ાા આવશે.

૫. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૫ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૬ લેખે.

અર્ધા દિવસની કસર કાપવી.

વહોરા. અલીભાઈ દાહાભાઈનું ખાતું. સંવત ૧૯૬૫.

| જ | ઉ |
|---|---|
| ૪૧૫) ફાગણ વદ ૯ | ૧૫૫) કારતક સુદ ૧ |
| ૪૦) આસો સુદ ૧૦ | ૨૩૨) જેઠ વદ ૬ |
| | ૬૮) ભાદરવા વદ ૦)) |

જ—બાકી રૂ. ૦) અને વ્યાજ રૂ. ૧ા—પાા દો. ૧ાા બદામ.

**૧૯૧૧**

૧. હુંડીના મુખ્ય પ્રકાર તથા તેમનો ઉપયોગ લખો.

જ—ત્રણ પ્રકાર છે. શાહજોગી, નામજોગી અને ધણીજોગી.

શાહજોગી—આ હુંડીના રૂપીઆ ખોળાધર આપવાથી કે શાહજોગ મળે છે. વળી તે વેચવી હોય તો વેચી પણ શકાય છે.

નામજોગી—જે ધણીને રૂપીઆ આપવા લખ્યું હોય તેનેજ એના રૂપીઆ મળે છે.

ધણીજોગી—આ હુંડીના રૂપીઆ જે ધણીએ રૂપીઆ આપીને હુંડી લીધી હોય તેનેજ મળે છે.

૨. આવરામાંની કઈ કઇ રકમો ખતવવામાં આવતી નથી ?

જ—માત્ર જમા ઉધારની સિલક ખતવવામાં આવતી નથી.

૩. ખર્ચખાતે જમા ક્યારે લખાય ?

જ—ઘરમાં વાપરવા માટે આણેલી વસ્તુ વેચી નાંખીએ તો તેના પૈસા ખર્ચ ખાતે જમા થાય છે.

૪. નીચેની રકમોનો સંવત ૧૯૬૬ ના કારતક માસનો મેળ લખો.

(अ) ૧૨૪પા।= સિલકમાં છે.

(ब) ઘઊં મણ ૫૦ દર રૂ. ૨ા ને ભાવે શા. નેમચંદ લલ્લુભાઈને ત્યાંથી લીધા તેમાં માલને પેટે રૂ. ૭૫) રોકડા આપ્યા. તથા ઘઉં વખારમાં નાંખવાની મજુરી રૂ. ૨) થઈ. વદ ૮.

(क) ઘરમાં ખાવા માટે રૂ. ૫) નું ઘી લાવ્યા તથા રૂ. ૩) હજામને વરસુંદના આપ્યા. વદ ૦))

(ड) પટેલ બહેચર મોહનને સંવત ૧૯૬૪ ના કારતક સુદ ૧૫ ને રોજ રૂ. ૨૫૦) આઠ આનાની તેરીખે ધીરેલા, તે પેટે તેણે રૂ. ૨૦૦) નો બળદ નંગ ૧, ડાંગર મણ ૨૦ દર રૂ. ૧ા ના ભાવે તથા રૂ. ૧૩૫) રોકડા આપ્યા. તથા બાકીના રૂપીઆ છૂટ મૂકી ખાતું માંડીવાળ્યું. સુદ ૧૫.

(इ) પગી નાથા રણછોડને ગોળ પણ ૫૧ાા કાચો તોલ ૪૮ પાકા મણની કીંમત રૂ. ૩ા લેખે ઉધાર આપ્યો. વદ ૪.

(फ) ઉપરના ગોળમાંથી પાકો મણ ૨ા વધવાથી પગી નાથા રણછોડ પાછો આપી ગયા. વદ ૧૦

જ—(अ) રૂ. ૧૨૪પા।= શ્રી જણસે. (ब) ઘઉંના તથા મજુરીના મળીને રૂ. ૧૧૪ા શ્રી ખરીદખાતે ઉધારવા. વળી શા. નેમચંદ લલ્લુભાઈ રૂ. ૧૧૨ા માગે તેમાંથી રૂ. ૭૫) રોકડા આપેલા બાદ કરતાં બાકીના રૂ. ૩૭ા તેમને ખાતે જમા કરવા. (क) રૂ. ૮) શ્રી ખર્ચખાતે ઉધારવા. (ड) ૨ વરસના વ્યાજ રૂ. ૩૦) શ્રી વ્યાજખાતે જમા કરી પટેલ બહેચર મોહનને ખાતે ઉધારવા. વળી ૨૫૦+૩૦=૨૮૦ વ્યાજમુદ્દલ પટેલ બહેચર મોહનને ખાતે જમા કરવા. પેટામાં વિગત બતાવવી. તથા રૂ. ૧૦૦) ઢોર ખાતે

ઉધારવા. રૂ. ૩૦) શ્રી ખર્ચખાતે ઉધારવા અને રૂ. ૧૫) શ્રી વ-ટાવખાતે ઉધારવા. (ઈ) ગોળના રૂ. ૧૪૭ાક્ર શ્રી વકરાખાતે જમા કરી પગી નાથા રણછોડને ખાતે ઉધારવા વદ ૪. (ફ) રૂ. ૮ાાા શ્રી ખરીદખાતે ઉધારી પગી નાથા રણછોડને ખાતે જમે કરવા. સીલીક રૂપીઆ ૧૨૯૫ાાત્ર આવશે.

૫. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૬ ના કારતક વદ ૫ સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૧૦ લેખે. અર્ધો દિવસ કાપવો.

### પરી જમનાદાસ ભગવાનનું ખાતું. સંવત ૧૯૬૫.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) મહા વદી ૪ | ૨૫૦) કારતક સુદી ૪ |
| ૫) પહેલા ચૈત્ર વદી ૮ | ૧૦૦) ફાગણ વદી ૯ |
| ૧૨૫) ભાદરવા વદી ૦)) | |

જ—બાકી લેણા રૂ. ૬૫) અને વ્યાજ રૂ. ૧૬-૧૩ાાા-૨ાા

૧૯૧૨

૧. દેસાઇ અનંતરાય લક્ષ્મીરાયને ત્યાં પગી અમથા બાપુજીની વતી રૂ. ૫) કબુલ્યા, એ રકમનું જમાખરચ કેવી રીતે ચોપડામાં લખશો ?

જ—રૂ. ૫) પગી અમથા બાપુજીને ખાતે ઉધારી દેસાઈ અનંતરાય લક્ષ્મીરાયને ખાતે રૂપીઆ ૫) જમા કરવા.

૨. નીચેની રકમોનો સંવત ૧૯૬૮ ના અધિક અષાડ મા-સનો મેળ લખો.

(અ) રૂ. ૨૯૬૭ાાત્ર ગયા માસની આખરે ઘરમાં હતા.

(બ) ઘી મણ ૧૩૨ દર મણના રૂ. ૨૪ાાા લેખે શા. કેશરીચંદ ભાણાભાઇ પાસેથી લીધું, તેમાં રૂ. ૧૫૨૫) માલને પેટે રોકડા આપ્યા અને બાકીના દેસાઈ વસંતરાય ગુલાબરાયને કબુલાવ્યા. સુદ ૫.

(ક) પગી નાથા બેચર પાસે રૂ. ૨૦૦) લેણા હતા તેનો બે વર્ષનો હિસાબ કર્યો તો રૂ. ૨૪) વ્યાજના નીકળ્યા. વ્યાજ રોકડું લીધું અને મુદ્દલ પેટે રૂ. ૧૫૦) ની કબુલાત પરી. રણછોડ ઝવેરદાસની માસ ૧ ની લઇ ખાતું માંડીવાળ્યું. સુદ ૧૫.

(ડ) ઘાંચી રસુલ નાથાને ઘી મણ ૨ાા દર રૂ. ૨૨ાાત્ર ના ભાવે વેચ્યું, તે પેટે તેણે તેલ મણ ૬ાા દર રૂ. ૭ાા ને ભાવે આપ્યું, તથા બાકીના રૂપીઆ રોકડા આપ્યા.

જ—(અ) રૂ. ૨૯૬૭ાાત્ર શ્રી જણુસે. (બ) રૂ. ૩૨૬૭) શ્રી ખરીદખાતે ઉધારવા અને બાકી રહેલા રૂ. ૧૮૪૨) દેસાઈ વસંતરાય ગુલાબરાયને ખાતે જમા કરવા. (ક) રૂ. ૨૪) વ્યાજના તે શ્રી વ્યાજખાતે જમા કરવા અને રૂ. ૨૦૦) પગી નાથા બેચરને ખાતે જમા કરી રૂ. ૧૫૦) પરી. રણછોડ ઝવેરદાસને ખાતે ઉધારવા. તથા રૂ. ૫૦) છૂટ ખાતે ઉધારવા. (ડ) રૂ, ૫૬ાા~ શ્રી વકરાખાતે જમા કરી તેલના રૂ ૫૦ાત્ર શ્રી ખરીદખાતે ઉધારવા.

સીલીક રૂપીઆ ૧૪૭૨ાાા~ આવશે.

૩. નીચેના ખાતાનું વ્યાજ સંવત ૧૯૬૭ ના આસો વદ ૦)) સુધી ગણી તારીજ બનાવો. વ્યાજ રામ ૧૦ લેખે. અર્ધો

દિવસ કાપવો.

### શા. હરિભાઈ ગોપાળજીનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) ફાગણ વદ ૫ | ૧૭૫) માગશર સુદ ૮ |
| ૭૫) જેઠ સુદ ૧૨ | ૫૦) ફાગણ વદ ૩ |
| ૧૫૦) અસાડ વદ ૪ | ૧૧૫) શ્રાવણ સુદ ૧ |

જ—રૂપીઆ ૧૫) બાકી લેણા અને બ્યાજ રૂ. ૬-૧।।-૩.

### ૧૯૧૩

૧. દોકડાની તેરીખ, જઈ લેખની તેરીખ અને આઠ આના-ની તેરીખ એટલે શું? તેનો સ્પષ્ટ અર્થ સમજાવો.

જ—દોકડાની તેરીખ—એટલે એક મહીને એક રૂપીઆનું એક દોકડો બ્યાજ, તેથી એક મહીને ૧૦૦ રૂપીઆના ૧૦૦ દોકડા એટલે ૧ રૂપીઓ થાય માટે બાર માસે ૧૦૦ રૂપીઆના ૧૨ ટકા થાય.

જઈની તેરીખ—એટલે એક મહીને એક રૂપીઆનો એક પૈસો બ્યાજ, તેથી એક મહીને ૧૦૦ રૂપીઆના ૧૦૦ પૈસા એટલે ૨૫ આના થાય માટે બાર માસે ૧૦૦ રૂપીઆના ૧૮¾ ટકા થાય.

આઠ આનાની તેરીખ—એટલે ૧ મહીને ૧૦૦ રૂપીઆનું ૮ બ્યાજ માટે બાર માસે ૧૦૦ રૂપીઆના ૬ ટકા થાય.

૨. સરવાયું, ખાતાવહી, આંકડાવહી અને શર એટલે શું? તેની વ્યાખ્યા આપો અને તે કયા ચોપડા ઉપરથી તૈયાર કરવામાં આવે છે?

જ—સાલ આખરે દેવું લેણું કેટકેટલું ફાનીફાની પાસે છે, તે જાણુવા માટે જે તારીજ કરવામાં આવે છે તેને **સરવાયું** કહે છે.

વ્યાજ ગણતાં રૂપીઆ અને મહીનાનો ગુણાકાર તે **સર** કહેવાય, અને રૂપીઆ અને દિવસના ગુણાકારને ત્રીસે ભાગતાં જે આવે તે **સર** કહેવાય.

ખાતાવહી અને આંકડાવહીની વ્યાખ્યાઓ આગળ આવી ગઇછે.

સરવાયું ખાતાવહી ઉપરથી, ખાતાવહી રોજમેળ ઉપરથી અને આંકડાવહી રોકડમેળ અને નોંધ ઉપરથી તૈયાર થાય છે.

૩. નીચેની રકમોનો અશાડ માસનો મેળ લખો.

અ. સીલીક રૂપીઆ ૫૦૧) સુદ ૧.

બ. શા. પ્રેમચંદ પીતાંબર પાસેથી કપાસ મણ ૫૦) દર મણુ એકના રૂપીઆ ૫ાા લેખે લેવાનું સાટું કર્યું, તેના બહાનાના રૂપીઆ ૧૫૦) આપ્યા. સુદ ૫

ક. પટેલ મથુર હરજીવનની પાસે રૂ. ૨૦૦) મુદ્દલ અને રૂપીઆ ૪૫) વ્યાજના મળી કુલ રૂ. ૨૪૫) લેણા નીકળ્યા, તે પેટે તેણે રૂ. ૧૫૦) રોકડા, રૂ. ૪૦) ની કીંમતનો એક બળદ આપ્યો અને રૂ. ૫) છૂટ મૂકી, બાકીના રૂપીઆનો શા. મગન મોતીને ત્યાં હવાલો પડાવ્યો અને ખાતું માંડીવાળ્યું. સુદ ૧૫.

ડ. શા. પ્રેમચંદ પીતાંબર પાસેથી કપાસ સાટા મુજબ તોળી લીધો અને હિસાબ ચુકતા રૂપીઆ આપી દીધા. વદ ૫.

ઇ. **ઘાંચી તરભોવન રામજી પાસેથી તેલ મણ ૭ાા દર રૂ. ૧૦ા લેખે લીધું, તેમાંથી મણ ૨ાા દુકાન ખાતે રાખ્યું અને મણ**

૧ ઘરમાં ખાવા માટે લીધું. તેલ પેટે રૂપીઆ ૨૫) રોકડા આપ્યા. વદ ૧૨

જ—(બ) શા. પ્રેમચંદ પીતાંબરને ખાતે રૂ. ૧૫૦) ઉધારવા. (ક) વ્યાજના રૂ. ૪૫) વ્યાજખાતે જમા કરી પટેલ મથુર હરજીવનને ખાતે ઉધારવા તથા વ્યાજમુદ્દલ રૂ. ૨૪૫) તેને ખાતે જમા કરવું અને રૂ. ૪૦) શ્રી ઢોર ખાતે ઉધારવા, રૂ. ૫) શ્રી વટાવખાતે ઉધારવા ને રૂ. ૫૦) શા. મગન મોતીને ખાતે ઉધારવા. સુદ ૧૫ (ડ) રૂ. ૨૮૭ાા શ્રી ખરીદખાતે ઉધારવા અને રૂ. ૧૫૦) શા. પ્રેમચંદ પીતાંબરને ખાતે જમા કરવા. વદ ૫ (ઇ) ૨ાા મણ તેલના રૂ ૨૫ાા= શ્રી ખરીદખાતે ઉધારવા અને ૧ મણ તેલના રૂ. ૧૦ા શ્રી ખર્ચખાતે ઉધારવા તથા રૂ. ૩૫ાાા= માંથી રૂ. ૨૫) રોકડા આપેલા છે તે બાદ કરતાં રૂ. ૧૦ાાા≈ રહ્યા તે ઘાંચી તરભોવનને ખાતે જમા કરવા. વદ ૧૨.

સિલિક રૂપીઆ ૩૩૮ાા

૪. નીચેના ખાતાનુ કાપી વ્યાજ સંવત ૧૯૬૮ ના આસો વદ ૦)) સુધી કાઢી તારીજ બનાવો. વ્યાજ રામ ૬ લેખે. અર્ધો દિવસ કાપવો.

### શા. પરસોતમ જીવણભાઈનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૧૮૦) માગશર સુદ ૧૧ | ૩૧૫) કારતક સુદ ૫ |
| ૧૫૦) પોષ વદ ૦)) | ૧૫૦) ભાદરવા વદ ૧૦ |
| ૧૨૦) પહેલા અસાડ સુદ ૧૦ | |

જ—બાકી લેણા રૂપીઆ ૧૫) વ્યાજ રૂ. ૦)ાાા

## ૧૯૧૪

૧. કાંધું માંડવું એટલે શું તે વિગતવાર સમજાવો.

જ—સાહુકાર પાસેથી ગરીબ લોક કરજે નાણું લઇ તેના હપ્તા માંડી આપે છે. દેણદાર દરેક હપ્તે ઠરાવ મુજબ રૂપીઆ ભરે છે. ઠરાવ મુજબ ઠરાવેલે દિવસે હપ્તો ન ભરે, તો તેનું વ્યાજ દર પ્રમાણે આપે છે. સાહુકાર આના બદલામાં ધીરેલા રૂપીઆનું વ્યાજ તથા કોથળી છોડામણના રૂપીઆ પ્રથમ સેંકડે અથવા વીસ રૂપીઆ પર ઠરાવેલા દર મુજબ કાપી લે છે, આ રીતે કરજે નાણું લેવાની રીતને **કાંધું માંડવું** કહે છે.

૨. કંઇ ભૂલ થવાથી સાંજે રોજમેળ બંધ કરતાં ચોપડાની સિલિક કોથળીની સિલિક સાથે મળી રહે નહિ, તો છેવટ તે દિવસનો મેળ બંધ કરવાને વેપારી શું કરે ?

જ—ચોપડાની સિલિક કરતાં કોથળીની સિલિક વધતી હોય તો જેટલી રકમ વધતી હોય તેટલી રકમ કોઇને ખાતે જમા કરવાની ભૂલી ગયા છીએ એમ ધારી તે રકમ **સિલિકની વધઘટ ખાતે જમા કરવી;** અને ચોપડાની સિલિક કરતાં કોથળીની સિલિક ઘટતી હોય તો જેટલી રકમ ઘટતી હોય તેટલી રકમ **સિલિકની વધઘટ ખાતે ઉધારવી.**

૩. કેટલાક વેપારીઓ ચોપડામાં 'જમા ઉધાર' દોરવાને બદલે 'ઉધાર જમા' દોરે છે તેનું શું કારણ ?

જ—આપણામાં કાંઇ પણ લખવું હોય તો પ્રથમ ડાબી બાજુથી શરૂ કરી જમણી બાજુ તરફ જઇએ છીએ. જેથી પ્રથમ એટલે ડાબી તરફ ઉધારનું પાસું રાખે તો જેને જેને આપણે રોકડ

કે ઉધારે માલ આપ્યો હોય, તે તુરત પ્રથમ આવતા ઉધારના પાસામાં લખી લેવાય, કે જેથી આપણું લેણું કોઇની પાસે લખવું રહી જાય નહિ; એવા હેતુથી ઉધારનું પ્રથમ ને જમાનું પછી એમ કેટલેક ઠેકાણે લખવાનો રિવાજ છે.

૪. સંવત ૧૯૬૯ ના પોસ માસનો મેળ નીચેની રકમોના દોરો—

(अ) ૧૫૨૫ાાજ્ઞાા સિલિકમાં છે.

(ब) પટેલ દામોદર પીતાંબરદાસ પાસે રૂ. ૧૨૫) લહેણા હતા તે તેમણે જમનાદાસ લલ્લુભાઇને કબુલાવ્યા. વદી ૦))

(क) રૂ. ૫) નું બળાતણ તથા રૂ ૭) નું ઘરમાં ખાવા માટે રોકડેથી ઘી લાવ્યા. વદી ૮

(ड) પગી દેસળ બહેચર પાસે રૂ. ૨૦૦) લહેણા હતા તેનો આજ રોજ હિસાબ કરતાં રૂ. ૨૪) વ્યાજના થયા, તે તેમણે રોકડા આપી દીધા. સુદ ૧૫

(ई) શાહ ચકુભાઇ મુળચંદને કપાસ મણ ૫૦ દર રૂ. ૪ાાાં એ મણ લેખે વેચ્યો, તે પેટે તેમણે બાજરી મણ ૧૦૦ દર રૂ. ૨) ને ભાવે આપી તથા બાકીના રોકડા આપ્યા. સુદ ૪

જ—સુચના—આ મેળમાં જે ક્રમમાં રકમો આપી છે તેજ ક્રમમાં રકમોની તિથિ આપેલી નથી, માટે તિથિના ક્રમમાં નામું લખવાનું ખાસ કરી યાદ રાખવું.

(अ) રૂ. ૧૫૨૫ાાજ્ઞાા શ્રીપુરાંત જણશે. (ई) કપાસના રૂ. ૨૪૩ાાા શ્રી વકરાખાતે જમા કરવા. શા. ચકુભાઇ મુળચંદે કપાસના રૂપીઆ આપણને (બાજરી તથા રોકડા મળી) ચુકતે આપી દીધા છે માટે તેમના

પાસે આપણે કાંઈ માગીશું નહિ માટે તેમને નામે કાંઇ ન લખતાં રૂ. ૨૦૦) ની બાજરી ખરીદ કરી છે એમ ધારીને રૂ. ૨૦૦) શ્રી ખરીદખાતે ઉધારવા. (ङ) રૂ. ૨૪) શ્રી વ્યાજખાતે જમા કરવા. પેટામાં કોના ખાતાના વ્યાજના છે તે જણાવવું. (क) રૂ. ૧૨) શ્રી ખર્ચખાતે ઉધારવા. પેટામાં જુદી જુદી વિગત જણાવવી. (ख) રૂ. ૧૨૫) પટેલ દામોદર પીતાંબરદાસને ખાતે જમા કરી શા. જમનાદાસ લલ્લુભાઇને ખાતે ઉધારવા.

સિલિક રૂપીઆ ૧૫૮ાાક્ષાા આવશે.

૫. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૭૦ ના કારતક સુદી ૮ સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૧૨ લેખે અર્ધો દિવસ કાપવો.

**શા. ગોપાળદાસ હિમતલાલનું ખાતું. સંવત ૧૯૬૯.**

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૨૫) | ચૈત્ર સુદી ૫ | ૩૦૦) | કારતક વદી ૭ |
| ૮૦) | અસાડ વદી ૪ | ૧૭૫) | વૈશાખ વદી ૭ |
| ૭૫) | આસો સુદ ૮ | | |

જ—બાકી લેણા રૂપીઆ ૯૫) વ્યાજ રૂ. ૧૬ાા—૧૬ાા—રાાા

**૧૯૧૫**

**૧.** દેખાડ, ખોળાધર, જમાખર્ચી રકમ, તારીજ, કાંધું, પેંઠ આ શબ્દો સમજાવો.

**જ—દેખાડ**—જયારે મુદતી હુંડી સાહુકાર પાસે લઈ જઇએ ત્યારે તે હુંડી નોંધી લઈ તેનાપર મિતિ નાંખી આપે છે તેને "દેખાડ ઘાલી આપ્યો" કહે છે.

શાહજોગી અથવા નામજોગી હુંડી લઈ સાહુકાર પાસેથી નાણાં લેવા જતી વખતે સાહુકાર જે જામીન માગે છે તેને **ઓળખાવ્યર** કહે છે.

જે રકમના અવેજમાં સિલિક વધતી ઓછી થતી નથી, તથાપિ તે રકમવડે લેવડદેવડ જુદેજુદે ખાતે થઈ શકે છે; તેને **જમા ખર્ચી રકમ** કહે છે.

વ્યાજ ગણી રહ્યા પછી દેવું લેણું કેટલું કોની પાસે રહ્યું તે જાણવા માટે જે રીત કરવામાં આવે છે તેને **તારીજ** કહે છે.

હુંડી ગેરવલ્લે પડે ત્યારે જે કાગળ લખી આપવામાં આવે છે તેને **પેંઠ** કહે છે.

કાંત્રાની વ્યાખ્યા આગળ આવી ગઈ છે.

૨. દેસાઇ ભીમભાઇ કસનજીની દુકાનેથી રૂપીઆ ૬૧ નો મુગટો ઉધારે લાવેલો પણ તે મેળમાં રોકડેથી આણેલો લખાઇ ગયો, તે ભૂલ ત્રીજે દિવસે સાંજે જડી, તે શી રીતે સુધારવી.

જ—જે દિવસે મુગટો લાવેલા તે દિવસે ઉધારે લાવેલા હોવાથી તેનું નામું બન્ને બાજુએ એટલે ખરીદીખાતે ઉધાર ને દેસાઇને ખાતે જમા એમ લખવું જોઇએ. તેને બદલે રોકડેથી આણેલો લખાઈ ગયો, જેથી સાંજે સિલિક મેળવતાં ચોપડાની સિલિક તથા રોકડ સિલિક મળશે નહિ, એટલે ૬૧ રૂપીઆ રોકડમાં વધશે, માટે તે દિવસે તો ૬૧ રૂપીઆ સિલિકની વધઘટ ખાતે જમા કરેલા તે ત્રીજે દિવસે ભૂલ પકડાઈ જેથી સિલિકની વધઘટ ખાતે ત્રીજે દિવસે ઉધાર કરવા, ને દેસાઇ ભીમભાઇ કરસનજીને ખાતે ૬૧ રૂપીઆ જમા કરવા.

૩. નીચેની રકમો ઉપરથી દરરોજની સિલિક કાઢી શ્રાવણ માસનો તિથિ પ્રમાણે મેળ લખોઃ—

(अ) પટેલ રામા પરસોતમને ત્યાંથી રૂ. ૬૦ાા ને ભાવે ૨ાા ગાલ્લી જુવાર લીધી તે પૈકી રૂ. ૫૦) રોકડા આપ્યા, રૂ. ૫૦) ની ઘરની પાકેલી બાજરી આપી, બાકીની શાહ હરજીવન કુબેરની કબુલત નંખાવી, સુદ ૧.

(ब) રૂ. ૨૪) ના દર ૬૫ લેખે પૈસા વટાવી તરત ૬૩ાા ના ભાવે આપી દીધા, કંસારા પ્રેમચંદ કરસનને ત્યાંથી દર ૧૨ાા આને શેર પ્રમાણે ૮ શેરનું એક તપેલું લઇ તેને પેટે તેથા અડધા ભાવે ૧૬ શેર ભંગાર આપ્યો, સુદ ૨.

(क) ઘરખરચ સારૂ પટેલ નિચ્છાભાઇ ગુલાબભાઇને ત્યાંથી સોદો લીધો, ચોખા મણ ૩ દર રૂ. ૩ા લેખે, ગોળ મણ ૦ાા દર રૂ. ૩ા=, રૂ. ૩ાા નું ઘી, એમાંથી રૂ. ૧૦) રોકડા આપી બાકીના નામે લખાવ્યા, સુદ ૩.

માસ શરૂઆતમાં સિલિક રૂપીઆ ૧૨૫ા= હતા.

## શ્રાવણ સુદ ૧ નો મેળ.

રૂ. ૧૨૫ા= શ્રી પુરાંત જમણે.

રૂ. ૧૫૧ા શ્રી ખરીદખાતે ઉધારવા. પટેલ રામા પરસોતમ આપણી પાસે કાંઈ માગશે નહિ; કારણ કે તેને રોકડા રૂપીઆ, બાજરી તથા કબુલાત મળી બધા રૂપીઆ આપી દીધા છે. ઘરની પાકેલી બાજરીના રૂ. ૫૦) ખેતરની ઉપજ ખાતે જમા કરવા અને બાકી રહેલા રૂ. ૧૫૧ા-(૫૦+૫૦)૧૦૦=રૂ. ૫૧ા શાહ હરજીવન કુબેરને ખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૭પા≈ આવશે.

**શ્રાવણ સુદ ૨ નો મેળ.**

રૂ. ૭પા≈ શ્રી પુરાંત જણશે.

૬૨ રૂપીએ ૧॥ પૈસા લેખે ૨૪×૧॥=૩૬ પૈસા=રૂ. ०॥- નફો મળશે તે શ્રી વટાવખાતે જમા કરવો. ૧૬ શેર ભંગારના રૂ. ૬। શ્રી ખર્ચખાતે જમા કરી તપેલાના રૂ. ૬। શ્રી ખર્ચખાતે ઉધારવા.

સિલિક રૂપીઆ ૭પા॥≈ આવશે.

**શ્રાવણ સુદ ૩ નો મેળ.**

રૂ. ૭પા॥≈ શ્રી પુરાંત જણશે.

ચોખા, ગોળ અને ઘીના મળી રૂ. ૧૫)- શ્રી ખર્ચખાતે ઉધારવા, અને પટેલ નિચ્છાભાઇ ગુલાબભાઇને રૂ. ૧૦) આપતાં બાકી રહેલા રૂ, ૫)- તેમને ખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૬પા॥≈ આવશે.

૪. નીચેના ખાતાનું સંવત ૧૯૭૦ ના આસો વદ ૦)) સુધીનું વ્યાજ રામ ૬ લેખે ગણી બાકી કાઢો. અરધો દિવસ કાપવો.

**દેશાઇ રામભાઇ વશનજીનું ખાતું. સંવત ૧૯૭૦.**

| જ | ઉ |
|---|---|
| ૧૨૫) માહા સુદ ૫ | ૨૧૦) ફાગણ વદ ૧૦ |
| ૬૦) જેઠ સુદ ૨ | ૧૫૦) અશાડ વદ ०)) |
| ૮૦) અશાડ સુદ ૭ | ૩૫) ભાદરવા વદ ૩ |

જ—બાકી લેણા રૂપીઆ ૧૩૦) વ્યાજ રૂ. ૧-૧૧॥ દો.

## ૧૯૧૬

૧. નોંધ, આવરો, મંડામણીના રૂપીઆ, જમાખર્ચી હુંડી એટલે શું તે સમજાવો.

જ—જેની અંદર રોકડ સિવાયની સઘળી જમાખર્ચી રકમ લખવામાં આવે છે તેને **નોંધ** કહે છે. તે બે જાતની છે. ૧ જમાની નોંધ અને ૨ ઉધારની નોંધ.

રોકડમેળ તથા નોંધપરથી એકંદર નામું કરવાના ચોપડાને **આવરો** કહે છે. આવરો કરવાથી નામામાં કોઈ પણ જાતની ભૂલ રહેતીજ નથી.

સાહુકાર પાસેથી કરજે રૂપીઆ લેતી વખતે તેમાંથી તે કરજે કાઢનારની સાહુકારી પ્રમાણે સેંકડે અમુક ટકા કાપી લે છે તેને **મંડામણીના** રૂપીઆ કહે છે.

ઉધારે લખાવેલી, લખી આપેલી, વેચાણ લીધેલી કે દીધેલી અને શિકારેલી હુંડીઓને **જમાખર્ચી હુંડીઓ** કહે છે.

૨. ઉપરટપકે આપેલી રકમ રોજમેળમાં લખાય તો કયાં અને શી રીતે?

જ—ઉપરટપકે આપેલી રકમ લઈ જનાર આસામીને નામે નહિ લખતાં સિલિકના પેટામાં જણાવવામાં આવે છે કે આટલા પૈસા ફલાણા પાસે ઉપરટપકે લેણા. જો બીજે દિવસે તે માણસ આ રકમ આપી ન જાય તો ઉપરટપકે ન રાખતાં મેળમાં તેને નામે ઉધારવામાં આવે છે.

૩. હુંડી અને મનીઓરડર એ બેમાં શો તફાવત છે તે સમજાવો.

જ—(૧) હુંડી વેચી શકાય છે અને મનીઓરડર વેચી શકાતો નથી. (૨) હુંડીનાં નાણાં ગમે તે માણસ લઇ શકે છે પરંતુ મનીઓરડરનાં નાણાં જેને આપવા લખેલું હોય તેનેજ મળે છે. બીજા કોઇને મળતાં નથી. (૩) હુંડીના પૈસા લેતી વખતે ખોળાખરની જરૂર પડે છે તેવી રીતે મનીઓરડરનાં નાણાં લેતાં ખોળાખરની જરૂર પડતી નથી. (૪) મુદતી હુંડીનાં નાણાં અમુક મુદતે મળે છે પરંતુ મનીઓરડરનાં નાણાં તરતજ મળે છે.

૪. નીચેની રકમોપરથી સિલિક કાઢી ભાદરવા માસનો તિથિ પ્રમાણે મેળ લખો:—

(अ) ધાંચી પીતાંબરને ત્યાંથી રોકડેથી રૂ. ૯॥ ના ભાવે ૩॥ મણ તેલ લાવ્યા, તેમાંનું ૦॥ મણ ઘરમાં ખાવાને લઇ જતાં બાકીનું દુકાનમાં વેપાર માટે રાખ્યું, સુદ ૪.

(ब) ભાઈ મણીલાલના લગન ખરચ સારૂ ગોળ મણ ૧૨, દર રૂ. ૯॥ ના ભાવે, અને ઘી મણ ૧૦, દર રૂપીઆ ૨૯॥ ના ભાવે આણ્યું તે પેટે કપાસ ભાર ૧॥ રૂ. ૧૨૫) ના ભાવે આપ્યો, અને બાકીના રૂપીઆ સેંકડે ૨ ટકા વટાવ કાપી આપ્યા. સુદ ૯.

(क) દેવજી નાથજીની વતી શાહ ગોરધન કપુરચંદને ત્યાં રૂપીઆ ૧૨૫) કબુલાવ્યા, સુદ ૧૧.

માસની શરૂઆતમાં સિલિક રૂપીઆ ૨૮૯॥॥ હતી.

જ—રૂ. ૨૮૯॥॥ ની પુરાંત જણસે. (अ) રૂ. ૪॥ ના ખર્ચખાતે ઉધારવા અને રૂ. ૨૮॥ ના ખરીદખાતે ઉધારવા. (ब)

ગોળ તથા બીના મળી રૂ. ૩૭૯ શ્રી ખર્ચખાતે ઉધારવા. કપાસના રૂ. ૧૫૬ા શ્રી વકરાખાતે જમા કરવા. રૂ. ૩૭૯) માંથી કપાસના રૂપીઆ જતાં રૂ. ૨૨૨ાા બાંગી પીતાંબર માગે તેને વટાવના રૂ. ૪ાર્ગ્રા કાપતાં રૂ. ૨૧૮ા ૦ાાા આપેલો માટે વટાવના રૂ. ૪ાર્ગ્રા શ્રી વટાવખાતે જમા કરવા. (ক) રૂ. ૧૨૫) દેવજી નાથજીને ખાતે ઉધારી શા. ગોરધન કપુરચંદને ખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૩૮ાર્ગ્ર આવશે.

૫. નીચેના ખાતાનું સંવત ૧૯૭૧ ના આસો વદ ૦)) સુધીનું વ્યાજ ટામ બાર લેખે ગણી બાકી કાઢો. અર્ધો દિવસ કાપવો.

**પરીખ રામદાસ રણછોડનું ખાતું. સંવત ૧૯૭૧.**

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૧૫) | ફાગણ વદ ૯ | ૧૫૫) | કારતક સુદ ૧ |
| ૪૦) | આસો સુદ ૧૦ | ૨૩૨) | જેઠ વદ ૬ |
| | | ૬૮) | ભાદરવા વદ ૦)) |

બાકી રૂપીઆ ૦ વ્યાજ રૂપીઆ ૨ા—૧૧ાા—૧ બદામ.



# પ્રાવેશિક પરીક્ષા.

## ૧૯૦૬

૧. બેડીખાતાવહી, આવરો અને આખર સરવૈયું તૈયાર કરવાની રીત લખો. લેણદેણ રહેલી એવાં ત્રણ ખાતાં લઈને તેનું આખર સરવૈયામાં જમાખર્ચ કરી આપો.

**જ—એઠીખાતાવહી**—ખેડુત તથા જે વેપારીને લેવડદેવડ ઘણી ઓછી થતી હોય તે આ ચોપડો રાખે છે. એમાં ખાતાવહી પ્રમાણે ખાતાં પાડવામાં આવે છે. વળી તેમાં દરેક ખાતાદાર સાથે લેવડદેવડના પ્રમાણમાં જમા રાખે છે. તેમાં જે રકમ આવે કે જાય તે તે ખાતાદારના ખાતામાં પ્રથમ મિતિ લખી વિગતવાર લખવામાં આવે છે.

**આવરો**—એ રોકડમેળ ને નોંધ ઉપરથી તૈયાર કરવામાં આવે છે. એમાં પંદર દિવસ કે મહીનાનો રોકડમેળ પ્રથમ ઉતારવામાં આવે છે અને એ ઉતારવામાં એક માણસની સઘળી રકમો સાથે લે છે. તથા પેટામાં રોકડમેળનું પાનું અને મિતિ જણાવવામાં આવે છે. તેમજ નોંધ પણ તેની પછી તે પ્રમાણે ઉતારવામાં આવે છે અને પેટામાં નોંધનું પાનું તથા મિતિ જણાવવામાં આવેછે.

**આખર સરવાયું**—સાલ આખરે જે જે ખાતે દેવું નીકળે તે તે ખાતે દેવાની રકમ ઉધારીને ખુદખાતામાં જમા કરે છે અને જે જે ખાતે લેણું નીકળે તે તે ખાતે લેણાની રકમ જમા કરીને ખુદ ખાતામાં ઉધારે છે.

સરવાયું ખાતાવહી ઉપરથી બનાવવામાં આવે છે માટે ખાતાવહીમાં જે જે રકમો સાલ આખરે જે જે ખાતે દેવી નીકળે તે તે ખાતે ઉધારીને પછી તે ખુદ ખાતામાં જમા કરે છે, અને જે જે રકમો જે જે ખાતે લેણી નીકળે તે તે રકમો તે તે ખાતે જમા કરીને પછી ખુદ ખાતામાં ઉધારે છે, માટે પ્રથમ ખાતાવહી તૈયાર કરવી, માટે નીચે ખાતાવહીનો નમુનો આપીને સરવાયું તૈયાર કરવામાં આવ્યું છે.

## ખાતાવહી પાનું. ૧.

### શ્રી દુકાન ખાતું સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૬૦૦) રો. પા. ૭ માહા સુદ ૭ | ૨૧૦) રો. પા. ૧૩ જેઠ વદ ૪ |
| ૨૦૦) રો. પા. ૧૨ ચૈત્ર વદ ૮ | ૨૧૦) |
| ૮૦૦) | ૫૯૦) બાકી દેવા. |
| ૫૯૦) બાકી દેવા સંવત ૧૯૬૨ ના આસો વદ ૦)) | ૮૦૦) |

### શા. પરસોતમ રેવાભાઇનું ખાતું સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૮૦) રો. પા. ૨ કારતક સુદ ૪ | ૨૨૦) રો. પા. ૭ માહા સુદ ૯ |
| ૪૦) રો. પા. ૬ પોસ વદ ૮ | ૫૦) રો. પા. ૮ જેઠ વદ ૦)) |
| ૩૨૦) | ૨૭૦) |
| ૫૦) બાકી દેવા સંવત ૧૯૬૨ ના આસો વદ ૦)) | ૫૦) બાકી દેવા. |
| | ૩૨૦) |

### શ્રી ખરીદ વકરાખાતું સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૩૧૦) રો. પા. ૫ પોસ વદ ૮ | ૯૮૦) રો. પા. ૯ ફાગણ વદ ૪ |
| ૨૨૫) રો. પા. ૫ પોસ વદ ૧૦ | ૯૮૦) |
| ૫૩૫) | ૪૪૫) બાકી લેણા માલ પરાંતના સંવત ૧૯૬૨ ના આસો વદ ૦)) |
| ૪૪૫) બાકી લેણા માલ પરાંતના | |
| ૯૮૦) | |

## આખર સરવાનું સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૫૯૦) શ્રી દુકાન ખાતે ખા. પા. ૧ | ૪૪૫) શ્રી ખરીદખાતે ખા. પા. ૧ |
| ૫૦) શા. પરસોતમ રેવાભાઇ ખા. પા. ૧ | ૪૪૫) ની બાજરી કળશી ૨૦ દર રૂ. ૨૨। |
| | ૨૧૫) શ્રી જણસે. |
| ૬૪૦) | ૬૪૦) |

૨. નીચેની રકમોનું સંવત ૧૯૬૨ ના શ્રાવણ સુદ ૫ ના રોજમેળમાં નામું લખો.

(૧) સિલિક રૂપીઆ ૯૫૨।ાડ્ઞા

(૨) શા. પાનાચંદ ઝવેરની દુકાનેથી ૨૪ મણ ઘઉં ઘરમાં વાપરવા તથા ૮૦ મણ ઘઉં રૂ. ૨।ાત્ર ના ભાવથી લાવ્યા અને તે પેટે રૂ. ૨૦૦) આપ્યા. ઉપરનું નામું લખ્યા પછી બધા ઘઉં શા. નાથા પુંજાને દર મણે બે પૈસા દલાલીના આપી રૂ. ૨।ાાત્ર ના ભાવથી રોકડે પૈસે વેચી માર્યા.

(૩) સંવત ૧૯૬૧ ના શ્રાવણ સુદ ૫ મે ગીરધર નથુને રૂ. ૮૦૦) બાર આના વ્યાજે ધીર્યા તેનું ઘર કબજાસાન લીધેલું અને તેનું આજ સુધીનું દર મહીને રૂ. ૨।ાત્ર ભાડું ઉપજ્યું તે આપણે લીધું. આજે તેણે તે ઘર આપણને રૂ. ૧૦૦૧) માટે વેચાણ કરી આપ્યું અને રૂ. ૧૬૫) રોકડા લઈ વખવટ માંડીવાળી.

જ—(૨) ૨૪ મણ ઘઉંના રૂ. ૬૩) શ્રી ખર્ચખાતે ઉધારવા. અને ૮૦ મણ ઘઉંના રૂ. ૨૧૦) શ્રી ખરીદખાતે ઉધારવા. વળી

બધા ઘઉંના કુલ રૂ. ૨૭૩) શા. પાનાચંદ આપણી પાસે માગે પણ તેને રૂ. ૨૦૦) આપેલા બાદ કરતાં બાકીના રૂ. ૭૩) તેને ખાતે જમા કરવા. તથા બધા ઘઉં રૂ. ૨ાાા≈ ના ભાવથી વેચ્યા છે તેમાં રૂ. ૩ા દલાલીના બેઠેલા તેથી રૂ. ૨૯૯—૩ા=૨૯૫ાાા શ્રી વકરાખાતે જમા કરવા. (૩) વ્યાજના રૂ. ૭૨) શ્રી વ્યાજખાતે જમા કરવા અને શા. ગીરધર નથુને ખાતે ઉધારવા. વળી તેની પાસે વ્યાજમુદ્દલ રૂ. ૮૭૨) માગીએ તેમાંથી ભાડના રૂ. ૩૧ાા લીધા છે તે જતાં બાકીના રૂ. ૮૪૦ાા તેમને ખાતે જમા કરી રૂ. રૂ. ૧૦૦૨) શ્રી ઇમારતખાતે ઉધારવા અને રૂ. ૪ાા વધારે ગયા તે શ્રી વટાવખાતે ઉધારવા.

૨. નીચેનું વ્યાજ દસ આના લેખે કાઢી તારીજ માંડો. અર્ધો દિવસ કાપવો. હિસાબ આસો વદ ૦)) સુધી.

| જ | ઉ |
|---|---|
| ૨૫૦) કારતક સુદ ૮ | ૧૫૮૦) ફાગણ સુદ ૧૨ |
| ૩૨૧૬) માહા વદ ૧ | ૨૭૩૫) જેઠ વદ ૧૩ |
| ૮૨૫) શ્રાવણ સુદ ૧ | |

જ—બાકી લેણા રૂપીઆ ૧૪) વ્યાજના રૂ. ૭૦—૧૦ દોકડા.

## ૧૯૦૭

૧. કાચાં ખાતાં, અચડ રકમ, અવલ સરવાયું, એ વિષે જાણતા હો તે લખો. આખર સરવાયું તૈયાર કરવાની રીત લખો.

જ—**કાચાં ખાતાં**—જે ખાતામાં રકમો એકવાર જમા યા ખર્ચ લખાઇ તે વર્ષ આખરે હિસાબ માંડી વાળવાને ફરીથી જમા

ખર્ચ કરીને પાકા ખાતામાં લઈ જવાં પડે છે તે.

**અચડ રકમ**—ખાતાવહી ઉપરથી રકમો લઈ વ્યાજવહીમાં વ્યાજ કાઢતાં પહેલાં અરસપરસ ખાતું મેળવી જુએ છે કે રકમ લખવી રહી ગઈ હોય તો માલૂમ પડે. આવી રહી ગએલી રકમને અચડ ( નહિ નોંધાયલી, ખાતે નહિ ચડેલી ) રકમ કહે છે.

બાકીની હકીકત આગળ આવી ગઇ છે.

૨. નીચેની રકમોનું સંવત ૧૯૬૩ ના આસો વદ ૮ ના મેળમાં નામું લખો.

**अ** સિલિક રૂપીઆ ૭૫૩ાાાૢાા

**ब** મુંબઇના આડતીઆ હરીવલ્લભ નાથાલાલે મલમલના તાકા નંગ ૧૨૫ દર રૂ. પાાૢ ના ભાવે લઈ મોકલ્યા. ખરાજાતના રૂ. ૬) તેમણે આપ્યા. ગાંસડી આવેથી તપાસતાં ૬ તાકા ઓછા માલમ પડ્યા. બીજે દિવસે સેંકડે ૨ ટકા નફો લઈ આખી ગાંસડી કેવળદાસ હીરાલાલને રોકડેથી વેચી નાંખી.

**क** ખેતર એક નાથા હરીનું રૂ. ૭૫૨) માં ગ્રમનસાન હતું, તેની આ સાલની ઉપજ રૂ. ૪૫) લીધી અને બીજા રૂપીઆ ૭૫) આપી તે અઘાટ વેચાણ કરાવી લીધું.

**ड** હુંડી નંગ ૧ રૂ. ૩૫૦) ની દર ૯૯ાાા ને ભાવે રોકડેથી કેવળદાસ ત્રિભોવનની લખી મુંબાઇના પરીખ વખતચંદ નેમચંદ ઉપરની શાહજોગી લઇ બુકસેલર મહાદેવ આત્મારામને બીડી.

જ—(**ब**) તાકાના રૂ. ૭૦૩)ૢ તથા ખરાજાતના રૂ. ૬) મળીને કુલ ૭૦૯)ૢ શ્રી ખરીદખાતે ઉધારી મુંબાઇના આડતીઆ હરિવલ્લભ નાથાલાલને ખાતે જમા કરવા. (**क**) રૂપીઆ ૪૫) શ્રી

ગણોતખાતે જમા કરવા અને રૂ. ૭૫૨) નાથા હરિને ખાતે જમા કરી રૂપીઆ (૭૫૨+૪૫+૭૫) ૮૭૨ શ્રી ખેતરખાતે ઉધારવા. (ઙ) હુંડીઆમણના રૂ. ૦ાાા≈ હુંડીઆમણ ખાતે જમા કરી રૂ. ૩૫૦) બુકસેલર મહાદેવને ખાતે ઉધારવા.

સિલિક રૂપીઆ ૬૨૯ાાા~ાાા

૩. નીચેની રકમોનું ૯ આના લેખે આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢો. અર્ધો દિવસ કાપવો.

## સંવત ૧૯૬૩.

| જ | ઉ |
|---|---|
| ૩૫૦) કારતક વદ ૯ | ૯૩૦) ફાગણ વદ ૦)) |
| ૨૬૦) વૈશાખ સુદ ૧૩ | ૩૫૫) શ્રાવણ સુદ ૧૪ |
| ૬૯૦) અસાડ વદ ૫ | |

જ—બાકી દેવા રૂપીઆ ૧૫) અને વ્યાજ રૂ. ૧૧–૧૭–૩ાા

## ૧૯૦૮

૧. અચડમેળ અને આખર સરવાયું એ બેમાં તફાવત શો છે? ત્રણ આસામીનાં ખાતાં રોકડમેળમાં તેમજ ત્રણ આસામીનાં ખાતાં નોંધમાં લઈ તેપરથી આંકડાવહી તૈયાર કરો.

**જ—તફાવત**—ખાતાવહી ઉપરથી રકમો લઇ વ્યાજવહીમાં વ્યાજ કાઢતાં અરસપરસ ખાતું મેળવા જુએ છે કે રકમ લખવી રહી ગઈ હોય તો માલુમ પડે, આવી રહી ગએલી રકમને અચડ રકમ કહે છે અને સરવાયું તો વરસ આખરે દેવું લેણું જાણવા માટે કાઢવામાં આવે છે.

રોકડમેળ અને નોંધ તૈયાર કરવા રકમો લેવી પડશે માટે નીચે આપેલી રકમો ઉપરથી રોકડમેળ ને નોંધ તૈયાર કરી પછી તેના ઉપરથી આંકડાવહી થશે.

**રકમો**—રૂ. ૨૭૧) સિલિક છે. ઘરમાં તોલા ૫ દર રૂ. ૨૪) ના ભાવનું સોનું છે તે તેજ ભાવે રોકડેથી વેચ્યું, સુદ ૧. (૨) શા. કાલિદાસ વિઠ્ઠલદાસના સંવત ૧૯૬૩ ના માહા સુદ ૫ ની તેરીખના રૂ. ૩૦૦) દેવા છે તે પેટે રૂ. ૧૦૦) રોકડા આપ્યા, સુદ ૧.

## રોકડમેળ પાનું ૧.

### સંવત ૧૯૬૩ ના આસો સુદ ૧ નો મેળ

| જ | ઉ |
|---|---|
| ૨૭૧) શ્રી દુકાન ખાતે જમા.<br>૨૭૧) નગદ રોકડા મુંબઇગરા ઘરમાંના. | ૧૦૦) શા. કાલિદાસ વિઠ્ઠલદાસ ને ખાતે ઉધાર.<br>૧૦૦) નગદરોકડા હ. પોતે. |
| આં. પા. ૧ | આં. પા. ૨ |
| | ૧૦૦) |
| ૧૨૦) શ્રી હેમના વકરાખાતે જમા.<br>૧૨૦) નગદ રોકડા. હેમ તોલા ૫) દર રૂ. ૨૪) લેખે રોકડેથી વેચ્યું તેના આવેલા. | ૨૯૩) શ્રી જણસે.<br>૨૯૩) રોકડા મુંબઇગરા. |
| આં પા. ૨ | |
| ૩૯૩) | ૩૯૩) |

## નોંધવહી પાનું ૧.

આ જમાની નોંધ છે, જેમને ઉધારની નોંધ રાખવી હોય તે આવી રીતે ઉધારની નોંધ રાખી શકે.

### સંવત ૧૯૬૩ ના આસો સુદ ૧ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૨૦) શ્રી દુકાનખાતે જમા. આસો સુદ ૧ આં. પા. ૧<br>૧૨૦) હેમ તોલા ૫ દર રૂ. ૨૪) ના ભાવનું નામાની શરૂઆત વખતનું સિલિક છે તે શ્રી હેમની ખરીદીખાતે ઉધારીને. | |
| ૨૦૦) શા. કાલિદાસ વિઠ્ઠલદાસને ખાતે જમા, આસો સુદ ૧. આં. પા. ૧<br>૨૦૦) બાકી દેવા સંવત ૧૯૬૩ ના માહા સુદ ૫ ની તેરીખના છે તે શ્રી દુકાનખાતે ઉધારીને. આ. પા. ૧ | |

## આંકડાવહી પાનું ૧.

### શ્રી દુકાનખાતું સંવત ૧૯૬૩ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૭૧) રો. પા. ૧ આસો સુદ ૧ | ૨૦૦) નો. પા. ૧ આસો સુદ ૧ |
| ૧૨૦) નો. પા. ૧ આસો સુદ ૧ | |
| ૩૯૧) | ૨૦૦) |
| ૧૯૧) બાકી દેવા સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) | ૧૯૧) બાકી દેવા. |
| | ૩૯૧) |

## શ્રી હેમનું ખરીદ વકરાખાતું. સંવત ૧૯૬૩ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૨૦) રો. પા. ૧ આસો સુદ ૧ | ૧૨૦) નાં. પા. ૧ આસો સુદ ૧ |
| ૧૨૦) | ૧૨૦) |

## શા. કાલિદાસ વિઠ્ઠલદાસનું ખાતું. સંવત ૧૯૬૩ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૦૦) નાં. પા. ૧ માહા સુદ ૫ | ૧૦૦) રો. પા. ૧ આસો સુદ ૧ |
| | ૧૦૦) બાકી દેવા. |
| ૨૦૦) | ૨૦૦) |
| ૧૦૦) બાકી દેવા સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) | |

૨. નીચેની રકમોનું નામું ભાદરવા માસના મેળમાં લખો. સિલિક રૂપીઆ ૯૫૦ાા

જળગામના આડતીઆ હરિલાલ કેશવલાલનો કાગળ આવ્યો કે તેણે આપણી વતી રૂ મણ ૨૨૫ દ૧ રૂ. ૯ાા લેખે રાખ્યું છે તેથી રૂ. ૧૫૦૦) ની હુંડી શા. માણેકલાલ મોતીલાલ પાસે તે ગામના પરીખ ગીરધર અમૃતલાલ ઉપરની લખાવી તે આડતીઆને મોકલી. હુંડીનો ભાવ ૯૯ાા રૂપીઆ હતો.

જ—હુંડીના ભાવ પ્રમાણે રૂ. ૧૪૯૨ાા થયા તે શા. માણેકલાલ મોતીલાલને ખાતે જમા કરવા અને રૂ. ૧૫૦૦) જળગામના આડતીઆ હરિલાલ કેશવલાલને ખાતે ઉધારવા. હુંડીઆમણ રૂ. ૭ાા થયું તે શ્રી હુંડીઆમણ ખાતે જમા કરવા. રૂપીઆનું ભરતીયું આવેથી તેનું જમાખર્ચ નંખાશે. ( સિલિક રૂપીઆ ૯૫૦ાા )

૩. નીચેની રકમોનું કાપી વ્યાજ સંવત ૧૯૬૪ ના આસો વદ ૦)) સુધીનું કાઢો. અર્ધો દિવસ કાપવો. વ્યાજ રામ ૦II~

| જ | ઉ |
|---|---|
| ૨૨૦) માહા વદ ૫ | ૨૨૦) માગશર સુદ ૨ |
| ૮૦) શ્રાવણ સુદ ૧૩ | ૭૦) આસો વદ ૧ |

જ—બાકી દેવા રૂપીઆ ૧૧૦) વ્યાજના રૂ. ૨૧-૧૫-૦III

૧૯૦૯

૧. વર્ષ આખરે બધતા ઓછા જમા ઉધારના સરવાળામાં ત્રણ કાચાં ખાતાં માંડીવાળી તેનો અચડમેળ કરો.

જ—પ્રશ્નમાં કહ્યા મુજબ ખરીદ વકરાખાતું, વ્યાજખાતું અને વટાવખાતું એ ત્રણ ખાતાં લીધાં છે તે દરેકના જમા ઉધારના સરવાળા નીચે મુજબ છે.

| ખાતું | જમા | ઉધાર |
|---|---|---|
| ખરીદ વકરાખાતું | ૩૫૦)૧૩ | ૬૦૦) |
| વ્યાજખાતું | ૧૧૦) | ૧૨૦) |
| વટાવ ખાતું | ૯૦) | ૩૬) |

ઉપરનાં ખાતાં માંડી વાળવા નીચે પ્રમાણે અચડમેળ કર્યો છે.

સંવત ૧૯૬૪ ના આસો વદ ૦)) ને વાર બુધ પછીનો અચડમેળ. રો. પા. ૩૬

| જ | ઉ |
|---|---|
| ૯૦II શ્રી પરાંત જણસે. | ૫૦II શ્રી ખરીદ વકરા ખાતે ઉધાર. |
| ૫૦II શ્રી વટાવખાતે જમા. | |
| ૫૦II ખરીદ વકરાખાતું | ૫૦II ખાતું સરભર કર- |

| | |
|---|---|
| માંડી વાળવા બાબત તે ખાતે ઉધારીને. | વા સારૂ આ ખાતે ઉધારીને વટાવખાતે જમા. |
| ખા. પા. ૧૫. | ખા. પા. ૧૫ |
| ૧૦) શ્રી વ્યાજખાતે જમા. | ૧૦) શ્રી વટાવખાતે ઉધાર. |
| ૧૦) ખાતું સરભર કરવા માટે આ ખાતે જમે કરી વટાવખાતે ઉધાર. | ૧૦) વ્યાજખાતું માંડી વાળવા બાબત તે ખાતે જમા કરીને. |
| ખા. પા. ૧૫ | ખા. પા. ૧૫ |
| ૧૫૧) | ૬૦ાા |
| | ૯૦ાા શ્રી જણસે પોતે. |
| | ૯૦) રોકડા. |
| | ૦ાા છુટા પૈસા. |
| | ૧૫૧) |

ઉપરના અચડમેળની રકમો ખાતાવહીમાં ખતવી ખાતાં માંડી વાળ્યાં છે.

## ખાતાવહી પાનું ૧૫.

### શ્રી ખરીદ વકરાખાતું. સંવત ૧૯૬૪

| જ | ઉ |
|---|---|
| ૫૦) ૫ રો.પા.૬ માગશરવદ ૭ | ૨૦૦) રો. પા. ૬ કારતક સુદ ૪ |
| ૩૦૦) ૮ રો.પા.૧૮ વૈશાખસુદ૨ | ૪૦૦) રો. પા. ૧૦ માહાવદ ૮ |
| ૩૫૦) ૧૩ | ૬૦૦) |
| ૩૦૦। ૧૨ રો. પા. ૩૬) પર- | ૫૦ાા રો. પા. ૩૬ વટાવખાતે |

| | |
|---|---|
| ચુરણ માલ સિલિકમાં રહ્યો તેના. | જમા કરીને. |
| ૬૫૦॥ | ૬૫૦॥ |
| | ૩૦૦। ૧૨ બાકી લેણા સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) પરચુરણ માલ સીલક રહ્યો તેના |

## શ્રી વ્યાજખાતું. સંવત ૧૯૬૪.

| જ | ઉ |
|---|---|
| ૩૦) રો. પા. ૨૮ ભાદરવા વદ ૪ | ૧૨૦) રો. પા. ૩૩ આસો વદ ૨. |
| ૮૦) રો. પા. ૩૧ આસોસુદ ૩ | |
| ૧૧૦) | ૧૨૦) |
| ૧૦) રો. પા. ૩૬ વટાવખાતે ઉધારીને. | |
| ૧૨૦) | |

## શ્રી વટાવખાતું. સંવત ૧૯૬૪.

| જ | ઉ |
|---|---|
| ૭૦) રો. પા. ૯ પોષ વદ ૧૦ | ૩૬) રો. પા. ૧૪ ચૈત્ર સુદ ૪ |
| ૨૦) રો. પા. ૧૧ માહાવદ ૧૪ | |
| ૯૦) | ૩૬) |
| ૫૦॥ રો. પા. ૩૬ ખરીદખાતે ઉધારીને. | ૧૦) રો. પા. ૩૬ વ્યાજખાતે જમા કરીને. |
| ૧૪૦॥ | ૪૬) |
| | ૯૪॥ રો. પા. ૩૬ માલીકને |

ખાતે જમા કરીને

૧૪૦॥

૨. નીચેની રકમોનું સંવત ૧૯૬૫ ના ભાદરવા સુદ ૧ ના મેળમાં નામું લખો.

સિલિક રૂપીઆ ૫૩૯॥ાના

अ પરી છગનલાલ કેશવજીને ગઈ સાલ ચૈત્ર વદ ૧૨ ને દિવસે આઠ આનાની તેરીખે રૂ. ૫૫૦) આપ્યા હતા. તે પેટે તેણે રૂ. ૩૩૦) દિવાળીને દિવસે આપ્યા હતા. આજરોજ તે પોતાના ખાતાનો હિસાબ કરી બધી રકમ ચુકતી આપી ગયા.

ब રાજનગર જીનીંગનો એક શેર હતો તેના રૂ. ૬૦) વ્યાજના આવ્યા તે લઇ તે શેર રૂ. ૧૧૩૪) રોકડેથી વેચી તેનાં નાણાંની હુંડી સરભર ભાવે અહીંના ગાંધી નારણદાસ હરીલાલ પાસે મુંબાઈના શેઠ ચતુર્ભુજ મોરારજી ઉપરની લખાવી આપણા આડતીઆ જેઠાલાલ પ્રેમાનંદને બીડી.

क ઘરમાંથી પીતળનાં જુનાં વાસણ મણ ૩॥ દર રૂ. ૧૨॥ લેખે કંસારા નથુ પ્રેમજીને આપ્યાં અને તેની મારફત તાંબાનો મોટો નળો મણ ૦॥—૨ શેરનો રૂ. ૨૫) લેખે કંસારા ગીરધર કેશવજીને ત્યાંથી લીધો. દલાલી દર રૂપીએ અડધો આનો ગણી હિસાબ ચુકતો કર્યો.

જ—(અ) વ્યાજના ૨૮॥ાના॥ થયા તે શ્રી વ્યાજખાતે જમા કરી તેને નામે ઉધારવા. વળી વ્યાજમુદ્દલ રૂ. ૨૪૮॥ાના॥ પરીખ છગન કેશવજીને ખાતે જમા કરવા. (બ) રૂ. ૬૦) વ્યાજખાતે જમા કરવા અને રૂ. ૧૧૩૪) શેર ખાતે જમા કરવા. વળી હુંડી બીડી

માટે રૂ. ૧૧૭૪) જેઠાલાલ પ્રેમાનંદને ખાતે ઉધારવા; પણ હુંડી પાકયાની તીથિ પોલી રાખી જે મિતિએ નાણાં મળ્યાંનો કાગળ આવે તે મિતિ નાંખવી. (ક) વાસણના રૂ. ૪૬ાાા~ ઉપજ્યા અને તાંબાના નળાના રૂ. ૨૦) તથા દલાલીના રૂ. ૦ાા~ મળી કુલ ૨૦ાા~ બેઠા. અટલે ૪૬ાાા~ માંથી ૨૦ાા~ બાદ જતાં બાકીના રૂ. ૨૬ા ૨ાા તે શ્રી ખર્ચખાતે જમા કરવા અથવા ઘરમાંના વાસણના ૪૬ાાા~ શ્રી ખર્ચખાતે જમા કરવા અને નળાના રૂ. ૨૦ાા~ શ્રી ખર્ચખાતે ઉધારવા. ( સિલિક રૂપીઆ ૮૭૪ા~ા )

૧૯૧૦

૧. સરવાયું એટલે શું ? તે કેટલી જાતનું છે ? તે કયારે કાઢવામાં આવે છે અને કયા ચોપડા ઉપરથી તૈયાર થાય છે ?

**જ—**સાલ આખરે દેવું લેણું કેટકેટલું કોની કોની પાસે છે, તે જાણવા માટે જે તારીજ કરવામાં આવે છે તેને સરવાયું કહેછે.

સરવાયું બે જાતનું છે. ૧ કાચું સરવાયું, ૨ પાકું સરવાયું. કાચુ સરવાયું આંકડાવહી ઉપરથી અને પાકું સરવાયું ખાતાવહી ઉપરથી તૈયાર કરવામાં આવે છે.

સરવાયું વર્ષ આખરે કાઢવામાં આવે છે પરંતુ સહીઆરો વપાર વહેંચવો હોય તો વર્ષની વચ્ચે ગમે તે વખતે કાઢવામાં આવે છે.

૨. નીચેની રકમો ઉપરથી સંવત ૧૯૬૬ ના ભાદરવા માસનો મેળ લખી સિલિક કાઢો.

શ્રી જણસે રૂપીઆ ૧૦૦—૩ાા—૧ાા

**अ** પેંઠણી પાઘડીઓ ૫૦ દરેક રૂ. ૧૦) ની હતી, તે દર નંગે રૂ. ०। નફાનો ખાઈ સટબંધ પરીખ વખતચંદ અમૃતલાલને રોકડેથી આપી. સુદ ૧૦.

**ब** શાહ મનસુખ વેણીરામને રૂ. ૨૦૦) માંથી હુંડી લેવી છે. ટકા લેખે હુંડીઆમણ કાપી લઈ મુંબાઈના પરીખ પુંજાભાઈ લાલદાસ ઉપરની તુર્ત મુદતની હુંડી લખી આપી. ( વેપાર ઉધારે ) સુદ ૧૫. પાકી વદ ૧.

**क** સાકર મણ ૩ા દર રૂ. ૮) ના ભાવે પટેલ કાશીભાઈ અજુભાઈ લેઈ ગયા; તે પેટે રૂ. ૧૦) રોકડા ને રૂ. ૩) નું ઘી શેર ૬ા આપી ગયા, તથા બાકીની રકમ બાબત ચોકસી ઈશ્વર લક્ષ્મીદાસને ત્યાં હવાલો આપ્યો. વદ ૧૨.

જ—(**अ**) ૫૦ પાઘડીના રૂ. ૬૧૧ાા શ્રી વકરાખાતે જમા કરવા, સુદ ૧૦. (**ब**) શાહ મનસુખરામ વેણીરામને ખાતે રૂ. ૨૦૦) ઉધારવા અને રૂ. ૧૯૮) મુંબાઈના પરીખ પુંજાભાઈ લાલદાસને ખાતે જમા કરવા તથા રૂ. ૨) હુંડીઆમણ ખાતે જમા કરવા, વદ ૧. (**क**) સાકરના રૂ. ૨૬) શ્રી વકરાખાતે જમા કરવા. રૂ. ૩) નું ઘી જો ઘરમાં ખાવા રાખ્યું હોય તો ખર્ચખાતે અને દુકાનમાં હોય તો શ્રી ખરીદખાતે ઉધારવા. વળી રૂ. ૧૩) ચોકસી ઈશ્વર લક્ષ્મીદાસને ખાતે ઉધારવા. વદ ૧૨.

સિલિક રૂપીઆ ૧૬૨૬ાાાા

૩. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૪ ના આસો વદ ०)) સુધી કાઢી તારીજ બનાવો. વ્યાજ ટામ ૮ લેખે. ०ાા દિવસ કાપવો.

## શા. પાનાચંદ વેણીરામનું ખાતું. સંવત ૧૯૬૪.

| જ | ઉ |
|---|---|
| ૨૩૦) પોષ વદ ૧૨ | ૫૦૦) કાર્તિક સુદ ૧૦ |
| ૩૫૦) વૈશાખ સુદ ૪ | ૨૯૦) ફાગણ વદ ૦)) |

જ—બાકી લેણા રૂપીઆ ૨૧૦) વ્યાજ રૂ. ૧૨ાાં~ ાા પૈ.

### ૧૯૧૧

૧. આંકડાવહી અને ખાતાવહીનો મુકાબલો કરો.

પરી કેશવલાલ રણછોડને, ઘાંચી મોતીલાલ જેચંદની દુકાને-થી બારોટ જીભાઇ દામોદરે તેલ મણ ૪ાા ૩ાા શેર દર રૂ. ૧૦ાા ના ભાવથી ઉધારે અપાવ્યું તેનું નામું પરી કેશવલાલ રણછોડના તથા ઘાંચી મોતીલાલ જેચંદના ચોપડામાં શી રીતે લખાય તે લખી બતાવો.

જ—મુકાબલો—(૧) બન્નેમાં રકમો સરખી હોય છે પણ આંકડાવહીનું નામું કાચું ગણાય અને ખાતાવહીનું પાકું ગણાય. તેમજ આંકડાવહી ઉપરથી કરેલું સરવાયું કાચું અને ખાતાવહી ઉપરથી કરેલું સરવાયું પાકું ગણાય છે. (૨) આંકડાવહીમાં રોકડ-મેળ તથા નોંધની રકમો ખતવાય છે ને ખાતાવહીમાં ખાતરાની રકમો ખતવાય છે. (૩) આંકડાવહી દરરોજ તૈયાર કરવામાં આવે છે અને ખાતાવહી ફુરસદે તૈયાર થાય છે. (૪) આંકડાવહીમાં તા-રીખવાર રકમો જુદી જુદી ખતવાય છે ને ખાતાવહીમાં માસવાર રકમો જુદી જુદી ખતવાય છે ને તેના પેટામાં તારીખવાર જુદી બતાવે છે.

પરી કેશવલાલ રણછોડ તેલના રૂ. ૪૮)॥ા બારોટ જીભાઈ દામોદરને ખાતે જમા કરી શ્રી ખરીદખાતે ઉધારશે.

ઘાંચી મોતીલાલ જેચંદ તેલના રૂ. ૪૮)॥ા શ્રી વકરાખાતે જમા કરી બારોટ જીભાઇ દામોદરને ખાતે ઉધારશે.

૨. પટેલ વેણીરામ શંભુદાસને રૂ. ૪૦૦) સંવત ૧૯૬૫ ના વૈશાખ સુદ ૮ ના રોજ ૭ આનાની તરીખે વ્યાજે આપ્યા. પટેલે સંવત ૧૯૬૬ ના તથા સંવત ૧૯૬૭ ના માહા સુદ ૫ ના રોજ રૂ. ૧૫૦–૧૫૦ જમા કરાવ્યા, ત્યારે દીવળીબાકી કાપી વ્યાજ ગણતાં સંવત ૧૯૬૭ ના આસો વદ ૦)) ના રોજ પટેલની પાસે બાકી લેણું શું નીકળશે? અધિકમાસ ગણવો. અર્ધો દિવસ કાપવો.

જ—રૂ. ૪૦૦) નું સંવત ૧૯૬૫ ના વૈશાખ સુદ ૮ થી આસો વદ ૦)) સુધીનું વ્યાજ રૂ. ૮ા॥ થયું એટલે વ્યાજસુદ્ધ ૪૦૮ા॥ થયું. તેનું બાર માસનું એટલે સંવત ૧૯૬૬ ના આસો વદ ૦)) સુધીનું વ્યાજ ગણી, તેમાંથી આપેલા રૂ. ૧૫૦) નું માહા સુદ ૫ થી આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢી બાદ કર્યું તો ૧૩ા॥ બાકી રહ્યા તે રૂ. ૪૦૮ા॥ માં ઉમેરી રૂ. ૧૫૦) આપેલા બાદ કર્યા એટલે રૂ ૨૭૧ાાાન્ના સંવત ૧૯૬૬ ના આસો વદ ૦)) ને દિવસે બાકી રહ્યા તેનું સંવત ૧૯૬૭ ની સાલનું વ્યાજ કાઢી તેમાંથી રૂ. ૧૫૦) આપેલા છે તેનું માહા સુદ ૫ થી આસો વદ ૦)) સુધીનું વ્યાજ બાદ કર્યું તો બાકી રૂ. ૭)ન્ના વ્યાજ રહ્યું તે રૂ. ૨૭૧ાાાન્ના માં ઉમેરીને રૂ. ૧૫૦) આપેલા બાદ કર્યા તો રૂ. ૧૨૯) ૦ાા બાકી લેણા રહ્યા.

૧૯૧૨

નીચેની રકમો ઉપરથી સંવત ૧૯૬૮ ના ભાદરવા વદ ૮ નો મેળ લખી સિલિક કાઢો.

સિલિક રૂપીઆ ૨૦૦૯ાાા૭ાા

अ સંવત ૧૯૬૭ ના ભાદરવા વદ ૮ મે લક્ષ્મણ સુંદરજીને રૂ ૧૦૫૦ બાર આના વ્યાજે ધીરી તેનું ઘર કબજાસાન લીધેલું, તેનું આજ દિન સુધી દર મહીને રૂ. ૪ાા ભાડું ઉપજ્યું તે આપણે લીધું. આજે તેણે તે ઘર આપણને રૂ. ૨૦૨૫) માટે વેચાણ કરી આપ્યું. તેને રૂ. ૯૫૬)= રોકડા આપી વધઘટ માંડીવાળી.

ब શાહ નારણદાસ ખુશાલદાસની દુકાનેથી ઘોરીભાઈ શંભુદાસની વતી જીવરામ બહેચરને રૂપીઆ ૮૦૦) અપાવ્યા.

જ—(अ) વ્યાજના રૂ. ૯૪ાા શ્રી વ્યાજખાતે જમા કરવા અને લક્ષ્મણ સુંદરજીને ખાતે ઉધારવા. ભાડાના રૂ. ૫૦) લક્ષ્મણ સુંદરજીને ખાતે જમા કરવા. વળી તેની પાસે વ્યાજમુદ્દલ રૂપીઆ ૧૧૪૪ાા માગીએ પણ રૂ. ૫૦) લીધા છે તો બાકીના રૂ. ૧૦૯૪ાા તેને ખાતે જમા કરી રૂ. ૨૦૨૫) શ્રી ઈમારતખાતે ઉધારવા અને રૂ. ૨૫ાા= વધારાના ગયા માટે તે શ્રી વટાવખાતે ઉધારવા. (ब) રૂ. ૮૦૦) શાહ ખુશાલદાસ નારણદાસને ખાતે જમા કરી ઘોરીભાઇ શંભુદાસને ખાતે ઉધારવા તેમાં હસ્તે જીવરામ બહેચર લખવું.

૨. વ્યાજ ગણવામાં અર્ધા દિવસની કસર કાપવાનું કારણ શું?

જ—વ૦ કા૦ નો ૧૯૧૦ નો ૧ લો સવાલ જુઓ.

૩. પટેલ જીભાઇ મગનલાલને રૂ. ૨૦૦) સંવત ૧૯૬૭ ના

ફાગણ સુદ ૮ ને રોજ આઠ આનાની તેરીએ વ્યાજે આપ્યા. પટેલે ૧૯૬૭ ના તથા ૧૯૬૮ ના શ્રાવણ સુદ ૯ ને રોજ રૂ. ૫૦—૫૦ જમા કરાવ્યા. ત્યારે દિવાળીબાકી વ્યાજ ગણતાં સંવત ૧૯૬૮ ના આસો વદ ૧૦ ને રોજ પટેલની પાસે બાકી શું લેણું નીકળશે? અર્ધો દિવસ કાપવો, અધિક માસ ગણવો.

જ—દિવાળીબાકી એટલે ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવાનું છે અને એની રીત આગલી સાલમાં બતાવી છે. વળી ૧૯૬૮ માં અધિક અસાડમાસ આવે છે. એ પ્રમાણે ગણતાં રૂ.૧૧પા।।=।। લેણું નીકળશે.

## ૧૯૧૩

૧. કાચાંખાતાં અને પાકાંખાતાંનો ભેદ ઉદાહરણો સાથે સમજાવો. સરવાયામાં કયાં ખાતાં આવે? વ્યાજખાતું અને ખર્ચખાતું પાકાંમાં કે કાચાંમાં? પાકાં અને કાચાં ખાતાં ક્યારે ને કેવી રીતે સરભર કરવામાં આવે છે?

જ—કાચાં અને પાકાં ખાતાંનો તફાવત—પાકાંખાતાંનું દેવું લેણું આવતી સાલમાં આપવાનું હોય છે; પણ કાચાંખાતાંનું દેવું લેણું આવતી સાલમાં આપવાનું હોતું નથી. જેમકે કોઇ આસામીનું દેવું લેણું આવતી સાલમાં આપવું લેવું પડે માટે તે પાકું ખાતું કહેવાય છે, અને ખરીદ વકરાખાતું અથવા ધર્માદાખાતાનું દેવું લેણું આપવા લેવાનું હોતું નથી માટે તે કાચાંખાતાં ગણાય.

સરવાયામાં પાકાંખાતાં આવે છે.

વ્યાજખાતું અને ખર્ચખાતું કાચાંખાતાંમાં ગણાય છે.

ખાતાં સરભર કરવા વિષે—સરવાયું કરવા માટે પહેલાં સઘળાં પાકાં ખાતાં સરભર કરી જવાં. ખાતાં સરભર કરવાં એટલે

બધાં ખાતાંના જમા ઉધારના સરવાળા કરી જમાનો સરવાળો મોટો હોય તો તેમાંથી ઉધારનો સરવાળો બાદ કરી બાકી રહે તે ઉધાર તરફ લખી ત્યાં આગળ બાકી દેવા એમ લખવું. જો ઉધારનો સરવાળો મોટો હોય તો તેમાંથી જમાનો બાદ કરી બાકી રહે તે જમા તરફ લખી ત્યાં બાકી લેણા એમ લખવું. પછી સરવાળો કરવાથી બન્ને તરફના સરવાળા સરખા થશે. પછી જમા અને ઉધાર તરફ ખાતું બીડી દેવાવા માટે આંકડા ઢાંકી દે એ પ્રમાણે બેવડી લીટી દોરવી. ત્યાર પછી દેવા રૂપીઆ જમા તરફ ને લેણા ઉધાર તરફ લખી તે કઈ મિતિના દેવાલેણા રહ્યા તે લખવું.

૨ સંવત ૧૯૧૯ ના શ્રાવણ સુદી ૬ ના મેળમાં નીચેનું નામું લખોઃ—

(अ) સિલિક રૂપીઆ ૩૨૪ાાાાા

(ब) શાહ સાકરલાલ અમથાભાઈ પાસેલી લહેણા પેટે રૂ. ૨૫) રોકડા લીધા તથા કબાટ નંગ ૧ રૂ. ૪૫) થી અને દુપટા જોટો ૧ રૂ. ૪૦) થી ખરીદ્યા. તે પૈકી એક દુપટો ઓઢવા માટે ઘરમાં રાખ્યો ને બીજો રૂ. ૨૦ાા લઇ બારોબાર વેચી દીધો. મળેલું કબાટ શાહ મણિલાલ નરસિંહને ખાતે શાહ હીરાલાલ કેવળદાસને રૂપીઆ ૫૧ માટે આપી દીધું.

(क) શાહ લલ્લુભાઇ બહેચરની દુકાનેથી રૂ. ૨૫૦) ની હુંડી મુંબાઇના શેઠ સુંદરદાસ ધરમસી ઉપરની દર રૂ. ૯૯ાાા ને ભાવે રોકડેથી લઇ શા. હંસરાજ ખેમજીને બીડી.

જ—(ब) રૂ. ૨૫) રોકડા તથા ૪૫) નું કબાટ અને ૪૦) ના દુપટા મળી કુલ રૂ. ૧૧૦) શા. સાકરલાલ અમથાભાઇને ખાતે

જમા કરવા. પછી એક દુપટો ઘરમાં રાખ્યો માટે તેના રૂ. ૨૮) શ્રી ખર્ચખાતે ઉધારવા તથા બીજો વેચી દીધો માટે તેના રૂ. ૨૦) અને કબાટના રૂ. ૪૫) મળી કુલ રૂ ૬૫) શ્રી ખરીદખાતે ઉધારવા. પછી દુપટાના ઉપજેલા રૂ. ૨૭ાા અને કબાટના રૂ. ૫૧ા ઉપજેલા તેના કુલ રૂ. ૭૮ાાા શ્રી વકરાખાતે જમા કરવા પણ કબાટના રૂપીઆ ઉધારે હોવાથી રૂ. ૫૧ા શા. મણીલાલ નરસિંહને ખાતે ઉધારવા. (क) હુંડીના રૂ. ૨૫૦) શા. હંસરાજ ખેમજીને ખાતે ઉધારવા, તથા રૂ. ૯૯ાાા≈ ના ભાવે લીધી છે માટે રૂ.૨૫૦) માં અઢી આના મળ્યા તે શ્રી હુંડીઆમણ ખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૧૨૭ાા~

૪. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૯ ના ભાદરવા વદ ૦)) સુધી ૭ાા ટકા લેખે કાઢી તારીજ બનાવો. અર્ધો દિવસ કાપવો.

## ઠક્કર અમરસી કચરાનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૨૫૦) વૈશાખ વદ ૧૦ | ૫૦૦) માગશર સુદ ૫ |
| ૧૫૦) ભાદરવા સુદ ૧ | |

જ—બાકી લેણા રૂપીઆ ૧૪૦) વ્યાજ રૂ. ૨૩ાાા≈ ૧—૧ાા

## ૧૯૧૪

૧. (अ) રોકડમેળ અને નોંધ એટલે શું? તેમનો મુકાબલો કરો.

(ब) કાચું અને પાકું સરવાયું, શાહજોગી અને નામજોગી હુંડી એ બેમાં શો તફાવત છે?

૪—(અ) રોકડમેળ અને નોંધની વ્યાખ્યા માટે ૧૦ ફ્રા૦ સને ૧૯૦૮ નો ૧ લા સવાલનો જવાબ જુઓ.

**રોકડમેળ અને નોંધનો મુકાબલો:**—રોકડમેળમાં સઘળી રોકડી રકમો આવે છે અને નોંધમાં રોકડ સિવાયની સઘળી જમા ખર્ચી રકમો આવે છે. રોકડમેળ માટે એકજ ચોપડો છે અને નોંધ માટે બે ચોપડા છે. ૧ જમાની નોંધ, ૨ ઉધારની નોંધ. આ બેમાંથી જેને જે નોંધ રાખવી હોય તે રાખે છે.

(બ) કાચાં અને પાકા સરવાયાના તફાવત માટે પ્રાવેશિક પરીક્ષા ૧૯૧૩ ના સવાલ ૧ નો જવાબ જુઓ.

**શાહજોગી અને નામજોગી હુંડીનો તફાવત**—નામજોગી હુંડીમાં જેનું નામ લખવામાં આવ્યું હોય તેનેજ નાણાં મળે છે અને શાહજોગીમાં ખોળાધર લઈ હુંડી લાવનારને નાણાં આપવામાં આવે છે, મતલબ કે એ હુંડી ગમે તેને વેચી શકાય છે.

૨. નીચેની રકમોનો સંવત ૧૯૭૦ ના ભાદરવા માસનો મેળ લખો.

(અ) રૂ. ૨૫૦૦) ની પાંચ ટકાની લોન આપણી પાસે હતી તે શા. લલ્લુભાઇ તારાચંદને દર રૂપીઆ ૯૯ાાા~ ને ભાવે રોકડે-થી વેચી તેમાં દલાલી સેંકડે રૂ. ૦ાાા બેઠી. સુદ ૫.

(બ) પગી વેલજી ભીખાને સંવત ૧૯૬૯ ના ચૈત્ર માસમાં રૂ. ૨૭૫) આપેલા તેનો આજરોજ હિસાબ કરતાં રૂ. ૩૦૫) નીકળ્યા તેમાં તેણે ઘરમાં વાપરવા માટે ડાંગેર મણ ૫૦ દર રૂ. ૨ાાા ને ભાવે આપી, રૂ. ૭૫) નો ઘોડો અને રૂ. ૪૦) ની એક ગાય આપી, બાકીના શાહ નથુભાઈ પુંજાભાઇને કબુલાવ્યા. વદી ૧૦

જ—(અ) સિલિક રૂ. ૦) ૧૧ લખવી. રૂ. ૨૫૦૦) ની લોનના રૂ. ૨૪૯૫ાા ઉપજે તેમાંથી દલાલીના રૂ. ૧૮ાાા બાદ કરતાં બાકી રૂ. ૨૪૭૬ાાા રહ્યો તે લોન ખાતે જમા કરવા. પેટામા રૂ. ૨૪૯૫ાા વેચાણની કીંમત જણાવી તેમાંથી રૂ. ૧૮ાાા બાદ જણાવી બાકીનો આંકડો મથાળે મુકવો.

(બ) રૂ. ૩૦) વ્યાજના થયા તે વેલજી બીખાને ખાતે ઉધારી વ્યાજખાતે જમા કરવા. કેટલાક વિદ્યાર્થીઓ ભૂલથી રૂપીઆ ૨૭૫) ઉધારે છે તેમ ન કરવું કારણ કે તે રકમ તો પહેલાં ઉધરી ગયેલી છે. તેણે તમામ રકમ ચુકતે આપી છે તેથી તેને ખાતે રૂ. ૩૦૫) જમા કરવા અને પેટામાં વિગત જણાવવી. ઉધારબાજુ રૂ. ૧૩૭ાા ઘર ખર્ચખાતે ઉધારવા, પેટામાં ડાંગેરની વિગત લખવી. રૂ. ૭૫) તથા રૂ. ૪૦) મળી કુલ રૂ. ૧૧૫) ઢોર ખાતે ઉધારવા, બાકીના રૂપીઆ પરાા શા. નથુભાઈ પુંજાભાઇને ખાતે ઉધારવા.

(૩) નીચેના ખાતાનું કાપી વ્યાજ પાંચ આનાની તેરીખે સંવત ૧૯૬૯ ના આસો વદી ૦)) સુધીનું ગણી તારીજ બનાવો. અર્ધો દિવસ કાપવો.

| જ | ઉ |
|---|---|
| ૧૨૦) કાર્તિક સુદી ૫ | ૮૦) પોષ વદી ૦)) |
| ૫૦) માહા વદી ૨ | ૪૦) જેઠ સુદી ૧૧ |

જ—બાકી દેવા રૂપીઆ ૬૦) વ્યાજ રૂ. ૩)ᴖ ાા ૩૬

## ૧૯૧૫

૧. નીચેની રકમો પરથી ફાગણ માસનો મેળ લખો.

(अ) સિલિક રૂપીઆ ૨૦૫ા=

(ब) ઘી મણ ૧ા રૂ. ૧૯ાા ના ભાવનું શા. મણિલાલ કેવળદાસને ઉધારે વેચ્યું સુદ ૧, તેમાંથી તે શેર ૧૦ પાછું આપી ગયા સુદ ૪.

(क) વઢવાણના શા. અમુલખ તારાચંદને ઘઉં મણ ૫૦ દર રૂ. ૨ાા ના ભાવના ગુમાસ્તા ચુનીલાલ મારફત મોકલ્યા. સુદ ૮. તેમનો સુદ ૧૨ નો કાગળ આવ્યો કે ઘઉં રૂપીઆ ૨ાા ના ભાવે વેચ્યા છે.

જ—(अ) રૂ. ૨૦૫ા= શ્રી પુરાંત જાણસે. (ब) ૧ા મણ ઘીના રૂ. ૨૪ાા≡ વકરાખાતે જમા કરી શા. મણિલાલ કેવળદાસને ખાતે ઉધારવા. સુદ ૧. પાછા આપેલા ૧૦ શેર ઘીના રૂ. ૪ાાા≡ શા. મણિલાલ કેવળદાસને ખાતે જમા કરી શ્રી ખરીદખાતે ઉધારવા. સુદ ૪. (क) ઘઉંના રૂ. ૧૨૫) શ્રી વકરાખાતે જમા કરી શા. અમુલખ તારાચંદના હથુ ખાતે ઉધારવા. સુદ ૮. કાગળ આવેથી એટલે સુદ ૧૨ ને દિવસે રૂ. ૧૨૫) શા. અમુલખ તારાચંદના હથુ ખાતે જમા કરી વેચાણના રૂ. ૧૩૭ાા તેમને ખાતે ઉધારવા. વધારે ઉપજેલા રૂ. ૧૨ાા શ્રી વકરાખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૨૦૫ા=

૨. નીચેના ખાતાનું કાપી વ્યાજ ૭ ટકા લેખે સંવત ૧૯૭૦ ના આસો વદ ૦)) સુધીનું ગણી તારીજ બનાવો. અર્ધો દિવસ કાપવો.

| જ | ઉ |
|---|---|
| ૨૫૦) માગશર સુદ ૮ | ૨૦૦) માહા વદ ૫ |

૭૦) ચૈત્ર વદ ૮ ૧૦૦) જેઠ સુદ ૧૫

૩૦૦) અસાડ સુદ ૧૪ ૧૧૦) આસો સુદ ૪

જ—મુદલ બાકી દેવા રૂ. ૧૭૦) વ્યાજ રૂ. ૯ાા—૧૧ાા દો.

૧૯૧૬

૧. નીચેની રકમો ઉપરથી સંવત ૧૯૭૨ ના આસો માસનો મેળ લખો.

(अ) સિલિક રૂ. ૫૦૧)= તેમાં રૂ. ૧૫૦) ની ગિનીઓ નંગ ૧૦, દશ દશ રૂપીઆની પાંચ નોટ અને બાકીના રૂપીઆ.

(ब) ગિની નંગ ૫ રૂ. ૧૬ા≡ ના ભાવે વટાવી. સુદ ૫.

(क) ઘઉં મણ ૨૫) રૂ. ૨ાા= ને ભાવે કણીઆ મુળજી અમીચંદને ત્યાંથી ઘરખર્ચ માટે ઉધારે લાવ્યા; તેમાંથી ઘઉં મણ ૫ ધર્માદા અન્નક્ષેત્રમાં આપ્યા. સુદ ૧૦.

(ड) રૂ ૧૫૦) નું સંવત ૧૯૭૨ ના માગશર સુદ ૧૫ નું પટેલ નથુ હરખાનું ખાતું હતું, તેનો હિસાબ કરતાં રૂ. ૧૬૧ા લેણા નીકળ્યા. તે બદલ તેણે બળદ નંગ ૧ રૂ. ૬૫) ની કીમતનો, બાજરી મણ ૮ રૂ. ૨ા ના ભાવની, કલાં રૂપાનાં જોડ ૧ રૂ. ૨૬) નાં અને રૂ. ૧૫) રોકડા આપ્યા. બાકીના રૂપીઆ શા. વાડીલાલ મનસુખ પાસે જમુલાવ્યા. સુદ ૧૫.

જ—(अ) રૂ. ૫૦૧)= શ્રી પુરાંત જણસે લખી પેટામાં રોકડા રૂપીઆ, ગિનીઓ અને નોટની વિગત જણાવવી. (ब) રૂ. ૭)≡ શ્રી વટાવખાતે જમા કરવા. સુદ ૫. (क) રૂ. ૫૨ાા શ્રી ખર્ચખાતે ઉધારવા અને રૂ. ૧૩)= શ્રી ધર્માદાખાતે ઉધારવા. કુલ રૂ. ૬૫ાા= કણીઆ મુળજી અમીચંદને ખાતે જમા કરવા. સુદ ૧૦. (ड) રૂ.

૧૧ા શ્રી વ્યાજખાતે જમા કરી પટેલ નથુ હરખાને ખાતે ઉધારવા. રૂ. ૧૬૧ા પટેલ નથુ હરખાને ખાતે જમા કરવા. પેટામાં જુદીજુદી રકમો બતાવવી. રૂ. ૬૫) શ્રી ઢોરખાતે ઉધારવા, બાજરીના રૂ.૧૮) બાજરી ઘરમાં ખાવા લઈ ગયા હોય તો ખર્ચખાતે અને દુકાનમાં લઈ ગયા હોય તો ખરીદખાતે ઉધારવા, કલ્લાંના રૂ. ૨૬) શ્રી દાગીના ખાતે ઉધારવા અને બાકીના રૂ. ૩૭ા શા. વાડીલાલ મનસુખને ખાતે ઉધારવા. સુદ ૧૫.

સિલિક રૂ. ૫૨૩ા~ પેટામાં રૂ. ૩૯૮ રોકડા, રૂ. ૭૫) ની ગિનીઓ નંગ ૫, રૂ. ૫૦) ના નોટ નંગ ૫) તથા રૂ. ૦ા~ ના છૂટા પૈસા જણાવવા.

૨. નીચેના શા. પુનમચંદ તારાચંદના ખાતાનું સંવત ૧૯૭૨ ના આસો વદ ૦)) સુધીનું ચાર આનાની તેરીખે કાપી વ્યાજ ગણી તારીજ બનાવો; અર્ધો દિવસ કાપવો.

| જ | ઉ. |
|---|---|
| ૧૨૫) કાર્તિક સુદ ૧૫ | ૨૭૦) માગશર વદ ૦)) |
| ૩૭૫) ફાગણ વદ ૮ | ૧૫૦) શ્રાવણ સુદ ૧૫ |
| ૬૦) જેઠ સુદ ૧૨ | ૬૫) આસો સુદ ૧૨ |

જ—રૂપીઆ ૭૫) મુદ્દલ બાકી લેણા વ્યાજ રૂ. ૩-૧૪ા દેઃ.

# નવી ભૂમિતિ.

**ભૂમિતિ**—( ભૂ=પૃથ્વી+મિતિ=માપવું ) પૃથ્વીને માપવાની વિદ્યા, એટલે પૃથ્વીની દરેક વસ્તુઓ માપી શકાય તે વિદ્યા. આ વિદ્યા સૃષ્ટિમાં વ્યાવહારિક કરવા માટે સરકારે નવી ભૂમિતિ યોજેલી છે; કેમકે એનો વ્યવહારમાં ઘણો ખપ પડે છે, ભૂમિતિના જ્ઞાનથી ખાસ કરીને વિચાર શક્તિ, નવું નવું શોધવાની અને અડચણ ખસેડવાની શક્તિ ખીલે છે તથા સાધારણ માપણીથી ન માપી શકાય તે એનાથી માપી શકાય છે.

પદાર્થની બાજુઓના અને ખુણાઓના જે ધર્મો ઉપરથી પદાર્થોનું કદ નક્કી કરવાના નિયમો બાંધવામાં આવ્યા છે તે ધર્મોનું વિવેચન જે શાસ્ત્રમાં કર્યું છે તેને **ભૂમિતિ** કહે છે.

(૧) ભૂમિતિના મુખ્ય કેટલા ભાગ પાડ્યા છે તે સમજાવો.

જ—બે ભાગ પાડ્યા છે. (૧) પ્રાયોગિકભાગ (૨) સિદ્ધભાગ.

**પ્રાયોગિક ભાગ**—એમાં ભૂમિતિનાં સાહિત્યોનો ઉપયોગ કેવી રીતે કરવો, લીટી અને ખુણા કેવી રીતે માપવાં, સાદી આકૃતિઓની રચના કેવી રીતે કરવી તથા સિદ્ધભાગમાં જે જે સિદ્ધાંત આગળ આવી ગયેલા સિદ્ધાંતોને આધારે સિદ્ધ કર્યા છે, તે આગળના સિદ્ધાંતોને આધારે સિદ્ધ ન કરતાં પ્રયોગથી સિદ્ધ કરી બતાવ્યું છે.

**સિદ્ધભાગ**—એમાં ભૂમિતિના સિદ્ધાંતો આપી તર્કશાસ્ત્રના સામાન્ય નિયમ પ્રમાણે આગળ આવી ગયેલા સિદ્ધાંતોના આધાર લઇ સિદ્ધ કરી બતાવ્યા છે.

(૨) નવી ભૂમિતિ શીખવા કયાં કયાં સાહિત્યોની જરૂર છે ?

જ—(૧) જેનાપર ઈંચ કે ડેસિમિટર તથા તે બન્નેના અંશ અથવા ભાગ બતાવેલા હોય એવી ૬ ઈંચ લંબાઇની પટી. (૨) બે સેટસ્કવેર કે ત્રિકોણ માપ { (૧) જેના ખુણા ૯૦, ૬૦ અને ૩૦ અંશના હોય અને જેનો કર્ણ આશરે ૬ ઈંચ હોય એવું ત્રિકોણ માપ. (૨) ૯૦, ૪૫ અને ૪૫ અંશના ખુણાવાળું ત્રિકોણ માપ } (૩) **વિભાજક**—જેનાં બન્ને પાંખાં અણીવાળાં હોય છે, તેવો કંપાસ. (૪) **કંપાસ**—જેના એક પાંખામાં પેન્સિલ ખોસાય છે તેવો કંપાસ. (૫) **પ્રોટેકટર** અથવા **કોણમાપક.** (૬) **એચ પેન્સિલ.**

(૩) ફુટપટીનો શો ઉપયોગ છે ?

જ—(૧) કોઈ પણ આપેલાં બે બિંદુ સાંધવાં. (૨) કોઈપણ સીધી લીટીને ગમે તે દિશામાં લંબાવવી.

(૪) કંપાસનો શો ઉપયોગ છે ?

જ—(૧) એક આપેલું મધ્યબિંદુ લઇ આપેલી સમર્યાદ લીટી બરાબર ત્રિજ્યા લઇ વર્તુળ દોરવો. (૨) એક આપેલી સમર્યાદ લીટી બરાબર બીજી એક આપેલી લીટીમાંથી ભાગ કાપવો.

(૫) વિભાજકનો શો ઉપયોગ છે ?

જ—ફુટપટી ઉપર અંતર માપવાને તથા બે બિંદુઓની વચ્ચેના અંતરને માપવાને વિભાજકની જરૂર પડે છે.

(૬) પ્રોટેકટર અને સેટસ્કવેરનો શો ઉપયોગ છે ?

જ—ખુણાનું માપ લેવાને તથા નવા ખુણા દોરવાને તેનો ઉપયોગ થાય છે.

(૭) નવી ભૂમિતિમાં કયા કોષ્ટકની જરૂર પડે છે, અને તે કયા દેશમાં ચાલે છે ?

જ—

| | |
|---|---|
| ૧૦ મિલિમીટર=૧ સેંટિમીટર. | ૧૦ મીટર=૧ ડેકામીટર. |
| ૧૦ સેંટિમીટર=૧ ડેસિમીટર. | ૧૦ ડેકામીટર=૧ હેકટોમીટર. |
| ૧૦ ડેસિમીટર=૧ મીટર. | ૧૦ હેકટોમીટર=૧ કિલોમીટર. |

છેલ્લાં ત્રણ માપનો ઉપયોગ બીલકુલ આ ભૂમિતિમાં થતો નથી, માટે તે યાદ રાખવાની જરૂર નથી.

આ કોઠો ફ્રાન્સ દેશમાં ચાલે છે; કારણ કે ત્યાં લંબાઇના માપની એકમ મીટર હોય છે. આ માપમાં દરેક માપ તેનાથી ઉતરતા માપથી દશ ગણું હોય છે.

(૮) લંબાઇ કે અંતર માપવામાં કયાં સાહિત્યોનો ઉપયોગ થાય છે?

જ—ચોકસ અંતર જાણવાને વિભાજકનો ઉપયોગ કરાય છે; પરંતુ માપવામાં ખાસ ચોકસાઇની જરૂર ન હોય તો ફુટપટીનો પણ ઉપયોગ થાય છે.

(૯) લંબાઈ કે અંતર માપવાની રીત લખો.

જ—જે અંતર માપવું હોય તે કરતાં સહેજ વધારે અંતર વિભાજકની અણીઓ વચ્ચે રહે તેવી રીતે વિભાજક ઉઘાડવો. પછી ધીમેધીમે દબાવીને તેની બે અણીઓ લીટીના બે છેડા ઉપર બરાબર આવે એમ કરવું. પછી વિભાજકની અણીઓ પટી ઉપર મૂકી તે બે અણીયો વચ્ચે આપેલી પટીનું માપ ગણવું. ( પટી ઉપર વિભાજક મૂકતાં તેનાં પાંખાં ઉભાં ન રાખતાં ત્રાંસાં રાખવાં કે જેથી પટીને કાંણાં પડે નહિ.

ફુટપટીથી માપ લેવું હોય તો જે લીટીનું માપ લેવું હોય તે લીટી ઉપર પટી મૂકી તેનું માપ ગણવું.

(૧૦) માપ લેવાની ફુટપટી કેવી હોય તો ઠીક પડે ?

જ—બન્ને બાજુ ઢાળ પડતી પટી ઠીક પડશે; કારણ કે તેથી માપ લેતાં પટીપરના આંકા બરાબર લીટી ઉપર આવી રહેશે.

(૧૧) ફુટપટીથી માપ લેતાં શી સાવચેતી રાખવી ?

જ—(૧) લીટીનો છેડો પટીપરની કઈ નિશાની ઉપર આવે છે તે જોવા માટે લીટીના છેડાની ઉપલી બાજુએ લંબમાં આંખ મૂકીને જોવું. લંબમાં ન જોતાં વાંકું જોયું હોય તો લીટીનો છેડો બરાબર જે કાપા નીચે હોય છે ત્યાં ન દેખાતાં કોઇ જુદા કાપા નીચે દેખાય છે. (૨) ફુટપટીની કોરો બરાબર સીધી હોવી જોઇએ અને દોરાઓ કાગળની છેક પાસે આવવા જોઇએ. ( આ માટેજ ફુટપટીની કોરો ઢાળ પડતી જોઇએ ) (૩) ફુટપટીનો પડછાયો કાગળ ઉપર પડવા દેવો નહિ. આ પડછાયો દૂર કરવા માટે અજવાળાને ડાબા હાથ તરફથી આવવા દેવું. (૪) માપતી વખતે આંખ બરાબર લીટીઓના છેડાપર આવવી જોઇએ. એકજ આંખનો ઉપયોગ કરવો. (૫) માપ્યા પછી લીટીના છેડા બરાબર ઝીણી લીટીથી કાપી મૂકવા. (૫) ફુટપટીને ઉચકીને લીટીની પાસે રાખવી કે દોરાઓ લીટીને છેડે અડોઅડ આવે

(૧૨) ભૂમિતિ સિદ્ધ કરવા માટે કઈ કઈ સંજ્ઞાઓ યોજેલી છે ?

જ—

+ એટલે વત્તા. || એટલે સમાન્તર.

− એટલે ઓછા.

= એટલે ની બરાબર.

∴ એટલે માટે, તેથી.

∵ એટલે કારણ કે.

∟ એટલે કાટખુણો.

∠ એટલે ખુણો.

△ એટલે ત્રિકોણ.

○ એટલે વર્તુળ.

> એટલેથી મોટા.

< એટલે થી નાનો.

' એટલે ફુટ.

મી. એટલે મીટર.

મી. મી. એટલે મીલીમીટર.

સેં. મી. એટલે સેંટિમીટર.

ડે. મી. એટલે ડેસિમીટર.

પ્ર૦ એટલે પ્રમેય.

કૃ૦ એટલે કૃત્ય.

≡ એટલે એકરૂપ (બધી રીતે સરખા) છે.

▱ એટલે સમાન્તરબાજુ ચતુષ્કોણ.

" એટલે ઈંચ.

(૧૩) સ્કેલ કે અંતર પ્રમાણ એટલે શું?

જ—મોટા કદની વસ્તુ કાગળ ઉપર કાઢતાં તે કાગળમાં માઇ શકે નહિ તેમજ તદન નાની વસ્તુ કાગળમાં તેવડીજ કાઢવાથી બરાબર જોઇ શકાય તેમ ન હોય જેથી કરીને તે વસ્તુ કાગળ ઉપર કાઢતાં તે વસ્તુની લંબાઇ, પહોળાઇ તથા ઉંચાઇના પ્રમાણમાં ઓછું અથવા વધારે માપ રાખવું પડે છે, એ રાખેલું માપ મૂળ માપના જે પ્રમાણમાં હોય છે તેને સ્કેલ કે અંતર પ્રમાણ કહે છે. જેમકે પાંચ ફુટ લાંબી આકૃતિ કાઢવી હોય તો તેવડો મોટો કાગળ ન હોવાથી પાંચ ફુટને બદલે પાંચ ઇંચ લાંબી આકૃતિ કાઢીએ તો તેનું સ્કેલ

કે અંતર પ્રમાણુ ૧ ફુટે ૧ ઇંચ કહેવાય.

(૧૪) કાટખુણુ ત્રિકોણુમાં પાયો અને લંબ આપેલાં હોય તો તે ઉપરથી તેનો કર્ણ શી રીતે કાઢવો ?

જ—પાયો તથા લંબનું જે માપ આપેલું હોય તે ઉપરથી સ્કેલની મદદથી આકૃતિ કાઢીને ( પાયો અને લંબ કાઢીને ) પછી તે બન્નેના છેડા સાંધવાથી કાટખુણુ ત્રિકોણુનો કર્ણ બનશે. તે કર્ણને માપી જોવો અને પછી જે સ્કેલ લીધું હોય તેની મદદથી કર્ણની ખરેખરી લંબાઈ કહેવી.

જેમકે—એક કાટખુણુ ત્રિકોણુનો પાયો ૩ માઇલ અને લંબ ૪ માઇલ છે તો તેનો કર્ણ કેટલો થશે ?

એક માઇલે એક ઇંચ પ્રમાણે સ્કેલ લઇ પાયો ૩ ઈંચનો અને લંબ ૪ ઈંચનો કાઢવો. ( પાયા ઉપર લંબ કાઢતી વખતે તે બે વચ્ચે બરાબર કાટખુણો થવોજ જોઇએ. જો કાટખુણો નહિ થાય એટલે પહોળો અથવા સાંકડો ખુણો થશે તો કર્ણનું માપ બરાબર ન આવતાં વધારે અથવા ઓછું આવશે. ) પછી તેનો કર્ણ બરાબર વિભાજકની મદદથી માપી જોશો તો પાંચ ઈંચ થશે. સ્કેલ પ્રમાણુ એક માઇલે એક ઇંચ છે માટે તે કર્ણ પાંચ માઇલ કહેવાય.

સૂચના—આજ પ્રમાણે નવી ભૂમિતિ પૃષ્ટ ૨૨ માના ૧૧, ૧૨, ૧૩ પ્રશ્ન છોડવા.

(૧૫) કાટખુણુ ત્રિકોણુમાં કર્ણ સિવાય બીજી હરકોઈ લંબાઈની લીટીનું માપ કાઢવું હોય તો કેવી રીતે કાઢવું ?

જ—પ્રશ્નમાં જે પ્રમાણે આકૃતિ કાઢવાની કહી હોય તે પ્રમાણે ( પોતાની સગવડ પ્રમાણે ) સ્કેલ લઇને આકૃતિ કાઢીને (આકૃતિ કાઢતાં બે લીટીઓની વચ્ચે ખુણા જેટલા અંશના કહ્યા હોય તેટલા અંશના બરાબર કાઢવા. ) જે લીટીની લંબાઈ કાઢવા કહેલું હોય તે લીટીની લંબાઇ વિભાજકથી માપીને જે સ્કેલ લીધું હોય તેની મદદથી માગેલી લીટીની ખરી લંબાઇ કહેવી.

**સૂચના**—પૂર્વ અને દક્ષિણ, દક્ષિણ અને પશ્ચિમ, પશ્ચિમ અને ઉત્તર તથા ઉત્તર અને પૂર્વ આ પાસપાસેની બબ્બે દિશાની વચ્ચે કાટખુણો થાય છે તે આકૃતિ કાઢતી વખતે બરાબર ધ્યાનમાં રાખવું.

**સૂચના**—આજ પ્રમાણે નવી ભૂમિતિ પૃષ્ટ ૨૩ માના પ્રશ્ન ૧૪, ૧૫, ૧૬, ૧૭ ને ૧૮ છોડવા.

(૧૬) ઘડિઆળમાં બે કાંટા વચ્ચે કેટલા અંશનો ખુણો છે તે શી રીતે જાણી શકાય? ઉદાહરણ આપી સમજાવો.

જ—ઘડિઆળ ગોળ ચક્કરમાં કાઢેલું છે. આખા ગોળના ૩૬૦ સરખા ભાગ કરેલા છે, તે દરેકને અંશ કહે છે. ઘડિઆળમાં ગોળ ચાંદાના ૬૦ સરખા ભાગ કરેલા છે, તે દરેકને મિનિટ કહે છે. એટલે તે ૬૦ મિનિટમાં ૩૬૦ અંશ આવી જાય છે, જેથી ઘડિઆળના બે કાંટા ( કલાક અને મિનિટ ) વચ્ચે ૧ મિનિટનું અંતર હોય તો ૩૬૦÷૬૦=૬ અંશનો ખુણો થાય છે.

**જેમકે**—ઘડિઆળમાં ૧ વાગ્યો છે ત્યારે બન્ને કાંટા વચ્ચે કેટલા અંશનો ખુણો હશે?

જ—જ્યારે એક વાગે છે ત્યારે કલાક કાંટો એક ઉપર અને મિનિટ કાંટો બાર ઉપર હોય છે, જેથી તે બે વચ્ચે ૫ મિનિટનું

અંતર હોય છે માટે ૫×૬=૩૦ અંશનો ખુણો તે બે કાંટાવચ્ચે થશે.

**સૂચના**—નવી ભૂમિતિ પૃષ્ટ ૩૯ મે આપેલા ૧, ૨, ૩ અને ૪ પ્રશ્ન ઉપરની રીતે છોડવા.

(૧૭) ખુણા માપવાની રીત લખો.

**જ**—જે ખુણો માપવો હોય તેના શિરોબિંદુ ઉપર કોણમાપનું મધ્યબિંદુ રાખીને ખુણાની એક બાજુ ઉપર કોણમાપકની એક બાજુ મૂકવી, આથી કરીને ખુણાની બીજી બાજુ કોણમાપકના જે અંશની નિશાની નીચે થઇને જતી હોય તેટલા અંશનો તે ખુણો છે એમ સમજવું.

**સૂચના**—નવી ભૂમિતિ પૃષ્ટ ૪૧ ના પ્રશ્નો ઉપરની રીતે ખુણા માપીને છોડવા.

(૧૮) ઘડિઆળમાં મિનિટ અને કલાક કાંટાથી થતા બહિર્વક્રકોણના અંશ શી રીતે કહેવા ?

**જ**—પ્રશ્ન ૧૭ ના જવાબમાં ;અંતર્વક્રકોણના અંશ શોધી કાઢવાની રીત લખી છે તેજ પ્રમાણે બહિર્વક્રકોણના અંશ શોધી કાઢવા. ( અંતર્વક્રકોણ અને બહિર્વક્રકોણના અંશનો સરવાળો ૪ કાટખુણા એટલે ૩૬૦ અંશ થવો જોઇએ. )

**સૂચના**—અંતર્વક્રકોણ તથા બહિર્વક્રકોણની વ્યાખ્યા વ્યાખ્યાઓમાં આપેલી છે તેમાંથી વાંચી લેવી.

**સૂચના**—ઉપર પ્રમાણેજ નવી ભૂમિતિ પૃષ્ટ ૪૬ માના પ્રશ્ન ૧, ૨, ૩ છોડવા.

(૧૯) બે લીટીઓની વચ્ચેનો ખુણો માપતી વખતે કયો ખુણો લેવાનો રિવાજ છે ?

જ—અંતર્વક્રકોણ લેવાનો રિવાજ છે.

(૨૦) એક સ્થળ બીજા સ્થળની કઇ દિશામાં છે તે જોવાની રીત કહો ?

જ—જે સ્થળ આપણે જોવું છે તે મૂળ સ્થળની ચાર દિશા પૈકી આશરે કઈ દિશામાં છે તે જોવું. જે દિશામાં હોય તે દિશા તરફ મૂળ સ્થળથી એક લીટી દોરવી, અને બે સ્થળ વચ્ચે લીટી દોરવી, જેથી તે બે લીટી વચ્ચે અમુક અંશનો ખણો થશે, હવે લગભગ જે દિશા આપણને લગતી હોય તે દિશાથી તે સ્થળ ઉત્તર કે દક્ષિણ તરફ છે તે જોવું, પછી જે તરફ જેટલા અંશનો ખુણો હોય તે તરફ એટલે લગભગની દિશાની ઉત્તરે કે દક્ષિણે ખુણાના આવેલા અંશ છે એમ કહેવું.

**સૂચના**—નવી ભૂમિતિ પૃષ્ટ ૪૭ માના પ્રશ્ન ૧ થી ૯ સુધી ઉપરની રીત તથા ૧૪ અને ૧૫ ની સમજુતિની મદદ લઈ ગણી શકાશે.

(૨૧) અમુક અંશનો ખુણો શી રીતે કરી શકાય ?

જ—એક સીધી લીટી દોરવી, તે લીટીના ડાબા છેડા પર કોણમાપકનું મધ્યબિંદુ અને તે લીટીપર કોણમાપકની જમણી બાજુ બરાબર પડે; એવી રીતે કોણમાપક મૂકવો, પછી જેટલા અંશનો ખુણો કરવો હોય તેટલા અંશ બતાવનારી કોણમાપક પરની લીટીના છેડા પાસે કાગળ ઉપર પેન્સિલથી ઝીણું ટપકું કરવું અને તે ટપકાને પહેલી લીટીના ડાબા છેડા સાથે સાંધવું.

(૨૨) વ્યુત્ક્રમખુણો, બહારના ખુણા, સંગતખુણા, અંદરના ખુણા અને એક બાજુ તરફના અંદરના ખુણા એ શબ્દો સમજાવો.




જ—સાથેની આકૃતિમાં દરેક ખુણા સમજાવ્યા છે.

**વ્યુત્ક્રમખુણા**—( વિરૂદ્ધ બાજુના ખુ- ) જેવાકે ૩ અને ૫, અને ૪ અને ૬ આરસપરસ વ્યુત્ક્રમખુણા છે.

**બહારનાખુણા**—આપેલી લટીઓની બહારની બાજુના ખુણા. જેમકે ૧, ૨, ૭, ૮

**સંગતખુણા**—૧ ને ૫, ૨ ને ૬, ૮ ને ૪, તથા ૭ ને ૩.

**અંદરના ખુણા**—આપેલી લીટીઓની અંદરની બાજુના. જેવાકે ૩, ૬, ૪ ને ૫,

**એકજ બાજુ તરફના અંદરના ખુણા**—૪ ને ૫ તથા ૩ ને ૬.

(૨૩) કોઇ પણ ત્રિકોણના બે ખુણાનું માપ આપ્યું હોય તો ત્રીજા ખુણાનું માપ શી રીતે નીકળે ?

જ—ત્રિકોણના ત્રણે ખુણા મળી બે કાટખુણાની બરાબર છે, એટલે ૯૦×૨=૧૮૦ અંશની બરાબર છે હવે બે ખુણાનું માપ આપ્યું હોય તો તે બન્નેનો સરવાળો કરી ૧૮૦ અંશમાંથી તે સરવાળો બાદ કરવો. જે બાદબાકી આવશે તે ત્રીજા ખુણાનું માપ થશે. જેમકે—ત્રિકોણના બે ખુણા ૬૦ અને ૪૦ અંશના આપેલા હોય તે ઉપરથી ત્રીજા ખુણાનું માપ કાઢવું હોય તો ૧૮૦-(૬૦+૪૦) ૧૦૦=૮૦. ત્રીજો ખુણો ૮૦ અંશનો હશે.

(૨૪) ૭૭, ૮૪ અને ૨૦ અંશના ખુણાવાળો ત્રિકોણ કાઢી શકાશે નહિ તે કારણ સાથે સમજાવો.

**જ**—કાઢી શકાશે નહિ; કારણ કે ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર હોવો જોઇએ પણ આતો ૭૭+૮૪ +૨૦=૧૮૧ અંશ થયો, એટલે બે કાટખુણા (૧૮૦ અંશ) થી વધારે થાય છે.

(૨૫) કોઇપણ ત્રિકોણમાં વધારેમાં વધારે કાટખુણા કે પહોળા ખુણા કેટલા આવી શકે? કારણ આપો.

**જ**—એકજ હોઇ શકે. કોઈ પણ ત્રિકોણમાં ત્રણ કે બે કાટ-ખુણા કે પહોળાખુણા હોઈ શકે નહિ; કારણ કે કોઇપણ ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર હોવો જોઇએ હવે જો બે કાટખુણા કે બે પહોળાખુણા હોય તો પછી ત્રીજા ખુણાનું માપ રહેજ નહિ.

(૨૬) ત્રિકોણના બહારના ખુણા કોને કહે છે તે સમજાવો.

**જ**—કોઇપણ ત્રિકોણની બાજુઓને એકજ ક્રમે વધારી હોય તો તે બાજુઓ આગળ થતા બહારના ખુણાઓને તે **ત્રિકોણના બહારના ખુણા** કહે છે. જેમકે **अबक** ત્રિકોણ હોય અને તેની દરેક બાજુને **इ**, **फ** અને **ग** બિંદુ તરફ વધારી હોય તો તેથી બનતા **अबइ**, **बअफ** અને **कबग** ખુણાઓને ત્રિકોણના બહારના ખુણા કહે છે.

(૨૭) હરકોઈ નિયમિત બહુકોણ આકૃતિના અંદરના દરેક ખુણાનું માપ શી રીતે કાઢી શકશો?

**જ**—નિયમિત બહુકોણ આકૃતિની જેટલી બાજુઓ હોય તેના બમણા કરી તેમાંથી ચાર બાદ કરવા. બાદબાકી આવશે તેટલા કાટખુણા આવશે, તે કાટખુણાને ૯૦ વડે ગુણી તેના અંશ કરી

તેને તે નિયમિત બહુકોણુ આકૃતિની બાજુઓએ ભાગવા, જેથી ભાગાકાર જેટલા અંશનો દરેક ખુણો થશે. **જેમકે:**—નિયમિત પંચકોણ આકૃતિના અંદરના દરેક ખુણાનું માપ કાઢવું છે માટે ૫×૨=૧૦−૪=૬ કાટખુણા અંદરના બધા ખુણાનો સરવાળો થયો. ૬×૯૦=૫૪૦÷૫=૧૦૮ અંશનો અંદરનો દરેક ખુણો હશે.

**સૂચના**—ઉપરની રીતે નવી ભૂમિતિ પૃષ્ટ ૮૫ મે આપેલા બધા પ્રશ્નો છોડી શકાશે.

(૨૮) હરકોઈ નિયમિત બહુકોણુ આકૃતિના એક ખુણાનું માપ આપ્યું હોય તે ઉપરથી બહુકોણુ આકૃતિની બાજુઓની સંખ્યા શી રીતે નક્કી કરશો ?

જ—જે ખુણો આપ્યો હોય તે ખુણો અને તેની સાથેનો બહારનો ખુણો મળી બે કાટખુણા બરાબર થાય છે. (પ્ર. ૧) માટે તેમાંથી આપેલા ખુણાનું માપ બાદ કરતાં જે બાકી રહેશે તે બહારના ખુણાનું માપ રહેશે. હરકોઇ આકૃતિના બહારના ખુણાનો સરવાળો ચાર કાટખુણા બરાબર છે માટે ચાર કાટખુણાને ૯૦ વડે ગુણી તેના અંશ કરી આવેલા બહારના ખુણાના અંશે ભાગવાથી ભાગાકાર જેટલી બહારના ખુણાની સંખ્યા હશે; અને બહારના ખુણાની જેટલી સંખ્યા હોય તેટલી બાજુની સંખ્યા હોય છે; માટે ભાગાકાર જેટલી આકૃતિની બાજુઓની સંખ્યા આવશે.

**જેમકે**—એક નિયમિત બહુકોણુ આકૃતિનો દરેક ખુણો ૧૩૫ અંશનો છે, તો તે આકૃતિની બાજુઓ કેટલી હશે ?

**જ**—આપેલો ખુણો + તેની સાથેનો બહારનો ખુણો = ૨ કાટખુણા =૨×૯૦=૧૮૦ અંશ છે તેમાંથી અંદરનો ખુણો ૧૩૫

અંશનો બાદ કરતાં (૧૮૦−૧૩૫) ૪૫ અંશ બહારના એક ખુણાનું માપ આવ્યું. બહારના બધા ખુણા ચાર કાટખુણા =૯૦×૪=૩૬૦ અંશ છે માટે ૩૬૦÷૪૫=૮. તે આકૃતિની બહાર ખુણા થતા હશે તેથી તે આકૃતિને ૮ બાજુ હશે.

**સુચના**—ઉપરની રીતે નવી ભૂમિતિ પૃષ્ટ ૮૬ નો છેલ્લો પ્રશ્ન છૂટશે.

(૨૯) કોઈ પણ ત્રિકોણની ત્રણ બાજુઓ અનુક્રમે ૩, ૨ અને ૮ ઇંચની આપી હોય તો તે ત્રણ બાજુથી ત્રિકોણ દોરી શકાશે કે નહિ તે કારણ સાથે કહો.

જ—દોરી શકાશે નહિ; કારણ કે ત્રિકોણની બે બાજુઓ મળી ત્રીજી કરતાં મોટી હોવી જોઇએ પણ આતો બે બાજુઓનો સરવાળો ૩+૨=૫ ઇંચ છે તે ત્રીજી બાજુ ૮ ઇંચ કરતાં નાની છે, માટે ત્રિકોણ બની શકશે નહિ.

એવીજ રીતે કોઇપણ બે બાજુઓનો સરવાળો ત્રીજી બાજુની બરાબર થતો હોય તોપણ ત્રિકોણ બની શકે નહિ. જેમકે:—૩, ૨ અને ૫ ઇંચ જેની બાજુઓ હોય એવો ત્રિકોણ બની શકશે નહિ.

(૩૦) કોઈ પણ ત્રિકોણની બે બાજુઓ આપી હોય તે ઉપરથી ત્રીજી બાજુ કેટલી હોવી જોઇએ તે શી રીતે શોધી કાઢશો ?

જ—કોઇ પણ ત્રિકોણની બે બાજુઓની બાદબાકી ત્રીજી બાજુ કરતાં ઓછી હોવી જોઇએ. તે નિયમ પ્રમાણે બે બાજુઓ આપી હોય તેની બાદબાકી કરી તે બાદબાકી કરતાં ત્રીજી બાજુ મોટી હોવી જોઇએ. **જેમકે**—એક ત્રિકોણની બે બાજુ ૫ અને ૨ ઇંચ આપી છે તો ત્રીજી બાજુ કેવડી હોવી જોઇએ ?

બે બાજુની બાદબાકી ૫−૨=૩ ઇંચ થઈ માટે ૩ ઇંચ કરતાં તે બાજુ મોટી હોવી જોઇએ. કદાપિ ૩ ઇંચ કરતાં મોટી ન લેતાં નાની લઇએ તો બીજી અને ત્રીજી બાજુનો સરવાળો પહેલી બાજુ કરતાં મોટો થવો જોઇએ તે ન થતાં નાનો થશે માટે ત્રિકોણ બને જ નહિ.

(૩૧) બધા કાટખુણ ચોખુણ કઈ બાબતમાં મળતા આવે છે?

જ—તેમના ખુણા સરખા હોય છે અને તેમના બન્ને કર્ણો સરખા હોય છે.

(૩૨) ચોરસ અને સમબાજુ ચોખુણ કઈ બાબતમાં મળતા આવે છે?

જ—તેમની બધી બાજુઓ સરખી હોય છે અને તેમના કર્ણ એક બીજાપર લંબ હોય છે

(૩૩) બધા સમાન્તર બાજુ ચતુષ્કોણ કઈ બાબતમાં મળતા આવે છે?

જ—તેમની સામસામેની બાજુઓ અને ખુણા સરખા હોય છે અને તેમના કર્ણો એક બીજાને દુભાગે છે.

(૩૪) સામાન્ય રીતે પ્રશ્નો કેટલી જાતના છે?

જ—ત્રણ જાતના છે. (૧) ગણત્રીના પ્રશ્નો. (૨) પ્રમેય પ્રશ્નો (૩) કૃત્ય પ્રશ્નો. આ ત્રણ પ્રશ્નો પૈકી પહેલી જાતના પ્રશ્નોમાં કીમતની જરૂર પડે છે અને બીજી તથા ત્રીજી જાતના પ્રશ્નોમાં સિદ્ધાંતની જરૂર પડે છે.

(૩૫) ક્રમવાળી સિદ્ધતા, ક્રમ વિરૂદ્ધ સિદ્ધતા અને વ્યત્યાસ એ શબ્દો સમજાવો.

જ—પ્રમેયના સાધ્યમાંની બાબત ખરી છે એમ માનીને સિદ્ધતા કરીએ છીએ તેને **ક્રમવાળી સિદ્ધતા** કહે છે.

પ્રમેયના સાધ્યમાંની બાબત ખોટી છે એમ ધારવાથી પક્ષ સાથે અથવા પહેલાં સિદ્ધ કરેલી બાબતો સાથે વિરોધ આવે છે એવું બતાવવું તેને **ક્રમ વિરૂદ્ધ સિદ્ધતા** કહે છે.

કોઇ પણ સિદ્ધાંતમાંના પક્ષને બદલે, અથવા પક્ષમાં અનેક બાબતો હોય તો તેમાંની કોઇપણ એક બાબતને બદલે, તેમાંનું સાધ્ય મૂક્યું હોય; અને સાધ્યને બદલે પક્ષ અથવા પક્ષમાંની આપેલી એક બાબત મૂકી હોય તો એવી રીતે જે સિદ્ધાંત થાય છે તેને મૂળ સિદ્ધાંતનો **વ્યત્યાસ** કહે છે. **જેમકે**—"સમબાજુ ત્રિકોણ સમકોણ હોય છે" આ મૂળ સિદ્ધાંત ગણ્યો હોય તો "સમકોણ ત્રિકોણ સમબાજુ હોય છે" આ તેનો વ્યત્યાસ કહેવાય.

(૩૬) વ્યત્યાસ સિદ્ધાંતો કયા કયા છે?

જ—૧ અને ૨, ૪ અને ૫ થી ૬, ૧૨ અને ૧૩, ૧૬ અને ૧૭, ૧૯ અને ૨૦, ૨૨ અને ૨૩.

(૩૭) ક્રમ વિરૂદ્ધ સિદ્ધતાથી કયા કયા સિદ્ધાંતો સિદ્ધ થાયછે?

જ—૬, ૧૪, ૧૭ અને ૨૦.

(૩૮) કોઈ પણ સિદ્ધાંત સિદ્ધ કરવામાં સામાન્ય રીતે કયા ભાગો હોય છે?

જ—(૧) સામાન્ય પ્રતિજ્ઞા (મથાળું), (૨) પક્ષ, (૩) સાધ્ય (૪) રચના, (૫) સિદ્ધતા.

(૩૯) સિદ્ધાંતોના કેટલા ભાગ કર્યા છે?

જ—બે. (૧) પ્રમેય, (૨) કૃત્ય.

**પ્રમેય**—જે શબ્દ સમુહમાં કાંઇ સિદ્ધ કરેલું હોય, તે શબ્દ સમુહને પ્રમેય કહે છે. જેમકે—સમબાજુ ત્રિકોણ સમકોણ થશે.

**કૃત્ય**—જે શબ્દ સમુહમાં કાંઈ રચના કરી બતાવેલી હોય છે તે શબ્દ સમુહને કૃત્ય કહે છે. જેમકે—એક આપેલા કૌંસને દુ-ભાગવો છે.

(૪૦) ત્રિકોણનાં અંગ કેટલાં અને કયાં કયાં છે ?

જ—૭ છે. ત્રણ બાજુ અને ત્રણ ખુણા.

(૪૧) ત્રિકોણો કેટલી જાતના છે અને તે કયા કયા ? તેમનાં નામ ( વિભાગ ) પાડવામાં શા ઉપર આધાર રહેલો છે તે સમજાવો.

જ—ત્રિકોણ ૬ પ્રકારના છે. (૧) સમબાજુ ત્રિકોણ, (૨) સમદ્વિબાજુ ત્રિકોણ, (૩) વિષમબાજુ ત્રિકોણ, (૪) કાટખુણ ત્રિકોણ (૫) પહોળખુણ ત્રિકોણ, (૬) સાંકડખુણ ત્રિકોણ.

ત્રિકોણનાં નામ એટલે વિભાગ પાડવામાં બાજુઓ અને ખુણાઓ ઉપર આધાર રહેલો છે.

(૪૨) લીટીઓ કેટલી જાતની છે અને કયી કયી ?

જ—બે જાતની છે. (૧) સીધીલીટી (૨) વક્રલીટી.

(૪૩) સફાઇ કેટલી જાતની છે અને તે કયી કયી ?

જ—બે જાતની છે. (૧) સીધીસફાઈ, (૨) વક્રસફાઇ.

(૪૪) પ્લેફેરનું પ્રત્યક્ષ પ્રમાણ આપો તથા તે સમજાવો.

જ—એક સીધીલીટીને છેદનારી બન્ને સીધીલીટી એક ત્રીજી સીધીલીટીને સમાન્તર હોઇ શકે નહિ.

સમજુતી નવી ભૂમિતિ પૃષ્ટ ૧૪૨ મે આપી છે.

(૪૫) ત્રિકોણો એક રૂપ છે એટલે શું?

જ—જો એક ત્રિકોણના ખુણા તથા બાજુઓ બીજા ત્રિકોણના ખુણા તથા બાજુઓની બરાબર હોય તેમજ ક્ષેત્રફળમાં પણ બરાબર હોય ત્યારે તે બે ત્રિકોણો એક રૂપ છે એમ કહેવાય છે.

(૪૬) જે ત્રિકોણો ક્ષેત્રફળમાં સરખા હોય તે એક રૂપ હોઇ શકે કે નહિ?

જ—જે ત્રિકોણો ક્ષેત્રફળમાં બરાબર હોય તે એક રૂપ હોઇ શકે નહિ પણ એક રૂપ હોય તે ક્ષેત્રફળમાં બરાબર હોઈ શકેછે.

(૪૭) ત્રિકોણો એક રૂપ (બધી રીતે સરખા) ક્યારે થઈ શકે છે? એવાં સિદ્ધાંતો કયા કયા છે?

જ—બે ત્રિકોણોમાં નીચે પ્રમાણે પક્ષ હોય તો તે ત્રિકોણો એક રૂપ થાય છે.

(૧) બે બાજુ અને તેમની વચ્ચેનો ખુણો સરખા હોય.
(૨) બે ખુણા અને મળતી આવતી બાજુ સરખાં હોય.
(૩) ત્રણ બાજુઓ સરખી હોય.
(૪) કાટખુણત્રિકોણમાં કર્ણ અને એક બાજુ સરખાં હોય.

**એવા સિદ્ધાંતો**—૧૦, ૧૧, ૧૪, ૧૫.

(૪૮) ત્રિકોણો ક્યારે એક રૂપ થઈ શકતા નથી?

જ—ત્રિકોણના ૭ અંગોમાંથી પ્રશ્ન ૪૭ સિવાયનાં ગમે તે ત્રણ સરખાં આપ્યાં હોય તો ત્રિકોણો એક રૂપ થઇ શકતા નથી. **જેમકે**—બે ત્રિકોણોમાં ખુણાઓ સરખા આપ્યા હોય તો તે ત્રિકોણો એક રૂપ થતા નથી. આ સિદ્ધાંતમાં પ્રમેય સિદ્ધાંત ૧૪ માનો વ્યત્યાસ બની શકે નહિ.

(૨) બે ત્રિકોણોમાં બે બાજુઓ અને તેમાંની એકની સામેનો ખુણો અનુક્રમે બરાબર આપ્યાં હોય તો તે ત્રિકોણો એક રૂપ થઇ શકતા નથી.



## વ્યાખ્યાઓ.

૧. જે આકૃતિની હદ એકજ અખંડ વક્ર લીટીથી દર્શાવાય છે અને જેમાં એક એવું બિંદુ હોય છે કે તેમાંથી તે વક્રલીટી સુધી ગમે તેટલી સીધીલીટીઓ દોરી હોય તોપણ તે બધી સરખી થાય છે, તે આકૃતિને વર્તુળ કહે છે.

૨. વર્તુળની હદ દેખાડનાર વક્રલીટીને તેનો પરિઘ કહે છે.

૩. પરિઘના કોઇ પણ ભાગને કૌંસ કહે છે.

૪. વર્તુળના જે બિંદુમાંથી પરિઘ સુધી દોરેલી સીધીલીટીઓ બધી સરખી હોય છે તેને વર્તુળનું મધ્યબિંદુ કહે છે.

૫. મધ્યબિંદુથી પરિઘ સુધી દોરેલી કોઇ પણ સીધીલીટીને ત્રિજ્યા કહે છે.

૬. વર્તુળમાં જે સીધીલીટી મધ્યબિંદુમાં થઇને પરિઘ ઉપર બન્ને બાજુએ હદ પામે છે તેને વ્યાસ કહે છે.

૭. જે સીધીલીટી વર્તુળમાં રહી પરિઘ ઉપર હદ પામે છે તેને જ્યા કહે છે.

૮. એક લીટીપર બીજી લીટી પડી હોય ત્યારે તે (બીજી) લીટીની બન્ને બાજુના ખુણા સરખા થાય, તો તેમાંથી દરેક ખુણાને કાટખુણો કહે છે.

૯. બે લીટીઓ જો કાટખુણે છેદે તો તે દરેક એક બીજીને લંબ છે એમ કહેવાય છે.

૧૦. કાટખુણાથી નાના ખુણાને **સાંકડાખુણો** કહે છે.

૧૧. કાટખુણાથી મોટા ખુણાને **પહોળોખુણો** કહે છે.

૧૨. જે બે ખુણા મળીને એક કાટખુણો બને છે તેમને એક બીજાના **કોટીખુણા** કહે છે.

૧૩. જે બે ખુણા મળીને બે કાટખુણા બરાબર થાય છે, તેમને એક બીજાના **ન્યુનતાપુરકખુણા** કહે છે.

૧૪. જે બે લીટીઓ મળીને ખુણો થાય છે, તેમને તે ખુણાના **ભુજ** કે **બાજુ** કહે છે.

૧૫. ખુણાના ભુજ એક બીજાને જે બિંદુમાં મળે છે, તે બિંદુને ખુણાનું **શિરોબિંદુ** કહે છે.

૧૬. જ્યારે બે ખુણા એક બીજાને અડકેલા હોય છે, ત્યારે તેમને **પાસપાસેના** કે **પાસેનાખુણા** કહે છે.

૧૭. કોઇ પણ સીધી કે વાંકી લીટીને જે બિંદુમાં છેદવામાં આવે છે, તે બિંદુને **છેદનબિંદુ** કહે છે.

૧૮. બે કાટખુણાથી મોટા અને ચાર કાટખુણાથી નાના ખુણાને **બહિર્વક્રખુણો** કે **બહિર્વક્રકોણ** કહે છે. અથવા ખુણાનો ફરતો ભુજ શરૂ થતા વર્તુળના અર્ધા ભાગ કરતાં વધારે ભાગમાં ફરીને જવાથી જે ખુણો થાય છે તેને **બહિર્વક્રકોણ** કહે છે. (આ બેમાંથી ગમે તે એક વ્યાખ્યા આપે તોપણ ચાલે.)

૧૯. બે કાટખુણાથી નાના ખુણાને **અંતર્વક્રકોણ** કહે છે.

**સૂચના**—બે લીટીઓની વચ્ચેનો ખુણો માપતી વખતે અંતર્વર્ક્ખુણો લેવાનો રિવાજ છે, એ ધ્યાનમાં રાખવું.

૨૦. ત્રણ બાજુ કે સીધીલીટીઓવડે જેની હદ બંધાએલી હોય છે તે આકૃતિને **ત્રિકોણ** કહે છે.

**૨૧.** જે લીટીઓ ( એકજ સપાટીમાં હોઇ એવી હોય છે, કે તે ) કોઈ પણ બાજુએ ગમે તેટલી વધારી હોય તે છતાં પણ એક બીજીને મળતી નથી તે **સમાન્તરલીટીઓ** કહેવાય છે.

૨૨. કાટખુણો કરનારી બે બાજુઓને **ભુજ** કહે છે.

૨૩. ત્રિકોણ જે બાજુ ઉપર ઉભો છે એમ આપણે ધારીએ છીએ, તે બાજુ તેનો **પાયો** કહેવાય છે.

૨૪. ત્રિકોણની પાયાની સામેના ખુણાને શિરોબિંદુ આગળનો ખુણો છે.

**૨૫.** ત્રિકોણના શિરોબિંદુમાંથી પાયા ઉપર દોરેલા લંબને તેની **ઉંચાઇ** કહે છે.

૨૬. જે ત્રિકોણની ત્રણે બાજુ સરખી હોય તેને **સમબાજુ ત્રિકોણ** કહે છે.

૨૭. જે ત્રિકોણની બે બાજુ સરખી હોય તેને **સમદ્વિબાજુ ત્રિકોણ** કહે છે.

૨૮. જે ત્રિકોણની ત્રણે બાજુ અસમાન એટલે વિષમ હોય તેને **વિષમબાજુત્રિકોણ** કહે છે.

**ટીપ**—દરેક સમબાજુ ત્રિકોણ સમદ્વિબાજુ હોય છે, પરંતુ દરેક સમદ્વિબાજુ ત્રિકોણ સમબાજુ હોતા નથી.

૨૯. જે ત્રિકોણનો એક ખુણો કાટખુણો હોય તે ત્રિકોણને **કાટખુણત્રિકોણ** કહે છે.

૩૦. જે ત્રિકોણનો એક ખુણો પહોળોખુણો હોય તે ત્રિકોણને **પહોળખુણત્રિકોણ** કહે છે.

૩૧. જે ત્રિકોણના ત્રણે ખુણા સાંકડા હોય છે તેને **સાંકડાખુણત્રિકોણ** કહે છે.

૩૨. ચારથી વધારે સીધીલીટીઓવડે જેની હદ બંધાઇ હોય એવી કોઇપણ આકૃતિને **બહુકોણાકૃતિ** કહે છે.

૩૩. ચાર સીધીલીટીથી જેની હદ બંધાઇ હોય એવી આકૃતિને **ચતુષ્કોણ** કે **ચોખુણ** કહે છે.

૩૪. પાંચ સીધીલીટીથી ઘેરાએલી આકૃતિને **પંચકોણ** કહેછે.

૩૫. છ સીધીલીટીથી ઘેરાએલી આકૃતિને **ષટ્કોણ** કહે છે.

૩૬. સાત સીધીલીટીથી ઘેરાએલી આકૃતિને **સપ્તકોણ** કહે છે.

૩૭. આઠ સીધીલીટીથી ઘેરાએલી આકૃતિને **અષ્ટકોણ** કહેછે.

૩૮. જે આકૃતિની બધી બાજુઓ સરખી અને બધા ખુણા સરખા હોય તેને **નિયમિત આકૃતિ** કહે છે.

૩૯. ત્રિકોણના કોઇપણ શિરોબિંદુમાંથી સામી બાજુના મધ્યબિંદુસુધી દોરેલી લીટી ત્રિકોણની **મધ્યગા** કહેવાય છે.

૪૦. જે ચતુષ્કોણની સામસામી બાજુઓ **સમાન્તર** હોય છે તેને **સમાન્તરબાજુ ચતુષ્કોણ** કહે છે.

૪૧. જે ચતુંષ્કોણની બધી બાજુઓ સરખી હોય છે અને બધા ખુણા કાટખુણા હોય છે તેને **ચોરસ** કહે છે.

૪૨. જે ચતુષ્કોણના સર્વ ખુણા કાટખુણા હોય છે અને

પાસપાસેની બાજુઓ નાની મોટી હોય છે, તેને **લંબચોરસ** કહેછે.

૪૩. જે ચતુષ્કોણની સર્વ બાજુઓ સરખી હોય છે અને બધા ખુણા તિર્યંક (બે સાંકડા ને બે પહોળા) હોય છે તેને **સમ પ્રતિ ભુજ ચતુષ્કોણ** કહે છે.

૪૪. જે ચતુષ્કોણના સર્વ ખુણા કાટખુણા હોય છે તેને **કાટખુણ ચોખુણ** કહે છે.

૪૫. જે ચતુષ્કોણની બાજુઓ નાના મોટી હોય છે તેમજ ખુણા પણ નાના હોય છે તેને **વિષમબાજુચોખુણ** કહે છે.

૪૬. જે ચોખુણની ફક્ત બેજ બાજુ સમાન્તર હોય તો તેને **સમલંબ ચોખુણ** કહે છે.

૪૭. સર્વ પદાર્થોને લંબાઈ, પહોળાઈ અને જાડાઇ હોય છે; માટે સર્વ પદાર્થોને **ત્રિપરિમેયાત્મક** ( ત્રણ પરિમેયોવાળા )કહેછે.

૪૮. કોઇ પણ પદાર્થ જે બાજુએ વધતો જતો દેખાય છે; તે બાજુને તે પદાર્થની **લંબાઈ** કહે છે.

૪૯. લંબાઈની સાથે કાટખુણો કરનારી આડી બાજુને તેની **પહોળાઇ** કહે છે.

૫૦. લંબાઇ તથા પહોળાઇ બન્નેની જોડે કાટખુણો કરનારી ( અથવા બન્નેપર ઉભી આવેલી ) બાજુને તેની **જાડાઈ** કહે છે.

૫૧. જેને લંબાઇ અને પહોળાઇ હોય છે પણ જાડાઈ બીલ-કુલ હોતી નથી તેને **પૃષ્ટ** કહે છે.

૫૨. કોઇપણ પૃષ્ટ બધી દિશાઓમાં એકજ સીધીલીટીમાં વ-ધતું હોય તો તે જે જગા રોકે છે તેને તે પૃષ્ટની **સપાટી** કહેછે.

૫૩. કોઈપણ લીટીનો ગમે તે ભાગ ઉંચકીને તેજ લીટીના કોઈપણ ભાગ ઉપર મૂક્યો હોય તો તેપર બરાબર બેસે, તો તેને **સીધીલીટી** કહે છે.

૫૪. જેને લંબાઈ છે પણ પહોળાઈ નથી તેને **લીટી** કહેછે.

૫૫. જેને સ્થિતિ છે પણ મહત્વ નથી તેને **બિંદુ** કહે છે.

૫૬. જે શબ્દ સમુહમાં (૧) કાંઇ સત્ય સિદ્ધ કરેલું હોય છે અથવા (૨) કંઈ રચના કરી બતાવેલી હોય છે, તે શબ્દસમુહને **સિદ્ધાંત** કહે છે.

૫૭. જે સિદ્ધાંત બીજા કોઇ સિદ્ધાંતમાંથી એમને એમ નીકળે છે, અથવા જે તેની મદદથી ટુંકામાં સિદ્ધ થાય છે, તેને તે સિદ્ધાંતનો **ઉપસિદ્ધાંત** કહે છે.

૫૮. અમુક એક અથવા વધારે બાબતો આપેલી છે અને અમુક એક બાબત સિદ્ધ કરવી છે એવું જે શબ્દ સમુહમાં જણાવેલું હોય છે, તેને **પ્રતિજ્ઞા** કહે છે. જેમકે:—"સમબાજુ ત્રિકોણ સમકોણ હોય છે."

૫૯. કોઇ પણ સિદ્ધાંતમાં જે બાબતો આપેલી હોય છે, તે બધી એકઠી મળીને તે સિદ્ધાંતમાંનો **પક્ષ** કહેવાય છે.

૬૦. કોઈપણ સિદ્ધાંતમાં જે બાબત સિદ્ધ કરવાની હોય છે, અથવા જે એક કૃતિ કરવાની હોય છે, તે તે સિદ્ધાંતમાંનું **સાધ્ય** કહેવાય છે.

## ઉપસિદ્ધાંતો.

**પ્રમેય ૧ લાનો ઉપસિદ્ધાંત**—એક બિંદુમાંથી અનેક લીટીઓ દોરી હોય તો તે લીટીઓ વચ્ચે થતા સર્વ ખુણાનો સરવાળો ચાર કાટખુણા બરાબર હોય છે.




**રચના**—**इफ** લીટીને **ह** બિંદુ સુધી વધારી.

**સિદ્ધતા**—**इह** લીટી ઉપર **अफ** લીટી પડે તો **अफइ** અને **अफह** ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર (પ્ર૦ ૧) **इह** લીટી ઉપર **डफ** લીટી પડે તો **डफइ** અને **डफह** ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર (પ્ર૦ ૧) માટે **अफइ**+**अफह** +**इफड**+**डफह**=૪ કાટખુણા બરાબર.

**સિદ્ધાંત ૫ માનો ઉપસિદ્ધાંત**—જે બે ખુણાની બાજુઓ સમાન્તર હોય, તે ખુણા સરખા અથવા ન્યુનતાપૂરક હોય છે.

આ ઉપસિદ્ધાંતના ચાર પ્રકાર છે.

**પ્રકાર ૧**—જો **बअक** અને **इडफ** ખુણાની બાજુઓ સમાન્તર હોય અને એકજ દિશામાં દોરેલી હોય, તો તે ખુણા સરખા હોવા જોઇએ.

આકૃતિમાં કાઢેલા ખુણાની **अक** અને **डफ** લીટીઓ બરાબર જોડી દેવી અને પછી **अब** અને **डइ** સમાન્તર લીટીઓને વધારવી. તથા **अफ** લીટીને **अ** તરફ વધારવી. જેથી કરીને બે

સમાન્તર લીટીઓને **એક** લીટી છેદે છે એ આકૃતિ માલમ પડશે, માટે તેના સંગતખુણા બરાબર (પ્ર૦ ૫)

**પ્રકાર ૨**—જો **અબક** અને **ફડઇ** ખુણાની બાજુઓ સમાન્તર હોય અને તે સામસામી દિશામાં દોરેલી હોય, તો તે ખુણા સરખા હોવા જોઇએ.

આકૃતિમાં કાઢેલા ખુણાની **અક** અને **फड** બાજુને એક સીધીલીટીમાં લાવીને જોડીદેવી કે જેથી તે એક સીધીલીટી થાય. પછી **अब** લીટીને **अ** તરફ અને **डइ** લીટીને **ड** તરફ લંબાવવી. આથી કરીને બે સમાન્તર લીટીઓને એક લીટી મળે છે એવી આકૃતિ થશે અને આપેલા ખુણા વ્યુત્ક્રમખુણા દેખાશે માટે તે બન્ને બરાબર (પ્ર૦ ૬).

**પ્રકાર ૩**—**डफ, अक** એકજ દિશામાં દોરેલી છે; અને **डइ** તથા **अब** સામસામી દિશામાં દોરેલી છે, તો તે ખુણા ન્યુનતાપૂરક હોવા જોઇએ.

**अक** અને **डफ** લીટીઓને સાથે લાવી જોડી દો; કે જેથી **अफ** એક સીધી લીટી થાય. **अव** લીટીને **अ** તરફ અને **इक** લીટીને **क** તરફ **म** સુધી લંબાવો. **इम** અને **फअ** લીટી એક બીજીને છેદે છે તો **इकफ** અને **इकम** ખુણા બરાબર (પ્ર૦ ૩) હવે બે સમાન્તર લીટીઓને એક સીધીલીટી છેદે છે તો એકજ બાજુ તરફના **वअक** અને **मकअ** ખુણા ન્યુનતાપૂરક (પ્ર૦ ૬) અને **फकम=फकइ** છે માટે **फकम** અને **वअक** બન્ને એકબીજાના ન્યુનતાપૂરક.

**પ્રકાર ૪**—જો **डफ** અને **अक** સામસામી દિશામાં દોરેલી

હોય અને **દઇ** ને **અબ** એકજ દિશામાં દોરેલી હોય તો તે ખુણા ન્યુનતાપૂરક હોવા જોઇએ.

**અક** અને **ફદ** લીટીઓ એક બીજા સાથે લાવી **ક** બિંદુ આગળ જોડી દો કે જેથી **અદ** એક સીધીલીટી થાય. **અબ** અને **દઇ** ને અનુક્રમે **અ** ને **દ** તરફ લંબાવો, જેથી બે સમાન્તર લીટીઓને એક લીટી મળે છે એવી આકૃતિ થશે અને આપેલા ખુણા એકજ બાજુ તરફના અંદરના ખુણા છે એમ દેખાશે માટે તે બન્ને ન્યુનતાપૂરક. (પ્ર૰ ૬)

**પ્રમેય ૮ ના ઉપસિદ્ધાંતો**—(૧) ત્રિકોણની એક બાજુ વધારવાથી થતો બહારનો ખુણો તેની પાસેના સિવાયના અંદરના બે ખુણાના સરવાળાની બરાબર હોય છે.




**પક્ષ**—**અબક** ત્રિકોણની **બક** બાજુને **દ** સુધી લંબાવી છે.

**સાધ્ય**—**અકદ** ખુણો **અબક** +**બઅક** ખુણાની બરાબર થશે.

**રચના**—**અબ** ને સમાન્તર **કઇ** દોરો.

**સિદ્ધતા**—**અબ** ને **કઇ** સમાન્તર લીટીઓને **અક** લીટી મળે છે માટે **અ** ખુણો=**અકઇ** (પ્ર૰ ૬) અને તેજ સમાન્તર લીટીઓને **બદ** લીટી મળે છે માટે **બ** ખુણો=**ઇકદ** (પ્ર૰ ૬) માટે **અ**+**બ** ખુણા=**અકઇ**+**ઇકદ**=**અકદ**.

(૨) ત્રિકોણના કોઇપણ બે ખુણાનો સરવાળો બે કાટખુણાથી ઓછો હોય છે.

પ્રમેય સિદ્ધાંત ૮ મા પ્રમાણે જ્યારે ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે કાટખુણાની બરાબર છે તો તે પૈકી કોઇપણ બે ખુણાનો સરવાળો બે કાટખુણા કરતાં ઓછોજ હોવો જાઇએ.

(૩) ત્રિકોણની એક બાજુ વધારવાથી બનેલો બહારનો ખુણો તેની પાસેના સિવાયના કોઇપણ અંદરના ખુણાથી મોટો હોયછે.

સૂચના—પ્રમેય સિદ્ધાંત ૮ ના ઉપસિદ્ધાંત ૧ લા મુજબ રચના કરી આકૃતિ દોરવી.

**अब** અને **कइ** સમાન્તર લીટીઓને **अक** લીટી મળે છે માટે **अ** ખુણો=**अकइ** ખુણો. (પ્ર૦ ૬) **अकइ** ખુણા કરતાં **अकढ** ખુણો મોટો. માટે **अ** ખુણા કરતાં પણ **अकढ** ખુણો મોટો. (આ-બીજ રીતે **ब** ખુણાથી પણ **अकढ** ખુણો મોટો કરી શકાશે.)

(૪) દરેક ત્રિકોણમાં ઓછામાં ઓછા બે ખુણા સાંકડાખુણા હોય છે.

ધારો કે બે સાંકડાખુણા ન હોય અને એકજ સાંકડોખુણો હોય તો ત્રિકોણના ત્રણ ખુણા પૈકી બાકીના બે ખુણા કાટખુણા કે પહોળાખુણા હોવા જોઇએ. ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર છે (પ્ર૦ ૮) તેથી જો બે કાટખુણા કે પહોળા-ખુણા હોય તો તેજ બે ખુણાનું માપ બે કાટખુણા કે તેથી વધારે (ત્રિકોણના બે ખુણા બે કાટખુણા હોય તો બે કાટખુણા અને બે પહોળાખુણા હોય તો તે બે કાટખુણાથી વધારે) થાય અને ત્રીજા ખુણાનું (સાંકડાખુણાનું) માપ વધારવાથી તો તેથી પણ વધારે થઇ જાય, આવી રીતે જ્યારે ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે

કાટખુણાથી વધારે થાય તો ત્રિકોણ બનેજ નહિ માટે ત્રિકોણમાં ઓછામાં ઓછા બે સાંકડાખુણા હોવાજ જોઇએ.

(૫) જો એક ત્રિકોણના બે ખુણા અનુક્રમે બીજા ત્રિકોણના ખુણાની બરાબર હોય તો તેમના ત્રીજા ખુણા પણ સરખા હોયછે.

**સૂચના**—બે ત્રિકોણો કાઢી સિદ્ધતામાં કહેલા અક્ષરો મૂકવા.

ધારોકે **अबक** અને **डइफ** ત્રિકોણ આપેલા છે. તેમાં દરેક ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે કાટખુણાની બરાબર છે (પ્ર૦ ૮) માટે **अबक** ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો **डइफ** ત્રિકોણના ત્રણ ખુણાના સરવાળા સાથે બરાબર. પણ તે ત્રણ પૈકી એક ત્રિકોણના કોઈ પણ બે ખુણા તે બીજા ત્રિકોણના કોઇપણ બે ખુણાની અનુક્રમે બરાબર છે માટે બાકી રહેલો ત્રીજો ખુણો તે બીજા ત્રિકોણના બાકી રહેલા ત્રીજા ખુણાની બરાબર રહેશે; કારણકે **સમપરિમિતોમાંથી** સમપરિમિતો બાદ કરવાથી બાકી સમજ રહે.

(૬) ચતુષ્કોણના ચાર ખુણાનો સરવાળો ચાર કાટખુણા બરાબર હોય છે.




**રચના**—**ब** ને **ड** બિંદુ સાંધ્યાં.

**સિદ્ધતા**—**अबड** ત્રિકોણના **अबड+बडअ+डअब** ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર (પ્ર૦ ૮) **बकड** ત્રિકોણના **बकड+कडब+डबक** ખુણા=૨ કાટખુણા (પ્ર૦ ૮)

માટે अबड+बडअ+डअब+बकड+कडब+डबक=૪ કાટખુણા. પ-રંતુ अबड+डबक=ब ખુણો છે અને बडअ+बडक=ड ખુણો છે માટે अ+ब+क+ड ખુણા=૪ કાટખુણા.

**પ્રમેય ૯ નો ઉપસિદ્ધાંત—स** બાજુવાળી સીધીલીટી આકૃતિના અંદરના ખુણાઓનો સરવાળો (૨ स—૪) કાટખુણા થાયછે.

**સૂચના—स** બાજુવાળી સીધીલીટી આકૃતિ આપી છે એટલે કે स એટલે તમે તમારી મરજીમાં આવે તેટલી સીધીલીટીઓવાળી આકૃતિ ધારી લો. આ સિદ્ધાંત સિદ્ધ કરવામાં स બાજુ શબ્દજ રાખેલો છે, પણ તેને બદલે તમારે જેટલી બાજુવાળી આકૃતિ કાઢવી હોય તેટલો આંકડો મૂકવો.

स બાજુવાળી સીધીલીટી આકૃતિ કાઢી તેની અંદર એક બિંદુ લેવું. તે બિંદુ સાથે તે આકૃતિના દરેક બિંદુને સાંધવું જેથી स ત્રિકોણો તે આકૃતિના થશે. દરેક ત્રિકોણના ત્રણ ખુણાનો સરવાળો બે કાટખુણા બરાબર છે. (પ્ર૦ ૮) માટે स ત્રિકોણના બધા ખુણાનો સરવાળો ૨ स કાટખુણા થશે. પરંતુ તે આકૃતિના મધ્ય બિંદુ આગળના ખુણાઓનો સરવાળો ચાર કાટખુણા બરાબર છે. (પ્ર૦ ૧ ના ઉપસિદ્ધાંત) માટે તે ( ચાર કાટખુણા ) ૨ स માંથી બાદ કરતાં તે આકૃતિના બધા ખુણા મળી ૨ स—૪ કાટખુણા થશે.

**બીજી રીત—स** બાજુ એટલે પાંચ સીધીલીટીવાળી આકૃતિ લઇએ. ( તમારે તમારી મરજી પ્રમાણે જેટલી બાજુવાળી આકૃતિ લેવી હોય તેટલી બાજુવાળી આકૃતિ લેવી. )

તે ઉતરતું છે કે સારી સ્થિતિમાં છે.

**લાભાલાભ**—તેનાથી નફો કે નુકસાન હોય તે જણાવવું.

(૭) કોઇ વિષય ( દયા, કરકસર, સંપ ઇત્યાદિ ) વિષે નિબંધ લખવો હોય તો:—

**વિષયનું નામ**—વ્યુત્પત્તિ સાથે શબ્દાર્થ, સ્પષ્ટીકરણ સહિત.

**સાબિતી**—વિષયના ખરાપણાનાં દૃષ્ટાન્તો.

**લાભાલાભ**—તેના ફાયદા અગર ગેરફાયદા, તેની તકરારોના જવાબ કારણ સાથે.

**ઉપસંહાર**—સારાસાર અને બોધ.

આવો વિષય લખતાં ઠેકાણે ઠેકાણે રસયુક્ત વર્ણન તથા દૃષ્ટાન્તોથી વિષયને શોભાવવો જોઇએ.

**કેટલાક અગત્યના નિબંધોનાં પેટાં નીચે પ્રમાણે—**

**કેળવણી**—(૧) કેળવણીની વ્યાખ્યા (૨) મેળવવાની જરૂર (૩) કેળવણીના પ્રકાર (૪) શારીરિક, માનસિક ને નૈતિક કેળવણી (૫) બોધ.

**કરકસર**—(૧) વ્યાખ્યા (૨) કરકસરથી માણસ ધનવાન થઇ શકે છે (૩) કંજુસાઈ ને કરકસરનો તફાવત (૪) પૈસા મેળવવાનો ખરો રસ્તો (૫) બોધ.

**મિત્રાચારી**—(૧) વ્યાખ્યા (૨) કોની કોની વચ્ચે મિત્રાચારી હોઇ શકે (૩) દુર્જનની મૈત્રી (૪) મિત્રની પસંદગી (૫) મૈત્રી શામાટે કરવી (૬) લાભાલાભ.

**દેશાટણ**—(૧) વ્યાખ્યા (૨) દેશાટણનાં સાધન (૩) ફાયદા (૪) દેશાટણની જરૂર (૫) મુસાફરીમાં શું જોવું (૬) બોધ.

**બાળલગ્ન**—(૧) વ્યાખ્યા (૨) બાળલગ્નનો રિવાજ કેવો છે (૩) બાળલગ્નથી થતાં નુકસાન (૪) બોધ.

**વર્તમાનપત્રો**—(૧) વર્તમાનપત્રનું ઓળખાણ (૨) લાભ (૩) એ એક જબરી શક્તિ છે (૪) સારાં અને ખરાબ વર્તમાન પત્રો (૫) રાજ્યતંત્ર અને શહેર સુધારાનાં કર્તવ્યોમાં કીમતી શિખામણો (૬) ચેતવણી.

**પરોપકાર**—(૧) વ્યાખ્યા (૨) પરોપકાર કરવાની આપણી ફરજ છે (૩) પરોપકાર કેવી રીતે કરવો (૪) દાખલા.

**વિદ્યાર્થી અને તેના ધર્મ**—(૧) પહેલાંના અને હાલના વિદ્યાર્થીઓ (૨) શાળામાં રહેતા અને બહારના વિદ્યાર્થીઓ (૩) ફરજ, અભ્યાસ, નીતિ, ઇશ્વર પ્રાર્થના વગેરે.

**રોવા કુટવાનો ચાલ**—(૧) રોવાકુટવાની શાસ્ત્રમાં મના (૨) કયી વખતે રડે છે (૩) ગેરફાયદા (૪) સાર ને બોધ.

**પોસ્ટ ઓફિસ (ટપાલખાતું)**—(૧) એ ખાતાની શરૂઆત (૨) એના ફાયદા, કાર્ડ, કવર વગેરે (૩) મનીઓર્ડર (૪) બેંગી (૫) સેવિંગબેંક (૬) પરદેશ જોડેનો સંબંધ (૭) સસ્તી ટપાલ પહોંચાડવાનો સબબ.

**આગગાડી**—(૧) વરાળયંત્ર અને આગગાડીનું વર્ણન (૨) વરાળયંત્રની પ્રથમ શોધ અને હાલ રેલવેનું ફેલાવું (૩) મુસાફરી ને વેપારના ફાયદા (૪) આગગાડીના ટુંકમાં ફાયદા ને બોધ.

**સત્ય**—(૧) વ્યાખ્યા (૨) સત્ય બોલવાની જરૂર (૩) અસત્યના પ્રકાર (૪) ઇશ્વર છેતરાતો નથી (૫) ફાયદા ગેરફાયદા (૬) સામી તકરાર ને સમાધાન.

**વરસાદના દિવસો**—(૧) વરસાદ વરસ્યા પહેલાંની સ્થિતિ (૨) વરસાદ વરસતો હોય તે વખતની સ્થિતિ (૩) વરસાદ વરસી રહ્યા પછીની સ્થિતિ.

**ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય**—(૧) કહેવતનો શબ્દાર્થ ને ભાવાર્થ દાખલા સાથે (૨) ખંતથી ઉદ્યોગ કરવો સ્વાભાવિક છે (૩) ખંત અને ઉદ્યોગથી ફત્તેહમંદ થએલાના દાખલા (૪) દૃઢ અને સ્થિર નિશ્ચયવાળા માણસો (૫) બોધ.

**કરે તેવું પામે**—(૧) દાખલા સાથે સમજુતી (૨) જન્મથી કાર્ય કરવાં એ સ્વાભાવિક છે (૩) મન, વાચા ને કાયાનો કર્મ સાથે સંબંધ (૪) સારાં કામ શા માટે કરવાં (૫) સારાં કામનો સારો બદલો ને નઠારાંનો નઠારો (૬) નઠારાં કામ કરવાથી શી દશા થાયછે.

**ઉજળું એટલું દૂધ નહિ**—(૧) દાખલા સાથે સમજુતી (૨) ભૂલ શાથી થાય છે (૩) રૂપથી નહિ પણ ગુણથી મોહવું (૪) બોધ.

**સોબત તેવી અસર**—(૧) દાખલા સાથે સમજુતી (૨) નાનપણમાં બાળકના આચાર-વિચારનો આધાર માબાપ ઉપર. નિશાળે ગયા પછી શિક્ષક અને નિશાળીઆ ઉપર. (૩) જુવાનીમાં મૈત્રી બાંધતાં ઘણી સંભાળ રાખવાની જરૂર (૪) એકજ સ્વભાવનાં પ્રાણીઓ સાથે રહી શકે છે (૫) બોધ.

# પરીક્ષાઓના સવાલ.

## વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા.

### ૧૯૦૧

ગામના તલાટિ તરીકે તગાવી તરીકે :આપેલાં નાણાં તથા સરકારનું બાકી રહેલું મહેસુલ તમારા ગામના લોકો પાસેથી વસુલ લેવાને શા શા ઉપાય લેવા જોઇએ તે જણાવીને તમારા ઉપરી અધિકારીને રિપોર્ટ કરો.

### ૧૯૦૨

ગામના તલાટિ તરીકે તમારા તાલુકાના ઉપરી અધિકારીને નીચેની બાબતો સંબંધી રિપોર્ટ કરો.

(૧) તાલુકામાં પડેલો વરસાદ. (૨) ખરીફ ધાન્યનું વાવેતર. (૩) નાદાર ખેડુતોને બીજ, બળદ વગેરેની કરવી જોઈતી મદદ. (૪) હાલની ઢોરની સ્થિતિ.

### ૧૯૦૩

ગામના તલાટિ તરીકે તમારા તાલુકાના ઉપરી અધિકારીને અત્યંત વરસાદને લીધે નીપજતી ખરાબી અટકાવવા કિંવા ઓછી કરવા શા શા ઉપાયો લેવાની જરૂર છે તે સંબંધી રિપોર્ટ કરો અથવા

પરમાર્થ વિષે નિબંધ લખો.

### ૧૯૦૪

ગામના તલાટિ તરીકે તમારા ગામના ઉપરી અધિકારીને આ

સાલનો વરસાદ અને ગામના લોકોની સુખાકારી વિષે હકીકત જણાવી સરકારે લેવાના ઉપાય સૂચવવા સારૂ રિપોર્ટ કરો.

૧૯૦૫

તમારા ગામમાં ગુજરાતી નિશાળ ઉઘાડવાની જરૂરીઆત જ-ણાવનારી અરજી ઘડો. અથવા પોસ્ટ ઓફીસ સેવિંગ બેંક સ્થાપ-વાના સરકારના ઉમદા હેતુ સમજાવો અથવા ગામના પોલીસ પટેલ તરીકે તમારા ગામમાં ધાડ પડવાથી બે ખૂન થયાં અને લૂંટ થઈ તે સંબંધીનો ઉપરી પોલીસ અમલદારને રિપોર્ટ કરો.

૧૯૦૬

તમારા ગામમાં પોસ્ટ ઓફિસ ઉઘાડવાની ઘણી જરૂર છે તેનાં કારણ આપી મુંબાઈના મેહેરબાન પોસ્ટ માસ્તર જનરલ સા-હેબના નામની અરજી ઘડો. અથવા "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ" એ વિષય ઉપર નિબંધ લખો.

૧૯૦૭

તમારા ગામમાં પોસ્ટ ઓફિસ ઉઘાડવાની જરૂર જણાવનારાં કારણો સાથેની અરજી ઘડો. અથવા આ વરસે વરસાદ પહેલો ખેંચાઇ જવાથી અને પાછળથી એક સામટો પડવાથી ખેતી વગેરે ઉપર થએલી અસર જણાવનારો રિપોર્ટ કરો. અથવા પહેલું સુખ તે જાતે નર્યા એ કહેવત ઉપર નિબંધ લખો.

૧૯૦૮

(૧) ગામની અંદર ચોરી થએલી છે તેનો ગામના પોલીસ પટેલ તરીકે યોગ્ય અધિકારીને રિપોર્ટ કરો. અથવા "ખાલી ચણો વાગે ઘણો" એ કહેવત ઉપર નિબંધ લખો.

૧૯૦૯

જનાવરો ઉપર પ્રીતિ રાખવા વિષે નિબંધ લખો. અથવા અમદાવાદથી ભરૂચ જતાં આગગાડીમાં તમારો કંઈ સામાન ભૂલથી રહી ગયો તે પાછો મેળવવા ભરૂચના સ્ટેશન માસ્તરને અરજી કરો.

૧૯૧૦

ખેતીવાડીની હાલત સુધારવા માટે શા શા ઉપાય કરવાની જરૂર છે તે વિષે નિબંધ લખો. અથવા ગામના પોલીસ પટેલ તરીકે જીલ્લાના મહેરબાન કલેક્ટર સાહેબને સેનીટરી બોર્ડ (લોકોની સુખાકારી સંભાળનારી મંડળી) સ્થાપન કરવા રીપોર્ટ કરો.

૧૯૧૧

હિંદુસ્થાનમાં ચાલતા ખોટા વહેમ અને તેથી થતા ગેરફાયદા વિષે નિબંધ લખો. અથવા તમારા તાલુકામાં દુકાળ પડવાથી પાકની માઠી હાલત વિષે મામલતદાર તરીકે તમારા ઉપરી અધિકારીને રિપોર્ટ કરો.

૧૯૧૨

દેશાટણ કરવાથી થતા ફાયદા વિષે નિબંધ લખો.

અથવા

તમારા તાબાના તાલુકામાં લોકોને સુખી કરવાનાં મુખ્ય સાધનો ક્યાં હોવાં જોઇએ, તે વિષે તમારા ઉપરી અધિકારીને સૂચના કરો.

૧૯૧૩

હિંદુસ્તાનની ઋતુઓ વિષે નિબંધ લખો.

અથવા

તમારા તાબાના ગામમાં મલેરીઆ તાવનો ઉપદ્રવ ચાલતો

હોય તો તે સારૂ શા ઇલાજો લેવા તે તમારા ઉપરી અધિકારીને રિપોર્ટ કરો.

૧૯૧૫

તમારી જમીનનો ભાગ તોડવાની યોગ્ય અધિકારીને અરજ કરો.

અથવા

તહેવારના દિવસ ઉપર નદી કાંઠાના દેખાવનું વર્ણન કરો.

૧૯૧૬

તમારા ગામની આજુબાજુ વરસાદનું પાણી ભરાઈ રહે છે તેથી જે નુકસાન થાય છે તે બાબત મુખી તરીકે મામલતદાર સાહેબને અરજી કરો.

અથવા

યુરોપમાં હાલમાં ચાલતી લડાઈને લીધે નાચાર થએલા સિપાઈઓ તથા તેમની સ્ત્રીઓ તથા બાળકોને મદદ કરવા માટે કયા કયા ઈલાજો લેવા જોઈએ તે દર્શાવો.



## પ્રાવેશિક પરીક્ષા.

**સૂચના**—દરેક સવાલપત્રમાં આવે છે કે " અક્ષર, જોડણી, વિરામચિહ્ન, સ્વચ્છતા વગેરેના માર્ક આપવામાં આવે છે." નિબંધ જોનાર આ બાબતો સૌથી પહેલી તપાસે છે.

૧૯૦૧

નીચેના કોઈ એક વિષય ઉપર આશરે પચીસ લીટી લખો.
(અ) મહેતાજીની ફરજો (બ) બ્રિટિશ રાજ્ય (ક) કરે તેવું પામે.

૧૯૦૨

નીચેના કોઈ એક વિષય ઉપર ત્રીસ લીટી લખો.

(૧) તમારી જન્મભૂમિ, (૨) તમારા જીલ્લાના ખેડુતોની સ્થિ-
તિ, (૩) અંગકસરત.

૧૯૦૩

તમારા ગામના લોકોની સ્થિતિમાં પાછલાં દસ વર્ષમાં થએ-
લા ફેરફારનો ટુંકમાં ચિતાર આપો.

અથવા

સ્રીકેળવણી વિષે તમારા વિચાર જણાવો.

૧૯૦૪

નીચેના કોઇ એક વિષય ઉપર આસરે ત્રીસ લીટી લખો.

(૧) મિત્રાચારી, (૨) ટીપેટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે
પાળ બંધાય, (૩) માતાપિતા પ્રતિ કર્તવ્ય.

૧૯૦૫

નીચેના કોઇ એક વિષય ઉપર આશરે ત્રીસ લીટીનો નિબંધ
લખો.

(૧) કસરતના ફાયદા, (૨) ભય વગર પ્રીત નહિ, (૩) અમ-
દાવાદનું ભદ્ર.

૧૯૦૬

નીચે આપેલા ગમે તે વિષય ઉપર આશરે ત્રીસ લીટી સુધીનો
નિબંધ લખો.

(૧) ઉદ્યોગ, (૨) કરકસર, (૩) મહાપુરૂષોનાં જીવન ચરિત્રો
વાંચવાથી થતા લાભ.

## ૧૯૦૭

નીચેના બે પ્રશ્નોમાંથી એકનો જવાબ વધારેમાં વધારે ત્રીસ લીટીમાં લખો,

૧. નીચેના વિષયમાંથી એક ઉપર નિબંધ લખોઃ—

(अ) 'ડાહ્યો દીકરો દેશાવર ભોગવે.'

(ब) 'નિશાળેથી ઉઠ્યા પછી પણ જ્ઞાન તાજું રાખવાની અને નવું મેળવવાની જરૂર.'

(क) નહેરો અને તેથી થતા ફાયદા.

૨. 'ધર્મની આવશ્યકતા' વિષે બાપનો દીકરા ઉપર કાગળ લખો.

---

**સને ૧૯૦૮ થી ૧૯૧૫ સુધીના નિબંધના સવાલો ભાષાના પેપર ભેગા આવે છે, માટે ત્યાં જોવા.**

---

## ૧૯૧૬

નીચેના લખેલા વિષયોમાંથી ગમે તે એક પસંદ કરી તે ઉપર સુમારે ત્રીસ લીટીઓનો નિબંધ લખોઃ—

(૧) મુસાફરીનાં સાધનો, જુનાં તથા નવાં.

(૨) અંગકસરત તથા તેના ફાયદા.

# વ્યાકરણ.

(૧) વ્યાકરણ એટલે શું અને તેનો શો ઉપયોગ છે?

જ—વ્યાકરણ એટલે ભાષાના નિયમોનું શાસ્ત્ર. ભાષા કયા નિયમોથી બોલાય છે અથવા લખાય છે, તથા તેમાં વપરાતા શબ્દોનું સ્પષ્ટીકરણ અને વર્ગીકરણ જેવડે થાય તેનું નામ **વ્યાકરણ.**

(૨) ગુજરાતી ભાષામાં શબ્દના કેટલા વર્ગ પાડયા છે? તે દરેકની સમજુતી આપો.

જ—**નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ક્રિયાવિશેષણ** કે **વિધિ વિશેષણ, કૃદંત અને અવ્યય.**

(૩) નામ વિષે સમજુતી આપો.

જ—પ્રાણી, પદાર્થ, ઉપાધિ ( અંધારૂં, ઠંડક ) કે માનસિક વૃત્તિ ( દયા, પરોપકાર, જ્ઞાન, ક્રોધ, સુખ, દુઃખ ) વગેરે જણાવનારા શબ્દને **નામ** કહે છે, તેના ત્રણ પ્રકાર છે. (૧) **સામાન્ય નામ,** (૨) **વિશેષ નામ,** (૩) **ભાવવાચક નામ.**

**સામાન્ય નામ**—અમુક એકજ જાતની વસ્તુઓનો વર્ગ જણાવનાર શબ્દને **સામાન્ય નામ** કહે છે. જેમકે—માણસ, ઝાડ, નદી, પર્વત, શહેર, રાજા, લુગડું વગેરે.

**વિશેષ નામ**—વર્ગીય વસ્તુઓ પૈકી દરેક વસ્તુનું જુદું જુદું નામ જણાવનાર શબ્દ. જેમકે—હરિલાલ, સરસ્વતી, હિમાલય, સાબરમતી વગેરે.

**ભાવવાચક નામ**—પ્રત્યક્ષ વસ્તુ હોય નહિ પણ માનસિકવૃત્તિ-

થી તે કંટક છે એવો ભાસ થાય તે શબ્દ. જેમકે—દયા, સંપ, જ્ઞાન, ગુણ, સુખ વગેરે.

(૪) સર્વનામ વિષે સમજુતી આપો.

જ—સર્વનામ=(સર્વ+નામ) સર્વનામ એટલે બધાં નામને ઠેકાણે વપરાતા શબ્દ, તેના ૭ પ્રકાર છે.

૧. **પુરૂષદર્શક સર્વનામ**—હું, તું, તે, અમે, તમે, તેઓ, આપ, આપણ. તેમાં હું અને અમે **પહેલો પુરૂષ**, તું અને તમે તથા આપ **બીજો પુરૂષ**, તે અને તેઓ **ત્રીજો પુરૂષ** અને આપણ **પ્રથમ દ્વિતીય પુરૂષ સર્વનામ** કહેવાય છે.

૨. **પ્રશ્નાર્થ સર્વનામ**—શો, શી, શું, કયો, કયી, કયું, કોણ.

૩. **સ્વવાચક સર્વનામ**—પોતે.

૪. **સંબંધી સર્વનામ**—જે, તે. **જે ખોદે તે પડે.**

૫. **દર્શક સર્વનામ**—આ, એ, પેલો, ઓલ્યો, ફલાણો.

૬. **અનિશ્ચિત સર્વનામ**—કોઈ, કંઈ, કાંઈ, કોઈક, કંઇક, કાંઈક, કોઇએક, કંઇએક, કાંઇએક, હરકોઇ, હરકંઈ, હરકાંઇ, અમુક.

(૫) વિશેષણ વિષે સમજુતી આપો.

જ—જે શબ્દ નામનો ગુણ કે સંખ્યા બતાવી તેના અર્થમાં વધારો કરે છે તેને **વિશેષણ** કહે છે. જેમકે—રાતો ઘોડો, **એક** પેન વગેરે. વિશેષણના બે પ્રકાર છે. (૧) **ગુણવાચક વિશેષણ** (૨) **સંખ્યાવાચક વિશેષણ.**

**ગુણવાચક વિશેષણ**—જે શબ્દ નામનો ગુણ બતાવે છે તે. જેમકે—રાતો. ઘોળો, ન્યાયી, પ્રમાણિક.

**સંખ્યાવાચક વિશેષણ**—જે શબ્દ નામની સંખ્યા બતાવે છે તે. જેમકે—એક, બે, ચાર, પા, અર્ધો, પહેલો, બીજો વગેરે.

**વિશેષ્ય** વિશેષણ જે શબ્દનો ગુણ બતાવે તે શબ્દને વિ-શેષ્ય કહે છે. રાતો ઘોડો. એમાં ઘોડો વિશેષ્ય છે.

(૬) ક્રિયાપદ એટલે શું ? તેની સમજુતી આપો.

જ—**ક્રિયાપદ**=(ક્રિયા+પદ) કામ **જણાવનારો** શબ્દ. જે શબ્દ વડે કંઇપણ ક્રિયા માલમ પડે તે. ખાયછે, જાયછે, આવ્યો વગેરે. થવું, હોવું, છે, જોઇએ, શકેછે વગેરે શબ્દોમાં થવાની, હોવાની, લા-યકાતની વગેરે ક્રિયાઓ છે માટે તે શબ્દો પણ ક્રિયાપદ છે.

(૭) કર્તા અને કર્મની સમજુતી આપો.

જ—ક્રિયાનો કરનાર તે **કર્તા** અને કર્તા જે વસ્તુ બનાવે-વાપરે તે **કર્મ** છે. હું રોટલો ખાઉછું, એમાં હું કર્તા અને રોટલો કર્મ છે.

(૮) કર્તા અને કર્મ શોધી કાઢવાની રીત લખો.

જ—ક્રિયાપદને **કોણ પ્રશ્ન** પૂછવાથી જે જવાબ આવે તે **કર્તા** કહેવાય અને શું પ્રશ્ન પૂછવાથી જે જવાબ આવે તે **કર્મ** કહેવાય. (વિશેષ સમજુતી માટે કલમ ૧૧ જુઓ).

(૯) ક્રિયાપદના કયા કયા પ્રકાર છે ?

જ—૧. અકર્મક=(અ+કર્મ+ક) કર્મ વગરનું, ૨. **સકર્મક**=

(સ+કર્મ+ક) કર્મ સહિતનું. હું જાઉંછું, તે આવે છે, એ અકર્મક. મેં રોટલી ખાધી, તે ચોપડી વાંચે છે, તેનાથી ગાંસડી બંધાય, એ સકર્મક છે. છ, હો, થા, જા, બેસ, પડ, સંતા, દોડ, ઉઠ, સૂ વગેરે અકર્મક ક્રિયાપદ છે.

(૧૦) સકર્મક કે અકર્મક જાણવાની સ્પષ્ટ રીત લખો.

જ—સામાન્ય નિયમ એવો છે કે ક્રિયાપદની પહેલાં કોણ કે કોણે મૂકીને પ્રશ્ન પૂછવાથી કર્તા જવાબ મળે છે અને શું મૂકીને પ્રશ્ન પૂછવાથી કર્મનો જવાબ મળે છે. આ પ્રમાણે કર્તા અને કર્મના જવાબ જુદા મળે તો તે સકર્મક ક્રિયાપદ કહેવાય અને એકજ મળે તો અકર્મક ક્રિયાપદ કહેવાય. આ નિયમ ખરેખરો નથી; કારણ કે કોઈ વખતે ક્રિયાપદ અકર્મક છતાં જવાબ જુદા મળે છે, પણ શું મૂકીને પૂછવાથી જે જવાબ મળે છે તે કર્મ હોતું નથી. જેમકે—તે રાજા થયો, તે ગાંડો બન્યો. આમાં રાજા, ગાંડો એ કર્મ નથી પણ પૂરક ( ક્રિયા પૂરી સમજાવનાર ) શબ્દો છે; માટે આવે પ્રસંગે વિદ્યાર્થીએ જોવું જોઇએ કે શું પૂછવાથી જે જવાબ મળે છે તે કર્મ છે કે નહિ. કર્મ હોય તોજ સકર્મક, નહિ તો અકર્મક કહેવું. મતલબ કે કર્મ શોધવાનો પૂર્ણ મહાવરો કરવો જોઇએ. કેટલાંક વ્યાકરણોમાં સકર્મક ક્રિયાપદ સહ્યભેદમાં હોય તો તેને અકર્મક ગણેલાં છે, પરંતુ સંસ્કૃત પદ્ધતિ જોતાં તેને અકર્મક ગણવાં વ્યાજબી નથી, તેમાં કર્મ તો છેજ. માત્ર કર્તા પાંચમી વિભક્તિમાં હોય છે, તેવે પ્રસંગે તેને પણ સકર્મક ગણવાં. જેમકે—મારાથી ચોપડી લખાઈ, તેનાથી રોટલી ખવાઈ. આ ક્રિયાપદો સક-

ર્મક છે. પણ મારાથી જવાયું, તેનાથી અવાયું, એમાં જા અને આવ ધાતુ અકર્મક છે માટે આ ક્રિયાપદો અકર્મક છે.

(૧૧) ક્રિયાવિશેષણ વિષે સમજુતી આપો.

જ—ક્રિયાનો ગુણ બતાવનાર એટલે ક્રિયા કેટલી થાય છે, કેવી થાય છે વગેરે જણાવનાર શબ્દને **ક્રિયાવિશેષણ** કહે છે. એને **વિધિ વિશેષણ** પણ કહે છે. તે **બહુ** દોડયો. તે **ધીમો** ચાલ્યો. એમાં **બહુ**, **ધીમો** એ ક્રિયા કેટલી થઈ તથા કેવી રીતે થઈ તે બતાવે છે, મતલબ કે ક્રિયાપદનો ગુણ બતાવે છે; માટે તે ક્રિયાવિશેષણ છે. **નામનો ગુણ બતાવે તે વિશેષણ અને ક્રિયાપદનો ગુણ બતાવે તે ક્રિયા વિશેષણ કહેવાય.**

(૧૧) અ દ્વિકર્મી ક્રિયાપદો વિષે સમજણ આપો.

જ—કોઈ ક્રિયાપદમાં બે કર્મ હોય છે. જેમકે—રાજાએ ચોરોને શિક્ષા કરી, તેઓ બ્રાહ્મણને દાન આપે છે. આ વાકયોમાં શિક્ષા અને દાન બીજી વિભક્તિમાં હોઇ મુખ્ય કર્મ છે, અને ચોરોને, બ્રાહ્મણોને એ ચોથી વિભક્તિમાં હોઇ ગૌણ એટલે પેટા કર્મ છે, આ પ્રમાણે મુખ્ય કર્મ બીજીમાં અને ગૌણ કર્મ ચોથી વિભક્તિમાં હોય તો તે ક્રિયાપદ દ્વિકર્મી કહેવાય છે. રાજા પોતાના સરદારો, નોકરો અને રૈયતને પાળે છે, આમાં એક કરતાં વધારે કર્મ (સરદારો, નોકરો, રૈયત) છે, છતાં તે દ્વિકર્મી કહેવાય નહિ.

(૧૨) કૃદંતની સમજુતી આપો.

જ—કૃદંતથી ક્રિયા સમજાય છે પણ તેથી વાકય પૂરૂં થતું નથી, અને કૃદંતના શબ્દોનો નામ, વિશેષણ કે અવ્યય તરીકે પણ ઉપયોગ થાય છે.

કૃદંતોના પ્રકાર, તે દરેક જાતના કૃદંતના પ્રત્યય તથા તે કૃદંતનો શી રીતે ઉપયોગ થાય છે, તે નીચેના કોઠાથી સમજાશે.

| કૃદંતનો પ્રકાર. | પ્રત્યય. | દાખલા. | ઉપયોગ. |
|---|---|---|---|
| વર્તમાન કૃદંત. | તો, તી, તું. | ચાલતો, ચાલતી, ચાલતું. | વિશેષણ તરીકે. |
| ભૂત કૃદંત. | યો, ઈ, યું.<br>ઠો, ઠી, ઠું.<br>ધો, ધી, ધું. | ચાલ્યો, ચાલી, ચાલ્યું.<br>બેઠો, બેઠી, બેઠું.<br>લીધો, લીધી, લીધું. | નામ, વિશેષણ તરીકે. |
| વિશેષ ભૂત કૃદંત. | લો, લી, લું. | ચાલેલો, ચાલેલી, ચાલેલું. | વિશેષણ તરીકે. |
| ભવિષ્ય કૃદંત. | વાનો, વાની, વાનું | ચાલવાનો, ચાલવાની, ચાલવાનું. | વિશેષણ તરીકે. |
| કર્તૃવાચક કૃદંત. | નાર, નારો, નારી, નારૂં. | કરનાર, કરનારો, કરનારી, કરનારૂં. | નામ, વિશેષણ તરીકે. |
| સામાન્ય કૃદંત. | વો, વી, વું. | ચાલવો, ચાલવી, ચાલવું. | નામ તરીકે. |
| સંબંધક ભૂત કૃદંત. | ઇ, ઇને, તાં. | ચાલી, ચાલીને, ચાલતાં. | અવ્યય તરીકે. |

(૧૩) અવ્યયની સમજુતી આપો.

જ—અવ્યય=(અ+વ્યય) જેની પાછળ કોઈ જાતનું પ્રત્યય નથી, મતલબ કે તે એકલા છે. એને જાતિ, વિભક્તિ કે વચન લાગતાં નથી, જેથી તે હંમેશાં પોતાનેજ રૂપે રહે છે, તે **અવ્યય** છે.

(૧૪) અવ્યયના પ્રકાર સમજાવો.

જ—અવ્યયના ચાર પ્રકાર છે. (૧) **નામયોગી કે શબ્દયોગી અવ્યય** (૨) **ક્રિયાવિશેષણ અવ્યય** (૩) **ઉભયાન્વયી અવ્યય** (૪) **કેવળપ્રયોગી અવ્યય.**

**નામયોગી અવ્યય**—જે અવ્યય નામની પછી તરતજ આવેલો હોય અને તેની અને નામની વચ્ચે છઠ્ઠી વિભક્તિ હોય અગર અધ્યાહાર હોય તેને **નામયોગી અવ્યય** કહે છે. જેમકે—છાપરા ઉપર, ઘર **નીચે**, તેની કેડે (**પાછળ**).

**શબ્દયોગી અવ્યયના દાખલા**—અગાઉ, અગાડી, આરપાર, આગળ, આસપાસ, કને, જોડે, પછવાડે, પૂઠળ, પૂઠે, પહેલાં, મેળે, વાસે, સામું, સાથે, પાસે, કાજે, માટે, લીધે, વાસ્તે, સારૂ, કરતાં, વડે, વના, વિના, સહિત, સોત, સુદ્ધાં.

**ક્રિયાવિશેષણ અવ્યય**—ક્રિયા કેટલી થાય છે, ક્યાં થાય છે, ક્યારે થાય છે, કેવી રીતે થાય છે વગેરે જણાવનાર અવ્યય. એટલે ક્રિયાની વેળા, ઠેકાણું, રીત, નકાર, નિશ્ચય વગેરે બતાવનારા અવ્યયને **ક્રિયાવિશેષણ અવ્યય** કહે છે. ક્રિયાવિશેષણ અવ્યયના ચાર પ્રકાર છે.

**૧. વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના દાખલા**—**અત્યારે, એટલામાં**, ક્યારે, જ્યારે, ઝટ, ઝટપટ, **નિત્ય**, **પરમ**, **પરાર**,

પહોર, વળી, વળતી, હમણા, ઓણ.

**૨. ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના દાખલા—** આમ, આગળ, અહિઆં, ઉંચે, ઉપર, ક્યાં, કહીં, જ્યાં, જહીં, ત્યાં તહીં, તળે, દૂર, નીચે, પણે, પાછળ, પાસે, બહાર, માંહે, સાથે, હેઠળ.

**૩. રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના દાખલા—** આમ, એમ, કેમ, જેમ, તેમ, હળવે.

**૪. નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના દાખલા—** ના, નહિ, ના, મા.

**ઉભયાન્વયી અવ્યય**—બે શબ્દ કે બે વાક્યને જોડનારો શબ્દ. જેમકે—અથવા, અને એટલે, કદાચ, કદાચિત, કદી; કદાપિ, કિંવા, કે, કેમકે, કેમજે, જો, તથા, તથાપિ, તો, નહિતો, નીકર, ને પણ, માટે, રખે, રખેને, વળી.

**સૂચના**—તો, પણ ઉભયાન્વયી અવ્યય છે પણ તે નામની અગર સર્વનામની સાથે આવી ભાર બતાવે તો ક્રિયાવિશેષણ અવ્યય થાય. જેમકે—હું **તો** જઇશ, તે **પણ** આવશે. મતલબ કે તો, પણ એ શબ્દો ઉપાડી લઇએ તોપણ વાક્ય બોલાય છે માટે એ શબ્દો ક્રિયાવિશેષણ અવ્યય છે.

**કેવળપ્રયોગી અવ્યય**—મનમાં હરખ, શોક, ગભરાટ, નવાઇ, વગેરે ઉપજ્યાથી જે બોલ છૂટો બોલાય છે તે; જેમકે—અરર, અરે, આહા, ઓય, ઓયરે, ઓહો, ખરે, ખરેખર, ચુપ, થુ, પોઇસ, બસ, ભલે, રે, વાહ, વાહરેવાહ, વાહવાહ, વારૂ, સાચે, હત, હડ, હાય હાય, હાશ, હેં, હો, હોં વગેરે.

(૧૫) ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યયમાં શો ફેર છે?

જ—ક્રિયાવિશેષણ જાતિ પ્રમાણે બદલાય છે અને ક્રિયાવિશેષણ અવ્યયના રૂપમાં ફેર થતો નથી. તે છોકરો **ધીમો** ચાલ્યો, તે છોકરી **ધીમી** ચાલી, તે છોકરૂં **ધીમું** ચાલ્યું. એમાં ધીમો, ધીમી, ધીમું ક્રિયાવિશેષણ છે અને તે છોકરો **ધીમે** ચાલે છે, તે છોડી **ધીમે** ચાલે છે, તે છોકરૂં **ધીમે** ચાલે છે. ત્યાં "ધીમે" ક્રિયાવિશેષણ અવ્યય છે.

(૧૬) ધાતુ એટલે શું ?

જ—શબ્દનું મૂળરૂપ તે **ધાતુ** છે. ધાતુ ઉપર પ્રત્યયો આવીને કૃદંત તથા ક્રિયાપદ બને છે. **ક્રિયાપદને બીજા પુરૂષના એકવચનમાં રાખી હુકમ કરવાથી ધાતુ મળે છે.** લખે છે એમાં લખ ધાતુ, આવે છે એમાં આવ ધાતુ વગેરે.

(૧૭) ક્રિયાપદનાં રૂપ કયાં કયાં છે ?

જ—(૧) **મૂળરૂપ** (૨) **સહ્યરૂપ** (૩) **પ્રેરકરૂપ.** મૂળધાતુને પ્રત્યય લાગે છે તે **મૂળરૂપ.** આવ ઉપરથી આવે છે, આવ્યો વગેરે ધાતુ મરડાઇને તેના ઉપર પ્રત્યય લાગે તે **સહ્યરૂપ.** જેમકે—અવાશે, ખવાયું, લખાઇ વગેરે. કર્તા પોતે ક્રિયા નહિ કરતાં બીજાને કરવાની પ્રેરણા કરે તે **પ્રેરકરૂપ.** જેમકે—લખ ઉપરથી લખાવ, જમ ઉપરથી જમાડ, ફર ઉપરથી ફેરવ. તેનો **દ્વિત્વપ્રેરક** પણ થાય છે. જેમકે—લખાવરાવ, જમાડાવ, ફેરવાવ વગેરે.

સહ્યરૂપ તે કર્મણિ રચના છે. મારાથી ચોપડી લખાઇ, તેનાથી ચલાયું વગેરે. સહ્યરૂપમાં કર્તા પાંચમી વિભક્તિમાં આવે છે. રૂપ ઓળખતાં આવડયાં માટે હવે ભેદ બતાવવાની જરૂર નથી. ધાતુ બોલ્યા પછી તે મૂળરૂપ છે, સહ્યરૂપ છે કે પ્રેરકરૂપ છે તે કહેવું જોઇએ.

(૧૮) ક્રિયાનાથની **સમજુતી** આપો.

જ—ક્રિયાપદનાં જાતિ, વચન અને પુરૂષ જે શબ્દ પ્રમાણે બદલાય છે તે **ક્રિયાનાથ.** ક્રિયાનાથ થવાનો ત્રણ પ્રકારના શબ્દોને અધિકાર હોય છે. કર્તા, કર્મ ને ભાવ. હું રોટલી ખાઉંછું, એમાં હું ક્રિયાનાથ; કારણ કે હું ને બદલે અમે મૂકીએ તો ખાઇએ છીએ થઈ જાય છે, પણ રોટલીની જગાએ રોટલો લખીએ તો ખાઉંછું જ રહે છે માટે હું ક્રિયાનાથ. અમે ચોપડી વાંચી એમાં ચોપડી એ કર્મ ક્રિયાનાથ છે. મારાથી જવાયું એમાં ભાવ ક્રિયાનાથ છે.

(૧૯) પ્રયોગ એટલે શું ?

જ—પ્રયોગ=જોડાવું. ક્રિયાપદનું ક્રિયાનાથ સાથે જોડાવું તે પ્રયોગ છે. ક્રિયાનાથ કર્તા હોય તો **કર્તરિપ્રયોગ,** ક્રિયાનાથ કર્મ હોય તો **કર્મણિપ્રયોગ,** અને ક્રિયાનાથ ભાવ હોય તો **ભાવેપ્રયોગ** કહેવાય તે આવે છે, અમે ચોપડી વાંચી, તેનાથી ચલાયું. એમાં અનુક્રમે કર્તરિ, કર્મણિ ને ભાવે પ્રયોગ છે.

ભાવે પ્રયોગનું ક્રિયાપદ ત્રીજે પુરૂષ, નાન્યતરજાતિ અને એક વચનમાંજ રહે છે.

અકર્મક ક્રિયાપદ હોય તો કર્તરિ કે ભાવે પ્રયોગ થાયછે અને સકર્મક ક્રિયાપદ હોય તો કર્તરિ કે કર્મણિ પ્રયોગ થાય છે.

કર્તરિ પ્રયોગમાં સકર્મક ક્રિયાપદ હોય તો તે ભૂતકાળ કે વિધ્યર્થ વર્તમાનકાળ સિવાયના બીજા કાળમાં હોય છે અને કર્તા પહેલી વિભક્તિમાં હોય છે, અને કર્મણિ પ્રયોગ હોય તો કર્તા ત્રીજી વિભક્તિમાં હોય છે અને ક્રિયાપદ ભૂતકાળ કે વિધ્યર્થ વર્તમાનકાળમાં હોય છે.

(૨૦) કર્મણિ રચના વિષે જે જાણતા હો તે લખો.

જ—જે વાક્યમાં કર્મ પ્રાધાન્ય હોય તેને અથવા સકર્મક ક્રિયાપદના સત્યરૂપને કર્મણિ રચના કહે છે. જેમકે—હું ચોપડી લખું છું અને મારાથી ચોપડી લખાય છે. આ બે વાક્યોમાંના પહેલામાં લખું છું ક્રિયાપદ કર્તા "હું" ને પ્રાધાન્ય આપે છે અને બીજા વાક્યમાં લખાય છે ક્રિયાપદ કર્મ " ચોપડીને " પ્રાધાન્ય આપે છે, માટે બીજા વાક્યની રચના કર્મણિ કહેવાય.

(૨૧) ક્રિયાપદના મુખ્ય કાળ જણાવો.

જ—કાળ ત્રણ છે. (૧) **વર્તમાન કાળ** (૨) **ભૂત કાળ** (૩) **ભવિષ્ય કાળ.**

ચાલુ વખત તે **વર્તમાન કાળ,** ગયો વખત તે **ભૂત કાળ** અને હવે પછીનો વખત તે **ભવિષ્ય કાળ.**

ક્રિયાપદ જુદા જુદા અર્થમાં વપરાએલું હોઇ અર્થનો સંબંધ લેવાથી ઉપરનાં ત્રણ કાળનાં વધારે રૂપ થાય છે.

(૨૨) અર્થ એટલે શું ? તે કેટલા છે ?

જ—કર્તાના મનનો ભાવ જણાવનાર શબ્દ તે **અર્થ.** અર્થ ચાર છે. (૧) **નિશ્ચયાર્થ** (૨) **સંશયાર્થ કે સંકેતાર્થ** (૩) **આજ્ઞાર્થ** (૪) **વિધ્યર્થ.** કર્તાના મનનું એટલે ક્રિયાનું નિશ્ચયપણું જણાય તો નિશ્ચયાર્થ. જેમકે—હું લખું છું. શક પડતી વાત હોય કે સરત હોય તો સંશયાર્થ. જેમકે—હું જાઉં તો જાઉં, (નક્કી નહિ) હું આવું તો તે આવે. હુકમ કરીએ તો આજ્ઞાર્થ, જેમકે— તું જા, તું આવજે, વિધિ એટલે રીત બતાવે તે વિધ્યર્થ.—જેમકે બ્રાહ્મણે ન્હાવું જોઇએ.

(૨૩) કાળ સાથે અર્થ જણાવી બનતાં ક્રિયાપદનાં રૂપ લખો.

જ. **વર્તમાનકાળ.**

**નિશ્ચયાર્થ.**

| મૂળ રૂપ. | સહ્યરૂપ. | પ્રેરકરૂપ. |
|---|---|---|
| હું લખુંછું, અમે લખીએ છીએ. | મારાથી લખાયછે, અમારાથી લખાયછે. | હું લખાવુંછું, અમે લખાવીએ છીએ. |
| તું લખે છે, તમે લખો છો. | તારાથી લખાયછે, તમારાથી લખાયછે. | તું લખાવેછે, તમે લખાવો છો. |
| તે લખે છે, તેઓ લખે છે. | તેનાથી લખાયછે, તેઓથી લખાયછે. | તે લખાવેછે, તેઓ લખાવેછે. |

**સંશયાર્થ.**

| | | |
|---|---|---|
| હું લખું, અમે લખીએ. | મારાથી લખાય, અમારાથી લખાય. | હું લખાવું, અમે લખાવીએ. |
| તું લખે, તમે લખો. | તારાથી લખાય, તમારાથી લખાય. | તું લખાવે, તમે લખાવો. |
| તે લખે, તેઓ લખે. | તેનાથી લખાય, તેઓથી લખાય. | તે લખાવે, તેઓ લખાવે. |

**આજ્ઞાર્થ.**

| | | |
|---|---|---|
| તું લખ, તમે લખો. | ૦ | તું લખાવ, તમે લખાવો. |

**વિધ્યર્થ.**

| | | |
|---|---|---|
| લખવો, લખવા. | લખાવો, લખાવા. | લખાવવો, લખાવવા. |
| લખવી, લખવી. | લખાવી, લખાવી. | લખાવવી, લખાવવી. |
| લખવું, લખવાં. | લખાવું, લખાવું. | લખાવવું, લખાવવાં. |

## ભૂતકાળ.

### નિશ્ચયાર્થ.

| | | |
|---|---|---|
| લખ્યો, લખ્યા. | લખાયો, લખાયા. | લખાવ્યો, લખાવ્યા. |
| લખી, લખી. | લખાઈ, લખાઇ. | લખાવી, લખાવી. |
| લખ્યું, લખ્યાં. | લખાયું, લખાયાં. | લખાવ્યું, લખાવ્યાં. |

### સંશયાર્થ કે સંકેતાર્થ.

| | | |
|---|---|---|
| હું લખત, અમે લખત. | મારાથી લખાત, અમારાથી લખાત. | હું લખાવત, અમે લખાવત. |
| તું લખત, તમે લખત. | તારાથી લખાત, તમારાથી લખાત. | તું લખાવત, તમ લખાવત. |
| તે લખત, તેઓ લખત. | તેનાથી લખાત, તેઓથી લખાત. | તે લખાવત, તેઓ લખાવત. |

## ભવિષ્યકાળ.

### નિશ્ચયાર્થ કે સંશયાર્થ.

| | | |
|---|---|---|
| હું લખીશ, અમો લખીશું. | મારાથી લખાશે, અમારાથી લખાશે | હું લખાવીશ, અમે લખાવીશું. |
| તું લખીશ, તમે લખશો. | તારાથી લખાશે, તમારાથી લખાશે. | તું લખાવીશ, તમો લખાવશો. |
| તે લખશે, તેઓ લખશે. | તેનાથી લખાશે, તેઓથી લખાશે. | તે લખાવશે, તેઓ લખાવશે. |

### આજ્ઞાર્થ.

| | | |
|---|---|---|
| ૦ | તું લખજે, તમો લખજો. | ૧ |

ઉપર જે પ્રેરકરૂપ બતાવ્યાં છે તેનાં સહ્રરૂપ પણ થાય છે અને દ્વિત્વ પ્રેરકનાં રૂપ પણ થાય છે. જેમકે—લખાવાય છે, લખાવરાવે છે, વગેરે.

આ એક ધાતુનાં રૂપ આપ્યાં છે તે ઉપરથી બીજા ધાતુનાં રૂપ લખવાં અગર બોલવાં.

(૨૪) સહાયકારક ક્રિયાપદ કોને કહેવાં ?

જ—જે ક્રિયાપદો બીજા ક્રિયાપદની સાથે આવીને તે ક્રિયાપદના કાળમાં વધઘટ જણાવે છે, તે **સહાયકારક ક્રિયાપદ** છે, અને જેની સાથે આવે છે તે મુખ્ય ક્રિયાપદ છે. તે **લખતો હોય** છે એમાં લખતો મુખ્ય ક્રિયાપદ અને હોય છે સહાયકારક ક્રિયાપદ છે. એવાં ક્રિયાપદો **છ, હો,** જોઇએ વગેરે છે.

(૨૫) અપૂર્ણ ક્રિયાપદો કયાં કયાં છે ?

જ—જે ક્રિયાપદનાં તમામ કાળનાં રૂપ થતાં નથી તે **અપૂર્ણ ક્રિયાપદો** છે. જેમકે— છ, જોઇએ.

(૨૬) મિશ્રકાળ શું તે સમજાવો.

જ—સાત કૃદંતો પૈકી કાળદર્શક ચાર કૃદંતો ( વર્તમાન, ભૂત કે વિશેષભૂત, ભવિષ્ય ) સાથે છ કે હો ધાતુનું રૂપ આવીને જે ક્રિયાપદો બને છે તેને **મિશ્રકાળ** કહે છે; કારણ કે તે પાછળ આવનારાં ક્રિયાપદો માત્ર કાળમાંજ વધઘટ બતાવે છે, માટે તેને મિશ્રકાળ કહે છે.

વર્તમાનકૃદંત સાથે “છ” કે “હો” ધાતુનો વર્તમાનકાળ તે **દ્વિત્વવર્તમાનકાળ** કહેવાય. વર્તમાન કૃદંત સાથે “છ” કે “ હો ” ધાતુનો ભૂતકાળ તે **વર્તમાન ભૂતકાળ** કહેવાય વગેરે.

| | |
|---|---|
| લખતો હોય છે. દ્વિત્વવર્તમાનકાળ | લખ્યું હોયછે. ભૂતવર્તમાનકાળ |
| લખતો હતો. વર્તમાનભૂતકાળ | લખ્યું હતું. દ્વિત્વભૂતકાળ |
| લખતો હશે. વર્તમાનભવિષ્યકાળ | લખ્યું હશે. ભૂતભવિષ્યકાળ |
| લખેલું હોયછે, વિશેષ ભૂતવર્તમાનકાળ. | લખવાનું છે કે હોય છે, ભવિષ્ય વર્તમાનકાળ. |
| લખેલું હતું, વિશેષ દ્વિત્વભૂતકાળ. | લગાવાનું હતું ભવિષ્ય ભૂતકાળ. |
| લખેલું હશે, વિશેષભૂતભવિષ્યકાળ. | લખવાનું હશે, દ્વિત્વ ભવિષ્યકાળ. |

ઉપર બતાવેલાં રૂપો નિશ્ચયાર્થનાં છે. સંશય, સંકેત, આજ્ઞા કે વિધિનો અર્થ મિશ્રકાળમાં સમાએલો હોય તો મૂળ કૃદંત તેનું તેજ રહી માત્ર હો ધાતુના રૂપમાં ફેરફાર થાય છે. જેમકે—લખ્યું હોય, લખતો હોત, વગેરે.

(૨૭) "જોઇએ" ક્રિયાપદ વિષે સમજાવો.

જ—"જોઇએ" એમાં જોવાનો અર્થ હોય ત્યારે તો તે સકર્મક ક્રિયાપદ છે. જેમકે—આપણે પાણીમાં માછલાં જોઇએ છીએ. પણ એ સિવાય **જોઇએ** ક્રિયાપદ વપરાએલું હોય તો તે બે રીતે વપરાએલું હોય છે. (૧) એકલું આવે છે. (૨) બીજાં ક્રિયાપદની સાથે પણ આવે છે. જેમકે—મારે લાડુ **જોઇએ**, તેમણે લુગડાં **પહેરવાં જોઇએ.**

**જોઇએ** ક્રિયાપદ જ્યારે એકલું આવે ત્યારે એ અપૂર્ણ ક્રિયાપદ છે; કારણકે તેનું બધા કાળમાં રૂપ થતું નથી, અને અકર્મક હોય છે; પરંતુ જ્યારે તે મૂળ ક્રિયાપદ સાથે આવે ત્યારે મૂળ ક્રિયાપદનાં રૂપ પ્રમાણે પદચ્છેદ કરવું.

ઉદા૦—તેણે જવું **જોઇએ**—અપૂર્ણ અકર્મક ક્રિયાપદ, વિ.

થર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એક વચન, કર્તા તેણે, ભાવે પ્રયોગ.

તમારે ઘી ખાવું જોઈએ—સકર્મક ક્રિયાપદ, ખા ધાતુ. વિધ્યર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ ઘી, ત્રીજોપુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, કર્તા તેણે, ભાવે પ્રયોગ.

(૨૮) અકર્મક અને સકર્મકની વધારે સમજુતી આપો.

જ—કેટલાંક વ્યાકરણોમાં સકર્મકના શક્યભેદના ક્રિયાપદને અકર્મક તરીકે ગણતા હતા, પરંતુ ખરૂં જોતાં એમાં સત્તા કે શક્યતાનો અર્થ છે પણ તેથી કાંઈ કર્તા બદલાતો નથી, માટે સકર્મક ક્રિયાપદનું સત્તારૂપ હોય તો તેનું પદચ્છેદ સકર્મક ક્રિયાપદ તરીકેજ કરવું અને પાંચમી વિભક્તિવાળું નામ કર્તા તરીકે આવે. જેમકે—તેનાથી ચોપડી લખાઈ, રસોઈ કરાવાઇ, કપડું ધોવાયું વગેરે.

(૨૯) સંયુક્ત ક્રિયાપદ વિષે સમજુતી આપો.

જ—બે ક્રિયાપદો સાથે આવે તેમાં પહેલાની ક્રિયા થતી હોય અને બીજાની કિયા થતી ન હોય, પણ માત્ર પહેલાની ક્રિયામાં બીજા ક્રિયાપદ વડે ત્વરા અથવા પૂર્ણતા જણાતી હોય તો તે સંયુક્ત ક્રિયાપદ કહેવાય છે. જેમકે—તે છાપરેથી પડી ગયો. તેમાં પડયો ખરો પણ ગયો નથી. ખાંડ પાણીમાં મળી ગઇ, એમાં મળી છે ખરી પણ ગઇ નથી, તેમજ લખી રહ્યો, માર્યો ગયો, આવી ચૂકયો, ભૂલી ગયો વગેરે સંયુક્ત ક્રિયાપદો છે. પણ " તે છોડી મને હમણાં મળી ગઈ " એમાં મળીને પાછી ગઇ એવો અર્થ છે માટે તે સંયુક્ત ક્રિયાપદ કહેવાય નહિ.

(૩૦) સંયુક્ત ક્રિયાપદનું પદચ્છેદ કેમ કરવું ?

જ—સંયુક્ત ક્રિયાપદનું પદચ્છેદ કરવામાં ક્રિયાપદના પ્રકાર

( સકર્મક કે અકર્મક ), કર્તા, કર્મ વગેરે પ્રથમનાં ક્રિયાપદ પ્રમાણે લેવાં અને કાળ બીજા ક્રિયાપદ પ્રમાણે લેવો, ધાતુ બન્નેનો સાથે બોલવો, જેમકે—

ચુનીલાલ પાઠ **લખી રહ્યો**—લખ અને રહે ધાતુનું સંયુક્ત સકર્મક ક્રિયાપદ, મૂળરૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ, ક્રિયાનાથ ચુનીલાલ, ત્રીજેપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા ચુનીલાલ, કર્મ પાઠ, કર્તરિપ્રયોગ.

(૩૧) કેવાં ક્રિયાપદનું પદચ્છેદ જુદું કરવું અને કેવાનું સાથે કરવું ?

જ—મિશ્રકાળ, સંયુક્ત ક્રિયાપદ અને કોઇ ક્રિયાપદ સાથે "જોઇએ" ક્રિયાપદ આવેલું હોય તો ભેગું કરવું અને એ સિવાયનાં ક્રિયાપદો સાથે આવે તો પહેલાને કૃદંતમાં ગણી બીજાને ક્રિયાપદ તરીકે ગણવું. ગયો હશે, આવતો હોય, લખેલો છે, પડી ગયો, બેસી જા, લખવું જોઇએ વગેરેનું ભેગું કરવું અને કરવા માંડ્યું, આવી ગયો વગેરેનું જુદું કરવું.

(૩૨) વિભક્તિ વિષે સમજુતી આપો.

જ—બે શબ્દો વચ્ચે સંબંધ દેખાડનારા પ્રત્યયને **વિભક્તિ** કહે છે. આવા સંબંધ બે પ્રકારના છે. (૧) બે નામ વચ્ચે, (૨) નામ તથા ક્રિયાપદ વચ્ચે. આ બે સંબંધ સાત પ્રકારના પ્રત્યયોથી બતાવાય છે, માટે વિભક્તિ સાત માનેલી છે. બે નામ વચ્ચે સંબંધ બતાવનાર છઠ્ઠી વિભક્તિ છે માટે તેને **સબંધી વિભક્તિ** કહે છે, અને બાકીની નામ તથા ક્રિયાપદ વચ્ચે સંબંધ બતાવે છે માટે તેને **કારક વિભક્તિ** કહે છે.

(૩૩) સાતે વિભક્તિના પ્રત્યય કહો.

**જ**—પહેલીનો પ્રત્યય નથી, બીજીનો **ને**, ત્રીજીનો **એ**, ચોથીનો **ને**, પાંચમીનો **થી**, **થકી**, છઠ્ઠીનો **નો**, **ની**, **નું**, **ના**, **નાં**, **ને**, સાતમીનો **માં**, **એ**.

(૩૪) દરેક વિભક્તિ કેવી રીતે સંબંધ બતાવે છે તે દાખલા સાથે સમજાવો.

**જ**—પહેલી વિભક્તિ **કર્તા** તરીકે વપરાઇને ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે. જેમકે—**ચુનીલાલ** ગયો, **હું** આવ્યો.

બીજી વિભક્તિ **કર્મ** તરીકે વપરાઇને ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે. જેમકે—તેણે **રોટલી** ખાધી, હું **ગાયને** હાંકું છું.

ત્રીજી વિભકિત **કર્તા** કે **કરણ** તરીકે વપરાઇને ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે. જેમકે—**હરિલાલે** રૂપીઆ આપ્યા, **છરીએ** કાપ્યું.

ચોથી વિભક્તિ **સંપ્રદાન** એટલે જેને વસ્તુ આપવાની, મળવાની કે પહોંચવાની હોય તે શબ્દને આ વિભક્તિ લાગી ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે. જેમકે—**હરિલાલને** બે રૂપીઆ આપો, **મગનને** સંદેશો કહેજો

પાંચમી વિભક્તિ **અપાદાન** એટલે સંપ્રદાનથી ઉલટું એટલે અવધિ, વિયોગ તથા વત્તા ઓછાપણું બતાવવામાં વપરાઈ ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે. જેમકે—**ગામથી** અર્ધો માઇલ દૂર, **સુરતથી** આવ્યો, અમદાવાદ **સુરતથી** મોટું છે. ક્રિયાપદનું સહ્યરૂપ કે કર્મણિ રચના હોય ત્યારે પાંચમી વિભક્તિનો શબ્દ કર્તા તરીકે વપરાય છે.

છઠ્ઠી વિભક્તિ બે નામ વચ્ચે કે સર્વનામ અને નામની વચ્ચે **સંબંધ** બતાવે છે. જેમકે—**ચુનીલાલનો** છોકરો, **તેનો** કાકો,

**ઘોડાને** પગે, **માણસને** માથે.

સાતમી વિભક્તિ **સ્થળ** અને **અધિકરણ** અર્થે વપરાઈ ક્રિયાપદ સાથે સંબંધ બતાવે છે. જેમકે **ગામમાં** ગયો, **નિશાળે** ગયો, **ઝાડે** ચઢ્યો

(૩૫) "એ" પ્રત્યય સાતમીનો ક્યારે ગણવો અને ત્રીજીનો ક્યારે ગણવો ?

જ—કર્તા કે કરણનો અર્થ બતાવે તો ત્રીજી, અને અધિકરણનો **અર્થ** બતાવે તો સાતમી વિભક્તિ ગણવી. જેમકે—**કુહાડીએ** કાપ્યું ત્યાં ત્રીજી, અને **ભીંતે** કાગળ ચોઢ, ત્યાં સાતમી.

(૩૬) "**ને**" પ્રત્યય કઈ કઇ વિભક્તિને લાગે છે અને તે શી રીતે ઓળખાય ?

જ—બીજી, ચોથી અને છઠ્ઠી વિભક્તિનો "**ને**" પ્રત્યય છે, કર્મ હોય તો બીજી, સંપ્રદાન હોય તો ચોથી અને સંબંધ હોય તો છઠ્ઠી વિભક્તિ કહેવો. **કુતરાને** કાઢી મૂકો, એમાં બીજી, **બ્રાહ્મણને** દાન આપો, એમાં ચોથી અને **માણસને** માથે પાઘડી છે એમાં છઠ્ઠી વિભક્તિ છે.

(૩૭) કયા કયા વર્ગના શબ્દને વિભક્તિ લાગે ?

જ—નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત ને વિભક્તિના પ્રત્યય લાગે છે, પરંતુ કોઈ વખતે અવ્યયને વિભક્તિ લાગી હોય તેવું ઉપર ઉપરથી જણાય છે પણ તે વિભક્તિ નથી. જેમકે—અહીંથી, ત્યાંનો, કયારનો વગેરે શબ્દોમાં **થી**, **નો** એ જુદા પ્રત્યય જેવું જણાય છે પણ તે વિભક્તિ નથી, કારણકે વિભક્તિ હોય તો તે શબ્દને સાતે વિભક્તિ લાગવી જોઇએ પણ અહીંને, અહીંએ, અહીંમાં,

એમ થતું નથી માટે અહીંથી એ પાંચમી વિભક્તિ નથી; પરંતુ અહીંથી, ત્યાંનો, ક્યારનો, ઉપરથી એ અવ્યય તરીકેનાજ શબ્દો છે, અને તેમને અવ્યયજ કહેવા.



## પદચ્છેદના નમુના.

(૩૮) નીચેનાં વાક્યોમાં જે શબ્દો મોટા અક્ષરે લખ્યા છે તે શબ્દોનું પદચ્છેદ કરો.

તે **બહુ** દોડયો, છોકરો **ધીમેધીમે** જાય છે, તેમણે રસોઈ **કરાવી**, પ્રભુનું **સ્મરણ કરવું** એ મનુષ્યનો ધર્મ છે, મેડા **ઉપર** બેઠા છે, **અહીં** આવ, **બાઇને** આવજે, **મણિલાલને** બે રૂપીઆ આપો, હિરાચંદ નિશાળેથી ઉઠી ગયો, તેઓ **આવતા હશે**, તે-ઓથી તળાવ **ખોદાયું**, તેનાથી **ચલાય** છે, તે આવે તો **આવે**, તે માણસ કન્યાનું હરણ **કરી** ગયો, **ઘોડાને** પગે વાગ્યું, હરિલાલ ઘેર **નથી.**

જ—**બહુ**—ક્રિયાવિશેષણ અથવા વિધિવાચક વિશેષણ.

**ધીમેધીમે**—રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

**કરાવી**—સકર્મક ક્રિયાપદ, કર ધાતુ, પ્રેરકરૂપ, નિશ્ચયાર્થ ભુ-તકાળ, ક્રિયાનાથ રસોઇ, ત્રીજોપુરૂષ, નારીજાતિ, એકવચન, કર્તા તેમણે, કર્મ રસોઇ, કર્મણિ પ્રયોગ.

**સ્મરણ**—ભાવવાચક નામ, નાન્યતર જાતિ, કર્મ અર્થે બીજી-નું એકવચન.

**કરવું**—સામાન્ય કૃદંત, નાન્યતર જાતિ, એકવચન.

**ઉપર**—નામયોગી અવ્યય.

**અહીં**—ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

**ખાઇને**—સંબંધક ભૂતકૃદંત.

**આવજે**—અકર્મક ક્રિયાપદ, આવ ધાતુ, મૂળરૂપ, આજ્ઞાર્થ ભવિષ્યકાળ, ક્રિયાનાથ તું અધ્યાહાર, બીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્તરિ પ્રયોગ.

**મણિલાલને**—વિશેષનામ, નરજાતિ, ચોથીનું સંપ્રદાન અર્થે એકવચન.

**ઉઠી ગયો**—ઉઠ અને જા ધાતુનું સંયુક્ત અકર્મક ક્રિયાપદ, મૂળરૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ, ક્રિયાનાથ હીરાચંદ, ત્રીજોપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તરિપ્રયોગ.

**આવતો હશે**—અકર્મક ક્રિયાપદ, આવ ધાતુ, મૂળરૂપ, સંશયાર્થ વર્તમાન ભવિષ્યકાળ, ક્રિયાનાથ તેઓ, ત્રીજોપુરૂષ, નરજાતિ, બહુવચન, કર્તા તેઓ, કર્તરિ પ્રયોગ.

**ખોદાયું**—સકર્મક ક્રિયાપદ, ખોદ ધાતુ, સહ્યરૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ, ક્રિયાનાથ તળાવ, ત્રીજોપુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, કર્તા તેઓ, કર્મ તળાવ, કર્મણિ પ્રયોગ.

**ચલાય છે**—અકર્મક ક્રિયાપદ, ચાલ ધાતુ, સહ્યરૂપ, નિશ્ચયાર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજોપુરૂષ, નાન્યતરજાતિ એકવચન, કર્તા તેઓ, ભાવે પ્રયોગ.

**આવે**—અકર્મક ક્રિયાપદ, આવ ધાતુ, મૂળરૂપ, સંશયાર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ તે, ત્રીજોપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા તે, કર્તરિ પ્રયોગ.

**કરી**—સંબંધક ભૂતકૃદંત.

**ગયો**—અકર્મક ક્રિયાપદ, જા ધાતુ, મૂળરૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ, ક્રિયાનાથ તે, ત્રીજોપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા તે, કર્તરિપ્રયોગ.

**ઘોડાને**—સામાન્ય નામ, નરજાતિ, છઠ્ઠીનું સંબંધાર્થે એકવચન.

**નથી**—અકર્મક ક્રિયાપદ, છ ધાતુનું અકર્ણરૂપ, નિશ્ચયાર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ હરિલાલ, ત્રીજોપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તરિ પ્રયોગ.



## સંધિના નિયમો.

શબ્દો છૂટા પાડવામાં સંધિના નિયમો જાણવાની જરૂર છે માટે આ નીચે આપ્યા છે.

(૩૯) સંધિ એટલે શું અને તેના મુખ્ય નિયમો લખો.

**જ**—સંધિ એટલે સંધાવું, જોડાવું. બે શબ્દ પાસે પાસે આવેલા હોય અને પહેલા શબ્દનો અંત્ય સ્વર કે વ્યંજન બીજા શબ્દના આદિ સ્વર કે વ્યંજન સાથે મળી જાય તેને **સંધિ** થઇ કહે છે. સંધિ બે પ્રકારની છે. (૧) સ્વરસંધિ (૨) વ્યંજનસંધિ.

(૪૦) સજાતિ અને વિજાતિ સ્વરો ગણાવો.

**જ**—અ ને આ, ઇ ને ઈ, ઉ ને ઊ, ઋ ને ૠ એ સજાતિ સ્વરો છે અને તે સિવાયના બાકીના વિજાતિ સ્વરો છે.

(૪૧) સ્વરસંધિના નિયમો દાખલા સાથે લખો.

(૧). બે સજાતિ સ્વરો સાથે આવે તો બન્નેને બદલે તેજ જાતનો દીર્ઘસ્વર થાય છે. જેમકે—અ+અ=આ; સૂર્ય+અસ્ત=સૂર્યાસ્ત, અ+આ=આ; ધર્મ+આત્મા=ધર્માત્મા, આ+અ=આ; વિદ્યા+અ-

ભ્યાસ=વિદ્યાભ્યાસ, આ+આ=આ; મહા+આત્મા=મહાત્મા, ઇ+ઈ=ઈ; હરિ+ઇચ્છા=હરીચ્છા, ઉ+ઉ=ઊ; ભાનુ+ઉદય=ભાનૂદય.

(૨) અ કે આ પછી ઇ કે ઈ આવે તો એ, ઉ કે ઊ આવે તો ઓ, અને ઋ કે ૠ આવે તો અર્ થાય છે. પરમ+ઇ-શ્વર=પરમેશ્વર, મહા+ઇન્દ્ર=મહેન્દ્ર, સૂર્ય+ઉદય=સૂર્યોદય, શાળા+ઉપયો-ગી=શાળોપયોગી, દેવ+ઋષિ=દેવર્ષિ, મહા+ઋષિ=મહર્ષિ.

(૩) અ કે આ પછી એ કે ઐ આવે તો ઐ અને ઓ કે ઔ આવે તો ઔ થાય છે. એક+એક=એકૈક, દેવ+ઐશ્વર્ય=દેવૈ-શ્વર્ય, વન+ઓષધિ=વનૌષધિ.

(૪) હ્રસ્વ કે દીર્ઘ ઇ, ઉ કે ઋ પછી કોઇપણ સ્વર આવે તો ઇ, ઉ ને ઋ નો અનુક્રમે ય્, વ્, ર્ થાય છે. અતિ+અંત=અત્યંત, લઘુ+આદિ=લઘ્વાદિ.

(૫) એ, ઐ, ઓ, ઔ પછી કોઇપણ સ્વર આવે તો આં સ્વરોને બદલે અનુક્રમે અય્, આય્, અવ્, આવ્ થાય છે. ગૈ+અન=ગાયન, નૌ+ઇક=નાવિક.

(૪૨) વ્યંજન સંધિના નિયમો લખો.

જ—ક થી મ સુધીના વર્ગીય અક્ષરો ગણાય છે તેમાં નીચે પ્રમાણે પ્રકાર પડે છે.

| સ્થાન. | અઘોષ. | ઘોષ. | અનુનાસિક. |
|---|---|---|---|
| કંઠ્ય. | ક્, ખ્ | ગ્, ઘ્ | ઙ્ |
| તાલવ્ય. | ચ્, છ્ | જ્, ઝ્ | ઞ્ |
| મૂર્ધન્ય. | ટ્, ઠ્ | ડ્, ઢ્ | ણ્ |
| દંત્ય. | ત્, થ્ | દ્, ધ્ | ન્ |
| ઓષ્ઠ્ય. | પ્, ફ્ | બ્, ભ્ | મ્ |

(૧) અઘોષ વ્યંજન પછી ઘોષ વ્યંજન કે સ્વર આવે તો અઘોષ વ્યંજનને બદલે તેજ સ્થાનનો ત્રીજો અક્ષર થાય છે. જેમકે—વાક્+ઝટ=વાગ્ઝટ, સત્+આચાર=સદાચાર, સત્+ઉપયોગ=સદુપયોગ.

(૨) દંત્યસ્થાની વ્યંજનં પછી તાલવ્ય, મૂર્ધન્ય કે લ આવે તો દંત્યસ્થાનીને બદલે પાછળ આવનાર અક્ષરને મળતો અક્ષર થાય છે. જેમકે—સત્+ચરિત્ર=સચ્ચરિત્ર, સત્+જન=સજ્જન, ઉત્+લ્લાસ=ઉલ્લાસ.

(૩) વર્ગીય કોઈ વ્યજંન પછી અનુનાસિક આવે તો તે વ્યંજનને બદલે પોતાના વર્ગનો અનુનાસિક થાય છે. જેમકે જગત્+નાથ=જગન્નાથ, ઉદ્+મત=ઉન્મત.



# ભાષા.

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં ભાષાનો પેપર લખાણ તરીકે આજ સુધી આવતો નહોતો માત્ર તે વિષયની પરીક્ષા મોંઢેજ લેવામાં આવતી હતી. ગઈ સાલ એટલે સને ૧૯૧૬ થી લખાણ તરીકે તેનો પેપર આવે છે.

### ૧૯૧૬

૧. નીચેની ટુંકો સંબંધ બતાવીને સમજાવો—

(अ) સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાંરે, મારો નાવલીઓ નિર્દોષ.

(ब) કંચનમણિનો દેવ, જેમ વેચાયો કડકે;
સુકુમારો તુજ દેહ, તેમ વેંચાયો ભડકે.

(क) મહીરૂપી મૃણ્મય કોડીઉં છે, દિવેલ જાણે જળ આ ભર્યું છે;
દીવાસળી લગ્ન સરૂપી લાગી, જાણે રવિ દીપક જ્યોત લાગી.

(ड) ડોલાં ખાય સુકાન કામ ન કરે ક્યાં કોઇ દેખાય છે ?
ખૂટ્યાં સાધન સર્વ ગર્વ ન રહ્યો હૈયું વલોવાય છે.

(इ) તુહિન વપુ પર ધરે શમાવા, ત્રિવિધ તાપ અપાર;
રસ ફૂંકી મૃદુ ગાન કરે જેમ, દઢવત કૃષ્ણ મોરાર.

જ—ઉપરની લીટીઓ કઇ કવિતામાં શા સંબંધમાં વપરાઈ છે તે બતાવવું તથા સમજણ માટે અર્થ જુઓ.

૨. તમારી સ્થિતિ સુધારવા તમે શા શા ઉપાય યોજશો તે જણાવો.

જ—સાતમી ચોપડી પાઠ ૩૯ જુઓ.

૩. સોક્રેટીસની જીંદગીનું ટૂંકામાં વર્ણન કરો.

જ—સાતમી ચોપડી પાઠ ૩૮ જુઓ.

૪. નીચેના શબ્દો વ્યુત્પત્તિ કરીને અથવા છૂટાપાડીને સમજાવો.

શ્યામશરીર, પ્રજાસત્તાક, તીર્થંકર, ચિત્તવેધક, દષ્ટિવિદ્યા, પંકજ, અનૃત, ઉંબર, સંતતિ, તિમિંગલ, ચમૂપતિ, આદર્શ, નિરંજન, સંગેમરમર.

જ—**શ્યામશરીર**=( સ્યામ=કાળા+શરીર ) કાળા શરીરવાળા, શ્રીકૃષ્ણ.

**પ્રજાસત્તાક**=(પ્રજા+સત્તાક) પ્રજાને તાબે.

**તીર્થંકર**=સંસારમાંથી તારનાર.

**ચિત્તવેધક**=( ચિત્ત=મન+વેધક=વીંધી નાંખે એવાં) મનને વીંધી નાંખે એવાં.

**દૃષ્ટિવિદ્યા**=( દષ્ટિ+વિદ્યા ) પ્રકાશ સંબંધી જે શાસ્ત્ર તે.

**પંકજ**=(પંક=કાદવ+જ=જન્મેલું ) કાદવમાં જન્મેલું, કમળ.

**અનૃત**=(અ=નહિ+નૃત=સાચું) સાચું નહિ, અસત્ય.

**ઉંબર**=ઉમરો.

**સંતતિ**=( સમ+તન્ ધાતુ) વંશને વધારનાર, છૈયાંછોકરાં.

**તિમંગલ**=મોટું માછલું.

**ચમૂપતિ**=(ચમૂ=લશ્કર+પતિ=ધણી-ઉપરી) લશ્કરનો ઉપરી, સેનાપતિ

**આદર્શ**=(આ+દશ ધાતુ=દેખાડવું) આરસી.

**નિરંજન**=( નિર+અંજન=અઞ્જ્ ધાતુ ) પરમેશ્વર.

**સંગેમરમર**=એક જાતનો પત્થર છે, આરસ.

૫. (અ) નીચેના વાક્યનું પૃથક્કરણ કરો.

તે એવી વખતસર કામ કરનાર અને ચપળ હતી કે, સર્વ પ્રકારની રાજકીય બાબતોપર લક્ષ આપવા તેને જોઇતો અવકાશ મળતો.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. | | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયા પૂરક. | |
| તે એવી ............ મળતો. | મિશ્ર. | તે. | ... | હતી. | સર્વ પ્રકારની ...... <br> એવી વખતસર... ...... <br> ચપળ. | ... |
| સર્વપ્રકારની .........મ-ળતો. | નામ રૂપી પેટા વાક્ય. | અવકાશ. | સર્વ પ્રકા-રની... <br> ......... જોઇતો. | મળતો | ૦ | ... |

(ખ) નીચેના વાક્યમાંના નિશાન કરેલા શબ્દનું પદચ્છેદ કરો.

એક વખત તે બહાર ગયો ત્યારે મારા કુતરા ડાયમંડે મીણ-બત્તી ઉપી વાળી મેજ ઉપર મૂકેલા કાગળો બાળી મૂક્યા.

જ—બહાર—ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

મારા—પહેલો પુરૂષ સર્વનામ, નરજાતિ, સંબંધ અર્થે છ-ઠ્ઠીનું એકવચન.

કુતરા—સામાન્યનામ, નરજાતિ, કર્તા અર્થે ત્રીજીનું એકવચન.

ઉંધીવાળી—સંબંધક ભૂતકૃદંત.

મૂકેલા—વિશેષ ભૂતકૃદંત.

બાળી મૂક્યા—બાળ અને મૂક ધાતુનું સંયુક્ત સકર્મક ક્રિ-યાપદ, મૂળરૂપ, નિશ્ચયાર્થ ભૂતકાળ, ક્રિયાનાથ કાગળો, ત્રીજોપુરૂપ, નરજાતિ, બહુવચન, કર્તા ડાયમંડે, કર્મ કાગળો, કર્મણિપ્રયોગ.

(ક) નીચેના શબ્દો દાખલા આપી સમજાવો.

પ્રયોગ, ક્રિયાનાથ, ઉભયાન્વયી અવ્યય, સમાસ, વિભક્તિ.

જ—પ્રયોગ—વ્યાકરણનો વિષય કલમ ૧૯ જુઓ.

ક્રિયાનાથ - વ્યાકરણનો વિષય કલમ ૧૮ જુઓ.

ઉભયાન્વયીઅવ્યય—વ્યાકરણનો વિષય કલમ ૧૪ જુઓ.

સમાસ—જ્યારે બે કે વધારે શબ્દો એકઠા મળી તેનો એક શબ્દના જેવોજ ઉપયોગ થાય છે, ત્યારે તે શબ્દોનો સમાસ થયો કહેવાય.

વિભક્તિ—વ્યાકરણનો વિષય કલમ ૩૨ જુઓ.

૬. પ્રાચીન રોમ અથવા પ્રાચીન ગ્રીસ વિષે જે જાણતા હો તે બધું લખો.

જ—સાતમી ચોપડી પાઠ ૩૪ અને ૪૭ જુઓ.

# પ્રાવેશિક પરીક્ષા.

## ૧૯૦૮

૧. નીચેના શબ્દોના અર્થ દૃષ્ટાંત આપીને સમજાવો:—

(अ) પ્રેરક ભેદ; (ब) સામાન્યજાતિ; (क) કારક વિભક્તિ; (ड) સહાયકારક ક્રિયાપદ; (ई) સકર્મક કર્મણિ પ્રયોગ; (फ) સંબંધી સર્વનામ; (ग) ભૂતકૃદંત.

જ—(अ) વ્યાકરણનો વિષય કલમ ૧૭ જુઓ.

(ब) જે શબ્દો અમુક મુકરર જાતિમાં નહિ પણ કોઇ માણસો નરજાતિમાં, કોઇ નારીજાતિમાં અને કોઇ નાન્યરજાતિમાં પણ બોલે છે તેની સામાન્યજાતિ કહેવાય છે. ઉ૦—માણસ કેવો અને માણસ કેવું. સોપારી, તમાકુ, કેવી, કેવું. ગુજરાત કેવો, કેવી, કેવું. તેમજ ઓળખાણ, હિંદુસ્તાન વગેરે.

(क) વ્યાકરણના વિષયમાં કલમ ૩૨ જુઓ.

(ड) વ્યાકરણના વિષયમાં કલમ ૨૪ જુઓ.

(ई) વ્યાકરણના વિષયમાં કલમ ૧૯ જુઓ.

(फ) વ્યાકરણના વિષયમાં કલમ ૪ જુઓ.

(ग) વ્યાકરણના વિષયમાં કલમ ૧૨ જુઓ.

૨. નીચેના વાકયનું પૃથક્કરણ કરો.

<u>જેની</u> સાથે <u>ઓળખાણ</u> નથી એવા અંગ્રેજ ગૃહસ્થનું ઓળખાણ <u>કરાવવાને</u> કોઇએ આપણને તેના ઉપરનો કાગળ <u>આપ્યો</u> <u>હોય</u> તો તે કાગળ આપણે તેને <u>હાથોહાથ</u> આપવો નહિ; પણ આપણા નામવાળા કાર્ડની સાથે તે કાગળ તે ગૃહસ્થને તેના ચાકર સાથે <u>પહોંચાડવો.</u>

| વાક્ય. | પ્રકાર. | સંયુક્ત વાક્ય હોય તો તેમાં આવેલાં જુદાં જુદાં વાક્યો. |
|---|---|---|
| જેની સાથે ........... પહોંચાડવો. | સંયુક્ત. | (૧) જેની સાથે ઓળખાણ નથી એવા અંગ્રેજ ગૃહસ્થનું ઓળખાણ કરાવવાને કોઇએ આપણને તેના ઉપરનો કાગળ આપ્યો હોય; (૨) તે કાગળ આપણે તેને હાથોહાથ આપવો નહિ. (૩) આપણા નામવાળા કાર્ડના સાથે તે કાગળ તે ગૃહસ્થને તેના ચાકર સાથે પહોંચાડવો. |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. |  | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
|  |  |  |  | ક્રિયાપદ. | પૂરક |  |
| જેની સાથે ........... આપ્યો હોય. | મિશ્ર. | કોઇએ | ... | આપ્યો હોય | આપણને તેના ઉપરનો કાગળ | જેની સાથે ઓળખાણ નથી એવા અંગ્રેજ ગૃહસ્થનું ઓળખાણ કરાવવાને. |
| જેની સાથે ઓળખાણ નથી. | સાદું. | ઓળખાણ. | ... | નથી | ... | જેની સાથે. |
| તે કાગળ ........... આપવો નહિ. | સાદું. | આપણે. | ... | આપવો. | તે કાગળ, તેને | નહિ હાથોહાથ. |

| આપણા નામ વાળા. ............ પહોંચાડવો. | સારૂં. | (આપણે) અધ્યાહાર | ... | પહોંચાડવો | તે કાગળ, તે ગૃહસ્થને | આપણા નામવાળા કાર્ડની સાથે, તેના ચાકર સાથે. |
|---|---|---|---|---|---|---|

૩. પ્રશ્ન નંબર ૨ જામાં જે શબ્દોની નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ લખો.

**જેની**—સંબંધી સર્વનામ, નરજાતિ, છઠ્ઠીનું સંબંધાર્થે એકવચન.

**ઓળખાણ**—ભાવવાચક નામ, સામાન્યજાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન. નથી ક્રિયાપદનો કર્તા.

**કરાવવાને**—સામન્ય કૃદંત નામ, નાન્યતરજાતિ, ચતુર્થીનું હેત્વર્થે એકવચન.

**આપ્યો હોય**—સકર્મક ક્રિયાપદ, આપ ધાતુનું મૂળરૂપ, મૂળભેદ, સંશયાર્થ ભૂતવર્તમાનકાળ, ક્રિયાનાથ કાગળ, ત્રીજોપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા આપણે, કર્મ કાગળ, કર્મણિ પ્રયોગ.

**હાથોહાથ**—રીતીદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

**આપવો**—સકર્મક ક્રિયાપદ, આપ મૂળધાતુનું મૂળરૂપ, મૂળભેદ, વિધ્યર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ કાગળ, ત્રીજોપુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા આપણે, કર્મ કાગળ, કર્મણિપ્રયોગ.

**પહોંચાડવો**—સકર્મક ક્રિયાપદ, પહોંચ મૂળધાતુનું પ્રેરકરૂપ, પહોંચાડ ધાતુ, મૂળભેદ, વિધ્યર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ કાગળ, ત્રીજોપુરૂષ, એકવચન, કર્તા આપણે, કર્મ કાગળ, કર્મણિ પ્રયોગ.

૪. નીચેના વિષયોમાંથી ગમે તે એક વિષય ઉપર નિબંધ લખો.

(૧) વિદ્યાર્થીઓને અંગકસરતની જરૂર.

(૨) પરોપકાર.

જ—નિબંધનો વિષય જોવાથી જણાશે.

**૧૯૦૯**

૧. નીચેના વિષયોમાંથી ગમે તે એક વિષયપર આશરે ૩૦ લીટીનો નિબંધ લખો.

(૧) ચોમાસાનું વર્ણન, (૨) સર્વથકી સંસાર વિષે છે સદા સુખી સંતોષી.

જ—નિબંધનો વિષય જુઓ.

૨. નીચેના વાક્યનું પૃથક્કરણ કરો.

આપણે દરરોજ યંત્રો તો ઘણાં જોઇએ છીએ, અને તેમનો ઉપયોગ પણ કરીએ છીએ; પરંતુ યંત્રનો અર્થ શો એમ કોઇ આપણને પૂછે, તો તેનો યોગ્ય ઉત્તર ભાગ્યેજ આપી શકીશું.

| વાકય. | પ્રકાર. | સંયુક્ત વાકય હોય તો તેમાં આવેલાં જુદાં જુદાં વાક્યો. |
|---|---|---|
| આપણે દરરોજ ........... આપી શકીશું. | સંયુક્ત. | (૧) આપણે દરરોજ યંત્રો તો ઘણાં જોઇએ છીએ.<br>(૨) તેમનો ઉપયોગ પણ કરીએ છીએ.<br>(૩) યંત્રનો અર્થ શો એમ કોઇ આપણને પૂછે.<br>(૪) તેનો યોગ્ય ઉત્તર ભાગ્યેજ આપી શકીશું. |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. | | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયાપદ | પૂરક. | |
| આપણે... જોઇએ છીએ. | સાદું. | આપણે | ... | જોઇએ છીએ. | યંત્રો ઘણાં. | દરરોજ. |
| તેમનો...કરીએ છીએ. | સાદું. | (આપણે) અધ્યાહાર | ... | કરીએ છીએ. | તેમનો ઉપયોગ. | પણ. |
| યંત્રનો... એમ પૂછે. | મિશ્ર. | (કોઇ) અધ્યાહાર. | ... | પૂછે. | યંત્રનો અર્થ શો. | એમ. |
| યંત્રનો અર્થ શો. | સાદું. | અર્થ. | યંત્રનો. | (છે) અધ્યાહાર. | શો. | ... |
| તેનો યોગ્ય ............ આપી શકીશું. | સાદું. | (આપણે) અધ્યાહાર. | ... | આપી શકીશું | તેનો યોગ્ય ઉત્તર. | ભાગ્યેજ. |

૩. બીજા પ્રશ્નમાં જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ લખો.

દરરોજ—કાળદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

ઘણાં—વિશેષણ, વિશેષ્ય યંત્રો નાન્યતરજાતિ બહુવચન.

પણ—અધિકતાર્થદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

અર્થ—ભાવવાચક નામ, નરજાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન.

શો—પ્રશ્નાર્થ સર્વનામ વિશેષણ રૂપે, નરજાતિ, એકવચન.

કોઈ—અનિશ્ચિત સર્વનામ, નરજાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન.

પૂછે—સકર્મક ક્રિયાપદ. પૂછ મૂળધાતુનું મૂળરૂપ, મૂળભેદ, સંશયાર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ કોઈ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા કોઈ, કર્મ "યંત્રનો અર્થ શો છે." સકર્મક કર્તરિ પ્રયોગ.

૪. નીચેના વાક્યને સુધારી ફરીથી લખો.

સુર્યનાં કીરણ પુથવીની સપાટીપરના તમામ, ભાગમાં લંબ પડતા નથી. પ્રથ્વીની ધરી વાંકી ન હોત તો સુર્યનાં કિર્ણ વિશુવ્રતપર લંબ પડી ત્યાં સદા ઉનાળો રહેત. પરંતુ પૃથ્વીનો આંસ નમેલો હોઈ પૃથ્વિ વારસિક ગતિ કરે છે, તેથી સુર્ય હંમેશાં વિશુવ્રત પર નહોતાં ૭ મહીના તેની ઉતરે અને ૭ મહીના તેની દક્ષણે આવેલો જણાય છે.

જ—સુધારેલું વાક્ય નીચે મુજબ થાય.

સૂર્યનાં કિરણ પૃથ્વીની સપાટીપરના તમામ ભાગમાં લંબ પડતાં નથી. પૃથ્વીની ધરી વાંકી ન હોત તો સૂર્યનાં કિરણ વિષુવવૃતપર લંબ પડી ત્યાં સદા ઉનાળો રહેત, પરંતુ પૃથ્વીનો આંસ નમેલો હોઈ પૃથ્વી વાર્ષિક ગતિ કરે છે, તેથી સૂર્ય હંમેશાં વિષુવવૃતપર નહોતાં છ મહીના તેની ઉત્તરે અને મહીના તેની દક્ષિણે આવેલો જણાય છે.

૫. નીચેના શબ્દોની વ્યુત્પત્તિ આપો. અને એરીજ રીતે થએલા દરેક શબ્દના જેવા બીજા પાંચ પાંચ ગુજરાતી શબ્દોના દાખલા આપો.

પ્રીતિ, કાર્ય, વાર્ષિક, જોગ.

પ્રીતિ=( प्री ધાતુ=ચાહવું+त ભૂતકૃદંતનો પ્રત્યય+ई નારીજાતિ દર્શક પ્રત્યય ) જેમાં ચાહવાપણું રહેલું છે તે. સ્થિતિ, મિતિ, ગતિ, ભ્રાંતિ, શાંતિ.

કાર્ય=( कृ ધાતુ=કરવું+य યોગ્યતાનો અર્થસૂચક પ્રત્યય ) કામ. ધાન્ય, પથ્ય, આદ્ય, ગુણ્ય, ભાન્ય.

વાર્ષિક=( वर्ष=વર્ષ+इक=વાળી, સંબંધની. इक પ્રત્યય લાગતાં ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે તે મુજબ વર્ષનો વાર્ષ+ઇક ) વર્ષની, વરસ સંબંધની. ધાર્મિક, પ્રાવેશિક, લાક્ષણિક, ઐતિહાસિક.

જોગ=( युज् ધાતુ=જોડવું. તે ઉપરથી योग અને તેનો અપભ્રંશ થઇ જોગ ) મેળાપ. જજમાન, જત્ર, જુગ, જોગી, જાત્રા વગેરે.

૧૯૧૦

૧. નીચેના ગમે તે એક વિષયપર સુમારે ૩૦ લીટીઓનો નિબંધ લખો.

(अ) દેશાટનથી થતા લાભ. (ब) રામાયણનો સાર.

જ—નિબંધનો વિષય જોવાથી જણાશે.

૨. નીચેના વાક્યનું પૃથક્કરણ કરો.

નરસિંહ મહેતાનાં અને મીરાંબાઇનાં કાવ્યોમાં કૃષ્ણના અવતારનું મહત્ત્વ સ્વીકારેલું છે, પણ તેમની કવિતાનો મર્મ સમજીએ તો તેમનાં હૃદયમાં એથી પણ કંઇ મોટી વાતો રમી રહી હતી.

| વાક્ય. | પ્રકાર. | સંયુક્ત વાક્ય હોય તો તેમાં આવેલાં જુદાં જુદાં વાક્ય. | | | | |
|---|---|---|---|---|---|---|
| નરસિંહ મહેતાનાં... રમી રહી હતી. | સંયુક્ત | (૧) નરસિંહ મહેતાનાં અને મીરાંબાઇનાં કાવ્યોમાં કૃષ્ણના અવતારનું મહત્ત્વ સ્વીકારેલું છે. (૨) તેમની કવિતાનો મર્મ સમજીએ તો તેમનાં હૃદયમાં એથી પણ કંઇ મોટી વાતો રમી રહી હતી. | | | | |
| | | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. ક્રિયાપદ | વિધેય. પૂરક. | વિધેય વર્ધક. |
| નરસિંહ મહેતાનાં... ...સ્વીકારેલું છે. | સાદું. | (કર્તાએ) અધ્યાહાર | ... | સ્વીકારેલું છે. | કૃષ્ણનાઅવતારનું મહત્ત્વ. | નરસિંહ મહેતાનાં અને મીરાંબાઇનાં કાવ્યોમાં. |
| તેમની કવિતાનો... ...રમી રહી હતી. | મિશ્ર. | વાતો | એથી કંઈ મોટી. | રમી રહી હતી. | ... | તેમની કવિતાનો મર્મ સમજીએ, તો તેમના હૃદયમાંજ. |
| તેમની કવતાનો... ...સમજીએ. | ક્રિ. વિ. રૂપીગૌણ વા- | (આપણે) અધ્યાહાર | ... | સમજીએ. | તેમની કવિતાનોમર્મ | .......... |

| ક્યરીત વાચક નં. ૨ ના વાક્યનું. | | | | |
|---|---|---|---|---|

૩. પ્રશ્ન બીજામાં જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ લખો.

**નરસિંહ**—વિશેષનામ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન. ( કાવ્યોની સાથે સંબંધ. )

**તેમની**--ત્રીજો પુરૂષ સર્વનામ, નાન્યતરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું બહુવચન. ( કવિતાનો એ શબ્દ સાથે સંબંધ)

**સમજીએ**—સકર્મક ક્રિયાપદ, સમજ ધાતુ, સંશયાર્થ વર્તમાનકાળ, ક્રિયાનાથ (આપણે), પહેલો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્તા (આપણે), કર્મ મર્મ, કર્તરિ પ્રયોગ.

**એથી**—દર્શક સર્વનામ, નારીજાતિ, અપાદાનાર્થે પાંચમીનું એકવચન.

પણ—અધિકતાદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

કંઇ—અનિશ્ચિત વિશેષણ, વિશેષ્ય વાતો.

**રમી રહી હતી**—રમ અને રહે ધાતુનું સંયુક્ત અકર્મક ક્રિયાપદ, નિશ્ચયાર્થ દ્વિત્વ ભૂતકાળ, ક્રિયાનાથ વાતો, ત્રીજોપુરૂષ, નારીજાતિ,બહુવચન, કર્તા વાતો, કર્તરિપ્રયોગ.

૪. ભાવવાચક અને લઘુતાવાચક પ્રત્યયો ગુજરાતીમાં ક્યા ક્યા જોવામાં આવે છે? દાખલા સાથે દર્શાવો.

**ભાવવાચક પ્રત્યયો**—વિશેષણને આઈ, આશ, તા, પણું, ય, વગેરે; નામને, ય, અ, ત્વ, વટ, વટો, ઇ, વગેરે; ધાતુને અણ, આણ, અન, અટ, આટ, આમણ, તર, તિ, વગેરે પ્રત્યયો લાગી ભાવવાચક નામ બને છે. (ચોકખું+આઇ) ચોકખાઈ, મોટાઈ, વડાઈ, ચતુરાઇ વગેરે. (મીઠું+આશ) મિઠાશ, ખટાશ, ચિકાશ, તિખાશ વગેરે. (નમ્ર+તા) નમ્રતા, યોગ્યતા, દીનતા વગેરે. (ઘરડા+પણું) ઘરડાપણું, મોટાપણું વગેરે. (બાળ+પણ) બાળપણ, મોટપણ, રુગપણ વગેરે. (ધીર+ય) ધૈર્ય, પાંડિત્ય, લાવણ્ય વગેરે. (ગુરૂ+અ) ગૌરવ. (પુરૂષ+ત્વ) પુરૂષત્વ, દાસત્વ, ગુરૂત્વ વગેરે. (દેશ+વટો) દેશવટો, ભોગવટો વગેરે. (દિવાન+ઇ) દિવાની, ગુલામી, સાહેબી વગેરે. (ગોઠવ+અણ) ગોઠવણ, જમણ વગેરે. (લખ+આણ) લખાણ. (ગમ+અન) ગમન, મરણ, વાંચન, અંજન વગેરે. (ગમ+અત) ગમત, રમત વગેરે. (લખ+આમણ) લખામણ, રંધામણ વગેરે. (ભણ+તર) ભણતર, જણતર, વણતર વગેરે.

**લઘુતાવાચક પ્રત્યયો**—ડો, ડી, ડું, લો, વગેરે પ્રત્યયો નામને લાગી તેની લઘુતા બતાવે છે. (છાયા+ડો) છાંયડો. (દોર+ડી) દોરડી. (ગામ+ડું) ગામડું. (ખાટ+લો) ખાટલો, પાટલો વગેરે.

૫. નીચેનાં વાકયો સુધારીને લખો:—

કુરૂવંસ્ય જો અનિતિવાન હતા, અને તેમને અવળાં કાર્ય સૂઝતાં, આથી તેને પરીણામે કૃષ્ણ તથા પાંડવોની સાથે વીરોધ થયો; અંતે એવી શોચનિય સ્થીતી આવી કે બંન્ને પક્ષની વચ્ચે યુદ્ધ થયું, ધ્રુતરાષ્ટના પુત્રો અધ્યાત્મીક સુખપ્રતી બેદરકાર રહ્યા અને ઐહીક સુખનો અંગિકાર કરવાથી માર્યું શાર્યું થયા.

**જ—સુધારેલું વાક્ય નીચે પ્રમાણે થાય:—**

કુરૂવંશજો અનીતિવાન હતા અને તેમને અવળાં કાર્ય સૂઝતાં આથી તેને પરિણામે કૃષ્ણ તથા પાંડવોની સાથે વિરોધ થયો; અંતે એવી શોચનીય સ્થિતિ આવી કે બંને પક્ષની વચ્ચે યુદ્ધ થયું. ધૃતરાષ્ટ્રના પુત્રો આધ્યાત્મિક સુખપ્રતિ બે દરકાર રહ્યા અને ઐહિક સુખનો અંગિકાર કરવાથી મરણ શરણ થયા.

**૧૯૧૧**

૧. નીચેના વિષયોમાંથી ગમે તે એક વિષય ઉપર સુમારે ૩૦ લીટીનો નિબંધ લખો:—

(**અ**) ગુરૂભક્તિ. પાંચમી ચોપડીનો પાઠ ૫ મો જુઓ. (**બ**) ફ્લોરેંસ નાઇટિંગેલ. સાતમી ચોપડીનો પાઠ ૪૯ મો જુઓ.

૨. નીચેના શબ્દોના અર્થ દૃષ્ટાંત સહિત સમજાવો.

કર્મણિ રચના, પૂરક, કારક વિભક્તિ, ઉદ્દેશ્ય, ભાવેપ્રયોગ.

**જ—કર્મણિ રચના**—વ્યાકરણના વિષયમાં કલમ ૨૦ જુઓ.

**પૂરક**—ક્રિયાનો અર્થ પૂરો કરનાર. " મગનલાલ લાડુ ખાય છે " આ વાક્યમાં "લાડુ" શબ્દ ક્રિયાનો અર્થ પૂરો કરે છે, માટે પૂરક કહેવાય. "તે માંદો થઇ ગયો" આ વાક્યમાં "માંદો" ક્રિયાનો અર્થ પૂરો કરે છે, માટે તે પૂરક કહેવાય. "લાડુ" ક્રિયાપૂરક કર્મ છે. "માંદો" ક્રિયાપૂરક કર્મ નથી દરેક કર્મ ક્રિયાપૂરક છે, પણ દરેક ક્રિયાપૂરક કર્મ નથી. એ બરોબર ધ્યાનમાં રાખવું.

**કારક વિભક્તિ**—વ્યાકરણના વિષયમાં કલમ ૩૨ જુઓ.

**ઉદ્દેશ્ય**—( ઉત્+દિશ્+ય ) ઉદ્દેશવાને યોગ્ય. જેને ઉદ્દેશીને વાત કરીએ તે ઉદ્દેશ્ય. " મગન જાય છે ", " મારાથી કામ કરાય

છે" આ બે વાક્યોમાં પહેલા વાક્યમાં આવેલો "મગન" કર્તા છે, તેમ ઉદ્દેશ્ય પણ છે, ને બીજા વાક્યમાં "કામ" એ ક્રિયાનો કરનાર નથી પણ ઉદ્દેશ્ય છે, દરેક કર્તા ઉદ્દેશ્ય થઈ શકે પણ દરેક ઉદ્દેશ્ય કર્તા નથી એ ધ્યાનમાં રાખવું.

ભાવે પ્રયોગ—વ્યાકરણના વિષયમાં કલમ ૧૯ જુઓ.

૩. નીચેના વાક્યનું પૃથક્કરણ કરો.

તે તકરાર ઘણી લાંબી ચાલી, અને તેનો પાર જલદી આવશે નહિ એમ જાણી કરણ રાજા વચ્ચે બોલી ઉઠયો "હવે બસ થયું."

<table>
<tr><th rowspan="2">વાક્ય.</th><th rowspan="2">પ્રકાર.</th><th colspan="5">સંયુક્ત વાક્ય હોય તો તેમાં આવેલાં છૂટાં વાક્યો.</th></tr>
<tr></tr>
<tr><td>તે તકરાર ......બસ થયું.</td><td>સંયુક્ત</td><td colspan="5">૧. તે તકરાર ઘણી લાંબી ચાલી.<br>૨. તેનો પાર જલદી આવશે નહિ એમ જાણી કરણુરાજા વચ્ચે બોલી ઉઠયો. "હવે બસ થયું."</td></tr>
<tr><td rowspan="2"></td><td rowspan="2"></td><td rowspan="2">ઉદ્દેશ્ય.</td><td rowspan="2">ઉદ્દેશ્ય વર્ધક.</td><td colspan="2">વિધેય.</td><td rowspan="2">વિધેય વર્ધક.</td></tr>
<tr><td>ક્રિયાપદ</td><td>પૂરક.</td></tr>
<tr><td>તે તકરાર ... ચાલી.</td><td>સાદું.</td><td>તકરાર.</td><td>તે</td><td>ચાલી</td><td>ઘણી લાંબી.</td><td>...</td></tr>
<tr><td>તેનો પાર ...બસ થયું</td><td>મિશ્ર.</td><td>કરણુરાજા</td><td>...</td><td>બોલી ઉઠયો.</td><td>હવે બસ થયું.</td><td>તેનો પાર જલદી આવશે નહિ એમ જાણી, વચ્ચે.</td></tr>
</table>

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| તેનો પાર... આવશે નહિ. | ક્રિ.વિ. રૂપીગૌણ વાક્ય હેતુ વાચક | પાર | તેનો | આવશે | ... | જલદી, નહિ. |
| હવે બસ થયું. | નામરૂપીગૌણ વાક્ય કર્મ વાચક. | (બોલવું) અધ્યાહાર | ... | થયું. | બસ. | હવે. |

૪. ત્રીજા પ્રશ્નમાં જે શબ્દો નીચે આડી લીટી દોરી છે, તેનું પદચ્છેદ લખો.

**તે**—દર્શક વિશેષણ, વિશેષ્ય તકરાર.

**ઘણી**—વિધિ વિશેષણનું વિશેષણ.

**પાર**—ભાવવાચક નામ, નરજાતિ, પ્રાતિપદિકાર્થે (નામાર્થે-નિર્દેશાર્થે) પહેલીનું એકવચન.

**એમ**—ક્રિયાવિશેષણ અવ્યય. (રીતદર્શક).

**જાણી**—સંબંધક ભૂતકૃદંત. (અવ્યય તરીકે વપરાએલું).

**કરણ**—વિશેષનામ, નરજાતિ, પ્રાતિપદિકાર્થે (નામાર્થે-નિર્દેશાર્થે-કર્તાર્થે) પહેલીનું એકવચન.

**બોલી ઉઠયો**—બોલ અને ઉઠ ધાતુનું સંયુક્ત સકર્મક ક્રિયાપદ, નિશ્ચયાર્થ દ્વિતભૂતકાળ, ક્રિયાનાથ કરણ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્તા કરણ, કર્મ "હવે બસ થયું." કર્તરિ પ્રયોગ,

૫. નીચેના વાકય સુધારીને લખો:—

પ્રાચિન સમયના વિદ્વાન પુરૂષોએ અધ્યાત્મીક વીદ્યા ઉપર ઘણું ધ્યાન આપ્યું હતું. પરંતુ અગ્ની, વાયુ વીગેરે પ્રાકૃતીક પદાર્થો વિશે શંસોધન કરવા તરફ તેમનું મન આકર્શાયું ન હતું. કુદરતની શક્તીને તેઓ દેવદેવી તરીકે પુજતા. એ શક્તીઓને અંકુશમાં રાખી એના બળના ઉપયોગથી ઐહીક સુખ વધારવું એ અર્વાચીન સમયનીજ બલીહારી છે.

જ—સુધારેલું વાક્ય:—

પ્રાચીન સમયના વિદ્વાન પુરૂષોએ આધ્યાત્મિક વિદ્યા ઉપર ઘણું ધ્યાન આપ્યું હતું; પરંતુ અગ્નિ, વાયુ વગેરે પ્રાકૃતિક પદાર્થો વિષે સંશોધન કરવા તરફ તેમનું મન આકર્ષાયું નહતું. કુદરતની શક્તિને તેઓ દેવદેવી તરીકે પૂજતા, એ શક્તિઓને અંકુશમાં રાખી એના બળના ઉપયોગથી ઐહિક સુખ વધારવું, એ અર્વાચીન સમયની બલિહારી છે.

## ૧૯૧૨

નિબંધ—વર્ષાઋતુ વિષે સુમારે ત્રીસ લીટીઓનો નિબંધ લખો.

જ—નિબંધનો વિષય જુઓ.

૧. (અ) નીચેના શબ્દોના અર્થ દૃષ્ટાંત સાથે લખો.

વિધેય, અવ્યય, ગૌણવાકય, પ્રયોગ, અપાદાન અને સમાસ.

જ—વિધેય—પૂરેપૂરી ક્રિયા જણાવનારા શબ્દ વિધેય છે. છોકરો ચોપડી વાંચે છે આ વાક્યમાં છોકરો ચોપડી વાંચવાની ક્રિયા કરે છે માટે "ચોપડી વાંચે છે" આ શબ્દો વિધેય છે.

**અવ્યય**—વ્યાકરણના વિષયમાં કલમ ૧૩ જુઓ.

**ગૌણવાક્ય**—પેટાવાક્ય. એક અથવા વધારે વાક્ય કોઈ મુખ્ય વાક્યના કર્તા, કર્મ કે ક્રિયાપદના વધારા તરીકે વપરાયલાં હોય તે ગૌણવાક્ય અને મુખ્ય વાક્ય તે પ્રધાન વાક્ય. "મહેતાજીએ કહ્યું કે તમે વહેલા આવજો" આમાં "મહેતાજીએ કહ્યું" એ પ્રધાન વાક્ય અને "તમે વહેલા આવજો" એ ગૌણવાક્ય.

**પ્રયોગ**—વ્યાકરણનો વિષય કલમ ૧૯ જુઓ.

**અપાદાન**—વ્યાકરણનો વિષય કલમ ૨૪ જુઓ.

**સમાસ**—વર્ના૦ ફાઈનલ પરીક્ષા સને ૧૯૧૬ નો સવાલ ૫ જુઓ.

(**વ**) મૂળ ધાતુ તથા સાધિત ધાતુ, કર્તા અને ઉદ્દેશ્ય, મિશ્ર કળ અને સંયુક્ત ક્રિયાપદના તફાવત દૃષ્ટાંત આપી સમજાવો.

**મુળ તથા સાધિત ધાતુ**—આપ, લખ, પડ વગેરે મૂળ ધાતુ છે. કાળના નહિ પણ આવ, આડ, વગેરે પ્રત્યયો લાગીને ધાતુનાં જે રૂપ થાય છે તે સાધિત ધાતુ છે. જેમકે—અપાવ, લખાવ, પાડ વગેરે.

**કર્તા અને ઉદ્દેશ્ય**—હરિલાલ જાય છે. કૂતરો ભસે છે. આમાં હરિલાલ અને કૂતરો બન્ને કર્તા છે. આ બે વાક્યોમાં તેમને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે માટે તે ઉદ્દેસ્ય પણ છે; પરંતુ મારાથી ચોપડી વંચાઈ. તેનાથી કાગળ લખાયો. એમાં ચોપડી, કાગળ એ કર્તા નથી પણ તેમને ઉદ્દેશીને વાત થઈ છે માટે તે ઉદ્દેસ્ય છે. મતલબ કે કર્તા ઉદ્દેસ્ય હોય પણ દરેક ઉદ્દેસ્ય કર્તા છે એમ કહેવાય નહિ.

**મિશ્રકાળ અને સંયુક્ત ક્રિયાપદ**—વ્યાકરણનો વિષય કલમ

૨૬ ને ૨૯ જુઓ.

૨. નીચેના શબ્દોના અર્થ વ્યુત્પત્તિ સાથે લખો:—

શોચનીય, સંન્યાસી, પ્રવાસી, અંગીકાર, વિરોધ અને સંમતિ.

**શોચનીય—शुच्** ધાતુ=શોક કરવો. તેને **अनीय** પ્રત્યય લાગીને આ શબ્દ બનેલો છે. **य, तव्य** અને **अनीय** આ ત્રણ પ્રત્યય ધાતુને લાગીને વિધ્યર્થ કૃદંત બનાવે છે. જેમકે—**कृ+य**=કાર્ય, **कृ+तव्य**=કર્તવ્ય, **कृ+अनीय**=કરણીય. એ ત્રણેનો અર્થ કરવા લાયક એવો થાય છે, તેમજ **शुच्+अनीय**=શોચનીય એટલે દીલગીરી કરવા લાયક.

**સંન્યાસી**=( **सम+नि+आस्** ધાતુ=બેસવું ) આ પ્રમાણે સંન્યાસ શબ્દ બનેલો છે. તેમાં **इ** પ્રત્યય લાગવાથી સંન્યાસી શબ્દ થયો છે, એનો અર્થ એ છે કે જેણે સંન્યાસ લીધેલો છે તે.

**પ્રવાસી—प्र**=બહાર+**वास**=વાસ કરવો એટલે મુસાફરી. તે ઉપર **इ** લાગવાથી મુસાફરીવાળો એટલે મુસાફર.

**અંગીકૃત—अंग+कृ** ઉપરથી આ શબ્દ બન્યો છે. સંસ્કૃતમાં જેને **च्वि** પ્રત્યય કહે છે અને જે અભૂત તદ્ભાવ એટલે ન હોય તે હોવુંના અર્થમાં વપરાય છે. એવો પ્રયોગ આ સ્થળે થએલો છે એટલે જે અંગનું નથી તેને અંગનું કરવું તે અંગીકાર. તેવીજ રીતે સ્પષ્ટ નથી તેને સ્પષ્ટ કરવું તે સ્પષ્ટીકરણ, વશ નથી તેને વશ કરવું તે વશીકરણ, એક નથી તેને એક કરવું તે એકીકરણ, જેનો સંયોગ થએલો નથી તેનો સંયોગ કરવો તે સંયોગીકરણ.

**વિરોધ—वि**=વિશેષે કરીને+**रुध**=અટકાવવું+**अ** પ્રત્યય, એટલે વેર, **अ** પ્રત્યય નામ બનાવે છે જેમકે **बुध+अ**=બોધ. **प्र+काश+अ**=પ્રકાશ.

**સંમતિ—સં=સાથે+મન=વિચારવું+તિ** નામ બનાવનાર પ્રત્યય તે ઉપરથી મળતા થવું તે. **તિ** પ્રત્યય નામ બનાવે છે અને તેની પહેલાં **મ્** કે **ન્** હોય તો તેનો લોપ કરે છે. જેમકે—**ઉત્+નમ્+તિ**=ઉન્નતિ, તેમજ **સમ્+મન્+તિ**=સંમતિ.

૩. નીચેના વાક્યનું પૃથક્કરણ કરો.

અશોકવન નામના બગીચામાં સીતા બેઠાં હતાં, તેમને રામની એધાણી આપી બધા સમાચાર કહ્યા, અને થોડા વખતમાં રામ સૈન્ય લઇ આવશે એમ કહી ધીરજ આપી.

| વાક્ય. | પ્રકાર. | સંયુક્ત વાક્ય હોય તો તેમાં આવેલાં વાક્યો. |
|---|---|---|
| અશોકવન... ધીરજ આપી | સંયુક્ત | (૧) અશોકવન..........સમાચાર કહ્યા.<br>(૨) થોડા વખતમાં.........ધીરજ આપી. |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. | | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | પૂરક. | |
| અશોકવન... ...સમાચાર કહ્યા. | મિશ્ર. | અધ્યાહાર (હનુમાન) | ... | કહ્યા. | અશોક વન નામના બગી-ચામાં | રામની એધાણી આપીને. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | | સીતા બેઠાં હતાં તેમને, બધા સમાચાર. | |
| અશોકવન... બેઠાં હતાં. | સાદું. | સીતા | ... | બેઠાં હતાં | ... | અશોકવન નામના બગીચામાં. |
| થોડા વખતમાં...... ધીરજ આપી. | મિશ્ર. | અધ્યાહાર (હનુમાન) | ... | આપી. | ધીરજ | થોડા વખતમાં રામ સૈન્ય લઇ આવશે એમ કહી. |
| થોડા વખતમાં આવશે. | સાદું. | રામ. | ... | આવશે | ... | સૈન્ય લઇ. |

૪. ઉપરના પ્રશ્નમાં જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ કરો.

**અશોકવન**—વિશેષનામ, નાન્યતરજાતિ, અધ્યાહાર સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

**નામના**—સામાન્યનામ, નાન્યતરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

**બેઠાં હતાં**—અકર્મક ક્રિયાપદ, બેસ ધાતુ, મૂળરૂપ, મૂળભેદ, નિશ્ચયાર્થ દ્વિત્વ ભૂતકાળ, ક્રિયાનાથ સીતા, નારીજાતિ, માનાર્થે બહુવચન, કર્તા સીતા, અકર્મક કર્તરિ પ્રયોગ.

**તેમને**—ત્રીજેપુરૂષ, સર્વનામ, નારીજાતિ, સંપ્રદાન અર્થે ચોથીનું માનાર્થે બહુવચન.

**એધાણી**—ભાવવાચકનામ, નારીજાતિ, કર્માર્થે બીજીનું એકવચન.

**બધા**—વિકારી વિશેષણ, વિશેષ્ય સમાચાર.

**એમ**—રીતિદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

**કહી**—સંબંધક ભૂતકૃદંત.

૧૯૧૩

૧. નીચે લખેલા વિષય ઉપર શુમારે લીટીનો ૩૦ નિબંધ લખો.

પોસ્ટ ઓફિસ—જ—નિબંધનો વિષય જુઓ.

૨. (अ) નીચેના શબ્દોના અર્થ વ્યુત્પત્તિ સાથે સમજાવો:—અવ્યય, દ્રૌપદી, પૌષ્ટિક, પરીક્ષા, કલેકટર, દગાખોર, સમાસ અને પથિક.

**અવ્યય**—**अ**=નહિ+**व्यय**=ફેરફાર=જે શબ્દના રૂપમાં ફેરફાર થાય નહિ તે.

**દ્રૌપદી**—**द्रुपद**+**ई** નારીજાતિ વાચક પ્રત્યય=દ્રુપદ રાજાની પુત્રી તે દ્રૌપદી, પાંચ પાંડવની સ્ત્રી.

**પૌષ્ટિક**—**पुष्ट** એમાં **पुष्**=પોષણ કરવું+**इक** પ્રત્યય=પુષ્ટિકારક.

**પરીક્ષા**—**परि**=ચારે બાજુથી+**ईक्ष**=તપાસવું+**आ** એટલે બધી તરફથી તપાસી જોવું તે.

**કલેકટર**-એ શબ્દ અંગ્રેજી છે. કલેકટ=ભેગું કરવું. એ ઉપરથી મહેસુલ ભેગું કરનાર તે.

**દગાખોર—दगा+खोर** એમાં **खोर** ફારસી પ્રત્યય છે. એ-ટલે દગો કરનાર.

**સમાસ—सम्+आस्** ધાતુ=શબ્દોનું સાથે બેસવું. જ્યારે બે કે વધારે શબ્દો એકઠા મળી તેનો એક શબ્દના જેવોજ ઉપયોગ થાય છે ત્યારે તેનો સમાસ થયો કહેવાય છે.

**પથિક—पथ्**=જવું+**इक** પ્રત્યય=વટેમાર્ગુ.

(**ब**) નીચેના સમાસોના નામ આપી જુદા પાડો. મહારાજ, ત્રિલોક. યથાશક્તિ, કર્તરિપ્રયોગ, પતિપત્ની અને નિર્ભય.

**મહારાજ**—કર્મધારય સમાસ. મહા+રાજ.

**ત્રિલોક**—દ્વિગુ સમાસ. ત્રિ+લોક.

**યથાશક્તિ**—અવ્યયીભાવ સમાસ. યથા+શક્તિ.

**કર્તરિપ્રયોગ**—અલુક્ તત્પુરૂષ સમાસ. કર્તરિ+પ્રયોગ.

**પતિપત્ની**—દ્વંદ્વ સમાસ. પતિ+પત્ની.

**નિર્ભય**—બહુવ્રીહિ સમાસ. નિર્+ભય.

૩. નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો—

(૧) મેં પ્રથમથીજ સંકલ્પ કરી મૂકયો હતો.

(૨) આ પક્ષીનો મધુરો અવાજ મને ખરેખર બહુ ગમે છે.

(૩) કૃષ્ણની ભક્તિમાં મચી રહી તેની કવિતા ગાઇ ભક્ત કવિ તરીકે પ્રખ્યાતિ પામેલી મીરાંબાઇનું નામ આખા હિંદુસ્તાનમાં મશહુર છે.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક | વિધેય. | | વિધેયનો વધારો: |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયા પૂરક. | |
| મેં...મૂક્યો હતો. | સાદું. | મેં. | ... | કરી મૂક્યો હતો. | સંકલ્પ | પ્રથમથીજ. |
| આ પક્ષી-નો...ગમેછે | ,, | અવાજ. | આ પ-ક્ષીનો મધુર. | ગમે છે | મને. | ખરેખર, બહુ. |
| કૃષ્ણની...મશહુર છે. | ,, | નામ. | કૃષ્ણની, મીરાંબા-ઇનું. | છે. | મશહુર | આખા હિંદુસ્તા-નમાં. |

**સંકલ્પ**—ભાવવાચક નામ, નરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન.

**મને**—પહેલોપુરૂષ સર્વનામ, નરજાતિ, સંપ્રદાન અર્થે ચોથીનું એકવચન.

**ગમે છે**—અકર્મક ક્રિયાપદ, ગમ ધાતુનું મૂળરૂપ, વર્તમાન-કાળ નિશ્ચયાર્થ, કર્તા અવાજ, ક્રિયાનાથ અવાજ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, અકર્મક કર્તરિપ્રયોગ.

**ગાઇ**—સંબંધક ભૂતકૃદંત.

**તરીકે**—શબ્દયોગી અવ્યય.

**પામેલી**—વિશેષ ભૂતકૃદંત.

**મશહુર**—વિધિવિશેષણ ( ક્રિયાવિશેષણ ).

## ૧૯૧૪

૧. નીચે લખેલા વિષય ઉપર શુમારે ૩૦ લીટીનો નિબંધ લખો.

ટેવ.

૨. દૃષ્ટાંત આપી સમજાવો—

ક્રિયાનાથ, દ્વિકર્મક, ક્રિયાવિશેષણ, કૃદંત.

જ—**ક્રિયાનાથ**—વ્યાકરણનો વિષય કલમ ૧૮ જુઓ.

**દ્વિકર્મક**—વ્યાકરણનો વિષય કલમ ૧૧ અ જુઓ.

**ક્રિયાવિશેષણ**—વ્યાકરણનો વિષય કલમ ૧૧ જુઓ.

**કૃદંત**—વ્યાકરણનો વિષય કલમ ૧૨ જુઓ.

૩. નીચેના શબ્દોના અર્થ વ્યુત્પત્તિ સાથે સમજાવો:—

અમૃત, ભાષા, રેલ્વે, આગતાસ્વાગતા, ભૂમિતિ, આદમી.

જ—**અમૃત**—અ=નહિ+મૃત=મરેલું, જે પીવાથી મરી ન જવાય તે અમૃત.

**ભાષા**—ભાષ્ ધાતુ=બોલવું+આ, નારીજાતિ દર્શક પ્રત્યય, એક બીજાના વિચારો જણાવવાની રીતિ.

**રેલ્વે**—અંગ્રેજી શબ્દ છે. આગગાડીનો માર્ગ.

**આગતાસ્વાગતા**—( આગતા+સ્વાગતા, આ=ઉલટા અર્થમાં +ગત=જવું+આ, નારીજાતિ દર્શક પ્રત્યય, આવેલાની+સ્વાગતા ) સેવા ચાકરી કરવી તે.

**ભૂમિતિ**—ભૂ=પૃથ્વી+મિતિ એમાં મા ધાતુ=માપવું, માપવાની વિદ્યા.

**આદમી**—અરબી ભાષાનો શબ્દ છે. માણસ.

૪. નીચેના વાક્યોનું પૃથક્કરણ કરો.

(૧) બોલવું સહેલું છે પણ કરવું કઠણ છે.

(૨) એ પ્રમાણે તેમણે માત્ર કલમ અને જીભમાં વસતી સરસ્વતિ દેવીને આધારે પોતાના પચીસમા વર્ષથી પોતાનો સંસાર નિભાવવાનો આરંભ કર્યો.

(૩) હે મૂર્તિકાર? તું એટલું લખ કે પાટણનો સોલંકી સિદ્ધરાજ જે જીવતાં કોઇને નમ્યો નથી તે પગે લાગી આટલું માગી લે છે.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. | | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયા પૂરક | |
| બોલવું... કઠણ છે. | સંયુક્ત | ... | ...... | ... | ... | ... |
| બોલવું સહેલું છે. | સાદું. | બોલવું | ...... | છે. | સહેલું. | ... |
| કરવું કઠણ છે. | સાદું. | કરવું. | ...... | છે. | કઠણ. | ... |
| એ પ્રમાણે ...કર્યો. | સાદું. | તેમણે | ...... | કર્યો. | પોતાનો સંસાર નિભાવવાનોઆરંભ | માત્ર........ ......વર્ષથી. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| તું એટલું માગીલેછે. | મિશ્ર. | તું. | ...... | લખ. | પાટણનો માગી લે છે, એટલું. | ... |
| પાટણનો માગીલેછે. | સાદું. | તે. | પાટણનો સોલંકી સિદ્ધરાજ જે જીવતાં કોઇને નમ્યો નથી. | માગી લે છે. | આટલું. | પગે લાગી. |
| જે...... નમ્યો નથી | સાદું. | જે. | ...... | નમ્યો નથી. | કોઇને. | જીવતાં. |

૫. ઉપલા પ્રશ્નમાં જે શબ્દોની નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ કરો.

**બોલવું**—કૃદંતનામ, નાન્યતરજાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન.

**એ પ્રમાણે**—રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

**આધારે**—ભાવવાચકનામ, નરજાતિ, ત્રીજીનું કરણ અર્થે એકવચન.

**સિદ્ધરાજ**—વિશેષનામ, નરજાતિ, કર્તાના સમાનાર્થે એકવચન

**જીવતાં**—કૃદંત અવ્યય.

૬. ભૂલો સુધારીને ફરી લખોઃ—

તમારા દીઠામાં આવ્યું છે ? કે સૂર્ય ને ચંદ્ર ક્ષીતીજની સમીપ હોય છે; ત્યારે તેઓ ચપટા દેખાય છે, તેનુ કારણ વર્કીભુવન છે ! તેને લીધે નીચલા ભાગ કરતાં ઉપલો ભાગ વધારે ઉંચો થાય છે. તેથી વર્તુંલાકાર ચપટો થએલો દેખાય છે.

**સુધારેલું વાક્ય**—વળી તમારા દીઠામાં આવ્યું હશે, કે સૂર્ય

અને ચંદ્ર ક્ષિતિજની સમીપ હોય છે ત્યારે તેઓ ચપટા દેખાય છે. એનુ કારણુ વક્રીભવન છે. વક્રીભવનને લીધે નીચલા ભાગ કરતાં ઉપલો ભાગ વધારે ઉંચો થાય છે, તેથી વર્તુળાકાર ચપટો દેખાય છે.

## ૧૯૧૫

૧. નીચેના ગમે તે એક વિષય ઉપર શુમારે ૩૦ લીટીનો નિબંધ લખો.

નવરાત્રીના તહેવાર અથવા દુકાળ.

૨. નીચેના વાકયોમાં વિરામ ચિહ્ન મૂકો.

સાવિત્રી સાથે અન્ય સ્ત્રીઓ નહિ હોય અહલ્યા તારા અનસૂયા ઇત્યાદિ સવારના પ્રહરનાં નામ કહેવાતી સતીઓના સમય-માં કંઈ સ્ત્રીઓજ નહિ હોય એમ કેમ કહેવાય સ્ત્રીઓ તો અસલ-થીજ છે પણ મોંઘી વસ્તુની પેઠે આ સતીઓનાં નામ ઘેરઘેર સં-ગ્રહી રાખવામાં આવે છે તે નિઃસંશય વિશુદ્ધિનોજ પ્રતાપ સર્વથા વિશુદ્ધિની અકળ ગતિ છે.

જ—સાવિત્રી સાથે અન્ય સ્ત્રીઓ નહિ હોય? અહલ્યા, તારા, અનસૂયા ઇત્યાદિ સવારના પ્રહરનાં નામ કહેવાતી સતીઓના સમય-માં કંઇ સ્ત્રીઓજ નહિ હોય એમ કેમ કહેવાય? સ્ત્રીઓ તો અ-સલથીજ છે, પણ મોંઘી વસ્તુની પેઠે આ સતીઓનાં નામ ઘેરઘેર સંગ્રહી રાખવામાં આવે છે; તે નિઃસંશય વિશુદ્ધિનોજ પ્રતાપ. સ-ર્વથા વિશુદ્ધિની અકળ ગતિ છે.

૩. નીચેના વાકયનું પૃથક્કરણ કરો અને જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ લખો.

ઇશ્વરી આજ્ઞા છે કે, જે કોઇએ તમારો વાંક કર્યો હોય તેને ક્ષમા કરવાની ટેવ પાડો.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ઇશ્વરી ... પાડો. | મિશ્ર. | આજ્ઞા | જે કોઇએ... પાડે એવી ઇશ્વરી. | છે. | ... | ... |
| જે કોઇએ ...પાડો. | મિશ્ર. | તમે (અધ્યાહાર.) | ... | પાડો. | ક્ષમા કરવાની ટેવ. | જે કોઇએ તમારો વાંક કર્યો હોય તેને. |
| જે કોઇએ... કર્યો હોય. | સાદું. | કોઇએ | જે. | કર્યો હોય. | તમારો વાંક. | ... |

**ઇશ્વરી**—અવિકારી ગુણવાચક વિશેષણ, નારીજાતિ, એકવચન વિશેષ્ય આજ્ઞા.

**વાંક**—ભાવવાચકનામ, નરજાતિ, કર્માર્થે બીજીનું એકવચન.

**તેને**—ત્રીજોપુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, ચોથીનું સંપ્રદાનાર્થે એકવચન.

**કરવાની**—ભવિષ્ય કૃદંત, વિશેષણ રૂપે, વિશેષ્ય ટેવ.

**પાડો**—સકર્મક ક્રિયાપદ, પાડધાતુ, મૂળભેદ, વિધ્યર્થવર્તમાનકાળ, ક્રિયાનાથ (તમે), બીજોપુરૂષ, નરજાતિ, બહુવચન, કર્તા તમે અધ્યાહાર છે, કર્મ ટેવ, સકર્મક કર્તરિપ્રયોગ.

૪. (અ) સર્વનામના પ્રકાર લખો.

(બ) ક્રિયાપદની કર્તરિ, કર્મણિ, અને ભાવે રચના દૃષ્ટાંત આપી સમજાવો.

જ—(અ) વ્યાકરણનો વિષય કલમ ૪ જુઓ.

(બ) વ્યાકરણનો વિષય કલમ ૧૯ તથા ૨૦ જુઓ.

## ૧૯૧૬

૧. નીચેના વાક્યનું પૃથક્કરણ કરો, અને જે શબ્દો નીચે આડી લીટી દોરેલી હોય તેનું પદચ્છેદ કરોઃ—

એટલું યાદ રાખવું કે નીતિ કંઇ માણસે ઉભી કરેલી નથી, પણ પરમાત્માની આજ્ઞા રૂપ છે, અને તેથી ખરી રીતે નીતિમાન થવા માટે જગતના નિયંતા ઉપર શ્રદ્ધા રાખવાની જરૂર છે.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્દ્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | પૂરક. | |
| એટલું… …જરૂર છે. | મિશ્ર. | એટલું | નીતિ કંઈ… ……જરૂરછે | રાખવું. | યાદ. | … |
| નીતિ કંઈ ……કરેલી નથી. | સાદું. | માણસે | … | કરેલીનથી | ઉભી નીતી. | … |
| પરમાત્માની આજ્ઞા રૂપછે. | સાદું. | નીતિ (અધ્યાહાર), | … | છે. | પરમેશ્વરની આજ્ઞારૂપ. | … |
| તેથી ખરીરીતે ……જરૂરછે | સાદું. | જરૂર. | જગતના… …રાખવાની | છે. | … | તેથી ખરીરીતે નીતિમાનથવા માટે. |

એટલું—ગુણવાચક વિશેષણ વિશેષ્ય નીતિ કંઇ......જરૂરછે.

યાદ—ભાવવાચકનામ, નાન્યતરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન.

રાખવું—સકર્મક ક્રિયાપદ, રાખ ધાતુ મૂળરૂપ, વિધ્યર્થવર્ત-માનકાળ, ક્રિયાનાથ યાદ, ત્રીજોપુરૂષ, નાન્યતરજાતિ, એક વચન, કર્તા આપણે, કર્મ યાદ, કર્મણિ પ્રયોગ.

નીતિ—ભાવવાચક નામ, નારીજાતિ, કર્મ અર્થે બીજીનુ એકવચન.

નીતિમાન—ક્રિયાવિશેષણ.

થવા—સામાન્ય કૃદંત.

૨. (અ) વિધિવાચક વિશેષણ, સંયુક્ત ક્રિયાપદ, ભવિષ્ય વ-ર્તમાનકાળ અને ભાવેપ્રયોગ એ ચારેનો અર્થ એકેક દાખલો લઈ સ્પષ્ટ સમજાવો.

જ—વ્યાકરણનો વિષય કલમ અનુક્રમે ૧૧, ૨૯, ૨૬, ૧૯ જુઓ

(વ) અપૂર્ણ વિધેયવાચક એટલે શું ? પૂરક અને વિધેય વ-ર્ધકનો ભેદ દૃષ્ટાંતો આપી સમજાવો.

જ—અપૂર્ણવિધેયવાચક—વ્યાકરણનો વિષય કલમ ૨૫ જુઓ.

પૂરક અને વિધેયવર્ધકનો તફાવત—જે શબ્દ ક્રિયાને પુરી કરનાર હોય એટલે કે જે શબ્દ વગર ક્રિયા પૂરી થતી ન હોય અધુરીજ રહેલી હોય તે શબ્દ પૂરક કહેવાય છે, અને જે શબ્દ વિધેયને વધારનાર હોય એટલે કે તે શબ્દ ન હોય તો ક્રિયામાં કાંઇ અધુરાપણું રહેતું ન હોય તેને વિધેયવર્ધક કહે છે. જેમકે—મોતીલાલ ચોપડી લખે છે. લખે છે ક્રિયા છે તેમાં ચોપડી શબ્દ

ન હોય તો શું લખે છે તે ક્રિયા બાકી રહે છે–પૂરી થતી નથી માટે "ચોપડી" શબ્દ પૂરક કહેવાય. મોતીલાલ આજ ચોપડી લખે છે. આમાં ક્રિયા ક્યારે કરે છે તે **આજ** શબ્દથી જણાય છે અને તે ક્રિયાને વધારનાર શબ્દ છે માટે તે વિધેયવર્ધક કહેવાય.

(क) દ્વિગુ, બહુવ્રીહિ અને કર્મધારય સમાસોના ચાર ચાર દાખલા અર્થ સાથે આપો.

જ—**દ્વિગુ સમાસ**—ત્રિભુવન ( ત્રિ+ભુવન )=ત્રણભુવન, ચતુર્વેદ=( ચતુર્+વેદ)=ચાર વેદ, વીસભુજ=(વીસ+ભુજ=હાથ )=વીસહાથ. ત્રિલોક=( ત્રિ+લોક ) ત્રણ લોક.

**બહુવ્રીહિ સમાસ**—મહાબાહુ=મોટા છે હાથ જેના તે. પીતામ્બર=પીળું લુગડું પહેર્યું છે જેણે તે. બહુવ્રીહિ=બહુ છે ડાંગર જેની પાસે તે.

**કર્મધારય સમાસ**—મહાદેવ=મોટો દેવ. સદ્‌ગુણ=સારો ગુણ. ચંદ્રમુખ=ચંદ્ર જેવું મુખ. મુખચંદ્ર=મુખ એજ ચંદ્ર.

૩. (अ) નિરંકુશ, વજ્રલેપ, ઐહિક, ઉદયાચળ, નિજાનંદ, વીસભુજ, પ્રતિરોધ અને પ્રાબલ્ય એ શબ્દો કેવી રીતે બન્યા છે તે અર્થ સાથે સમજાવો.

જ—**નિરંકુશ**=( **निर्**=નહિ+**अंकुश**=દાબ ) કોઈ પણ જાતના દાબ વગર.

**વજ્રલેપ**—( વજ્ર+લેપ )=કઠણ.

**ઐહિક**=( **इह्** ધાતુ+**इक** પ્રત્યય=અહીંનું.

**ઉદયાચળ**=( **उदय**+**अ**=નહિ+**चल**=જવું ) જેનો ઉદય હંમેશ રહેવાનો છે તે–એ નામનો પૂર્વ દિશાએ કલ્પેલો પર્વત

નિજાનંદ=( **निज**=પોતાનો+**आनंद**) પોતાની જાતનો આનંદ

વીસભુજ—( **वीस+भुज**=હાથ ) વીસ હાથવાળો-રાવણ.

પ્રતિરોધ—( **प्रति**=સામો+**रोध**=અટકાવ ) સામો અટકાવ.

પ્રાબલ્ય=**प्रबल** ને **य** પ્રત્યય લાગીને પ્રાબલ્ય શબ્દ થયો. **य** પ્રત્યય લાગવાથી પ્રથમનો સ્વર દીર્ઘ થાય છે. જેમકે-મધુર ઉપરથી માધુર્ય, લવણ ઉપરથી લાવણ્ય વગેરે=જોરાવરપણું.

(**ब**) મજરો, ઇવનિંગપાર્ટિ, લેવિ, ફિલ્ટર અને ગમગીન એ શબ્દો કઈ ભાષાના છે, ને દરેકનો શું અર્થ થાય છે.

જ—મજરો—ફારસી ભાષાનો શબ્દ છે.=સલામ.

ઇવનિંગપાર્ટિ—અંગ્રેજીભાષાનો શબ્દ છે=સાંજનો મેળાવડો

લેવિ—અંગ્રેજી ભાષાનો શબ્દ છે=એક પ્રકારનો મેળાવડો. એમાં મોટા મોટા લોકો ગવર્નરસાહેબને સલામ કરવા ભેગા થાય છે.

ફિલ્ટર—અંગ્રેજી ભાષાનો શબ્દ છે=ગળણી.

ગમગીન—ફારસી ભાષાનો શબ્દ છે=દીલગીરી.

૪. ભૂલો હોય ત્યાં સુધારો કરીને નીચેનું આખું વાકય લખો.

આપણા તેમજ બીજા દેશોના ઇતીહાસ પરથી માલમ પડે છે, કે ધરમ ખાતર ઘણા ખરા મહાત્માઓએ પોતાનાં પ્રાણ તજ્યાં છે; દારૂણ અગ્નીને શિતળ જળ સમાન લેખી એમાં પોતાનો દેહ જંપલાવ્યો છે, અને તિક્ષણ તરવારને કોમળ પૂષ્પમાળની પઠે વધાવી લીધી છે, પણ પોતે માનેલો ધર્મ છોડ્યો નથી.

જ—સુધારેલું વાક્ય—

આપણા તેમજ બીજા દેશોના ઇતિહાસપરથી માલૂમ પડે છે, કે ધર્મ ખાતર ઘણા ઘણા મહાત્માઓએ પોતાના પ્રાણ તજ્યા છે; દારૂણ અગ્નિને શીતળ જળ સમાન લેખી એમાં પોતાનો દેહ ઝંપલાવ્યો છે, અને તીક્ષ્ણ તરવારને કોમળ પુષ્પમાળની પેઠે વધાવી લીધી છે, પણ પોતાનો માનેલો ધર્મ છોડયો નથી.

૫. શાર્દૂલવિક્રીડિત, મન્દાક્રાન્તા અને મોતીદામ છંદની ગમે તે કોઇ ચાર ચાર લીટી લખો.

જ—સાતમી ચોપડીના અનુક્રમે ૫૧, ૨૪ અને ૫૩ મા પાઠની લીટીઓ લખવી.



# ઇતિહાસ.

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

### ૧૯૦૬

૧ આર્ય લોકો તથા તેમના ધર્મ વિષે જે જાણતા હો તે લખો.

૨ અકબર તથા ઔરંગજેબ, શિવાજી તથા હૈદર એઓની ચાલચલગત સરખાવો.

૩ "લોર્ડ વેલેસ્લીએ હિંદુસ્તાનનો નકશો રચ્યો," આ વાક્યનું સ્પષ્ટીકરણ દાખલા સહિત કરો.

૪ હિંદુસ્તાનમાં પરદેશી પ્રજાઓ વેપાર અર્થે આવી તેનું ટુંકામાં વર્ણન કરો. તેમાંથી કઈ પ્રજાએ હિંદમાં રાજ્ય સ્થાપવાને હરિફાઇ કરી, અને તેમાંની કઇ પ્રજા નિષ્ફળ ગઇ તે કારણ સહિત લખો.

૫ મુગલરાજ્ય તથા મરાઠીરાજ્યની પડતીનાં કારણ લખો.

૬ ગુજરાતમાં અણહીલપુર પાટણની ગાદીનો નાશ થયા પછી તે અંગ્રેજના હાથમાં આવ્યું, તે વચગાળાના વખતમાં તેના ઇતિહાસની ટુંક નોંધ આપો.

૭ નીચેના પુરૂષો તથા બનાવો વિષે ટુંકી નોંધ લખોઃ—
મરાઠી ચોથો વિગ્રહ, ડુપ્લે, અહલ્યાબાઇ, મહાદજી સિંધિઆ બીજો બ્રહ્મી વિગ્રહ.

## ૧૯૦૭

૧ બુદ્ધધર્મનો સ્થાપનાર કોણ હતો તથા તેની ચઢતી અને પડતી વિષે જે જાણુતા હો તે લખો.

૨ વિક્રમાદિત્ય, જયચંદ રાઠોડ, આર્થર વેલેસ્લી અને સરચાર્લ્સ નેપીઅર એમનાં ટુંકાં જીવન ચરિત્ર આપો.

૩ અકબરના વખતની જમાબંધીની રીતિ વિષે જે જાણુતા હો તે લખો, અને તેને હાલની જમાબંધીની રીતી સાથે સરખાવો.

૪ લોર્ડ કલાઇવના સુધારા વિષે જે જાણુતા હો તે લખો. લોર્ડ વિલિયમ બેંટિકે લોકોપયોગી કયા સુધારા કર્યા.

૫ હિંદમાં અંગ્રેજી રાજ્ય પદ્ધતિની સારી અસરો શી થઇ છે તે લખો.

## ૧૯૦૮

૧ લોર્ડ વેલેસ્લીએ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય દૃઢ કર્યું તે કઇ રાજનીતિએ, તે વિસ્તારથી જણાવો.

૨ અશોક, મહાન સિકંદર અને બુદ્ધનાં ટુંકાં જીવનચરિત્ર લખો.

૩ અકબરે કેવી રીતે અને કયા હેતુથી રજપુતોને મિત્ર અને મદદગાર બનાવ્યા.

૪ હિંદુસ્તાનનો રૂપરેષા નકશો દોરી, તેમાં ઇસ્વીસનની ૧૭ મી સદીમાં અંગ્રેજ લોકો, ફ્રેંચલોકો તથા વલંદા લોકોએ કયે સ્થાને કોઠીઓ, રાખી હતી તે બતાવો.

૫ લોર્ડ ડલહાઉસીના વખતના બનાવોની ટુંક નોંધ આપો.

## ૧૯૦૯

૧ મોગલોના વખતમાં હિંદુસ્તાનની સ્થિતિ કેવી હતી તેનું ટુંક વર્ણન આપો.

૨ પેશ્વાઇની પડતીનું કારણ તથા તે વંશના છેલ્લા રાજાની જીંદગીનું ટુંક વર્ણન લખો.
૩ વોરન હેસ્ટિંગ્સે અંગ્રેજી રાજ્યનો પાયો કેવી રીતે નાંખ્યો અને તે કામમાં તેને શાથી અડચણો નડી તેનો ઇતિહાસ લખો.
૪ નાદીરશાહ, સિકંદર, અશોક અને નાનાફડનવીસનાં જીવનચરિત્ર ટુંકમાં લખો.
૫ સૌથી સારો ગવર્નર જનરલ તમે કોને ગણો છો અને તેણે જે જે કર્યું તેમાંના કયા કામો ઉપરથી તમે તેવો અભિપ્રાય આપ્યો ?

## ૧૯૧૦

૧ બૌધ ધર્મની ઉત્પત્તિનાં કારણ તથા તેના સિદ્ધાંતની હકીકત લખો. બ્રાહ્મણ ધર્મ ઉપર તેની શી અસર થઇ તે પણ જણાવો.
૨ શિવાજી, નુરજહાં, નાનક અને રણજીતસિંહનાં ટુંક જીવન ચરિત્ર લખો.
૩ મોગલાઇની પડતીનાં કારણનું સવિસ્તર વર્ણન લખો.
૪ માર્કિવસ વેલેસ્લીના વખતનું બ્રિટિશ હિંદ લોર્ડ કોર્નવોલિસના વખતના હિંદ કરતાં કેટલું વધ્યું તેની હકીકત નકશા સહિત લખો.
૫ લોર્ડ વિલિયમ બેન્ટિકના વખતમાં જે સુધારા થયા હોય તેનું ટુંક વર્ણન લખો.

## ૧૯૧૧

૧ ગૌતમ, શીરશાહ, હૈદર, અશોક અને શંકરાચાર્યનાં ટુંક જીવનચરિત્ર આપો.

૨ પિંઢારા, ઠગ અને શીખ વિષે જે જાણતા હો તે લખો.

૩ મહમદ ગીજની અને મહમદ ઘોરી, અકબર અને ઔરંગઝેબનો મુકાબલો કરો.

૪ ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજ વહિવટમાં ઇંગ્લિશરાજ્ય તરફથી જે ફેરફાર કરવામાં આવ્યો હોય તેનું સવિસ્તર વર્ણન લખો.

૫ લોર્ડ રિપન તથા લોર્ડ ડેલહાઉઝીના વખતના બનાવોની ટુંક નોંધ કરો.

## ૧૯૧૨

૧ બૌદ્ધ ધર્મ કયારે સ્થાપવામાં આવ્યો ? તેના સ્થાપનારનું ટુંક વૃત્તાંત, તથા તે ધર્મના મુખ્ય સિદ્ધાંત લખો.

૨ અકબરના અમલમાં હિંદુસ્તાનના લોકોની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન કરો.

૩ વિક્રમાદિત્ય, રણજીતસિંહ, નાના ફડનવીસ, ડુપ્લે અને શાહજહાં વિષે ટુંક વૃત્તાંત આપો.

૪ લોર્ડ વિલિયમ બેન્ટિક, અને લોર્ડ ડેલહાઉઝીના વખતમાં જે જે સુધારા થયા હોય તે જણાવો.

૫ ગઇ સાલ દિલ્લીમાં કોરોનેશન દરબાર ભરાયો હતો તેનું વર્ણન કરો તથા તે ભરવામાં શો હેતુ હતો તે સમજાવો.

## ૧૯૧૩

૧ મોગલ રાજ્યની જમાબંધીમાં શી ખામી હતી અને તેમાં કયા વાઇસરાયે શો સુધારો કર્યો ?

૨ ઔરંગજેબના વખતના મોગલ રાજ્યના તાબાનો મુલક અને લોર્ડ કાર્નવાલિસના વખતના બ્રિટિશ હિંદની સરખામણી કરો.

૩ હિંદુસ્તાનની રાજ્યગાદી બ્રિટિશ અમલ પહેલાં કયાં હતી, બ્રિટિશ અમલમાં કયાં થઈ, હાલ કયાં છે, એ સ્થળો કયારે ફેરવવામાં આવી, અને એ ફેરફારથી દેશને કંઇ લાભ થવાનો સંભવ છે કે કેમ અને હોય તો શો ?

૪ મોગલ અને પેશ્વાઇ વંશનો ઇતિહાસ શીખીને તમે શો સાર ગ્રહણ કર્યો ?

૫ હિંદુસ્તાન બ્રીટીશ સત્તા નીચે જવાથી દેશને શા શા લાભ થયા તે ટૂંકામાં ગણાવો,

અથવા

દ્રાવિડ, બોધિસત્વ, પુરાણ, સરદેશમુખી અને રેગ્યુલેટિંગ એક્ટ એ વિષે જાણતા હો તે લખો.

## ૧૯૧૪

૧ બ્રિટિશ હિંદની હાલની રાજ્ય પદ્ધતિનું વર્ણન કરો.

૨ લોર્ડ રિપનની કારકીર્દીનું વર્ણન કરો અને સ્થાનિક સ્વરાજ્ય એટલે શું તે યથાસ્થિત સમજાવો.

૩ છેલ્લા મરાઠી વિગ્રહની હકીકત લખી તે ઉપરથી ભરતખંડના ઇતિહાસ ઉપર થએલી અસર જણાવો.

૪ તાલીકોટા, વાંદીવાસ, પ્લાસી, મીઆની, વસઈ અને સેગાઉલી એ સ્થળોના ઐતિહાસિક બનાવો પરિણામ સાથે જણાવો.

૫ શંકરાચાર્ય, મેગાસ્થિનીસ, અશોક, નાનકશાહ અને ટોડરમલ્લ એમની હકીકત લખો.

## ૧૯૧૫

૧ હાલના નામદાર વોઇસરાયના વખતમાં હિંદમાં જે જાણવાજોગ બનાવો બન્યા હોય તેનું ટુંકામાં વર્ણન કરો.

૨ નામદાર બ્રિટિશ સરકારની અને મુગલાઈ રાજ્ય પદ્ધતિનો મુકાબલો કરી એ વિષે તમારા વિચાર દર્શાવો.

૩ શિવાજી, હૈદર, ક્લાઇવ, રણજીતસિંહ અને નૂરજહાં વિષે જે જાણતા હો તે લખો.

૪ મરાઠી રાજ્ય તૂટયા પછી તેના શેષ ભાગ તરીકે હાલમાં હિંદમાં કયાં કયાં દેશી રાજ્યો હસ્તી ધરાવે છે તે અને ત્યાંના હાલના રાજ્યકર્તા વિષે લખો.

૫ બ્રિટિશ સરકારને બ્રહ્મદેશ, પંજાબ, સિંધ, બંગાળા અને વરાડ પ્રાંત એ મુલકો કયારે અને શી રીતે મળ્યા તે ટુંકામાં વર્ણવો.

## ૧૯૧૬

૧ લોર્ડ ક્લાઇવે બ્રિટિશ શહેનશાહતનો હિંદમાં પાયો નાંખ્યો તે વાત કેટલે અંશે ખરી છે તે વિષે તમારો અભિપ્રાય દર્શાવો.

૨ શિવાજીને હિંદુસ્તાનના એક મહાન્ પુરૂષ તરીકે ગણવામાં આવે છે તે વિષે તમારો મત આપો.

૩ હાલની જર્મની સાથેની લડાઈમાં કયાં કયાં રાજ્યોએ ભાગ લીધો છે? આપણા નામદાર મહારાજાએ તેમાં ભાગ લીધો છે તે વાજબી છે તે સિદ્ધ કરો. આ યુદ્ધમાં હિંદુસ્તાને બ્રિટિશ શહેનશાહતને અને મિત્ર રાજ્યોને શી સહાય કરી છે તે લખો.

૪ પાણિનિ, કપિલ, વ્યાસ, અબુલફજલ અને નાના ફડનવીસ વિષે જાણતા હો તે લખો.

૫ મુસલમાન ધર્મ સ્થાપનાર કોણ હતા? તે ધર્મનાં તત્વો લખો અને તેથી લોકોપર શી અસર થઈ હતી તેનું દિગ્દર્શન કરો.



## પ્રાવેશિક પરીક્ષા.

### ૧૯૦૬

૧ મોર્યવંશ નામ શા ઉપરથી પડયું અને એ વંશના રાજાઓએ ઈ. સ. ની કઈ સદીમાં રાજ્ય કર્યું? એ રાજાઓમાંના બે મુખ્ય રાજાઓનાં નામ લખો અને તે વખતે હિંદુસ્તાનની સ્થિતિ કેવી હતી તે પણ ટુંકમાં લખો.

૨ શહાબુદ્દીન ઘોરીના મરણ પછી દિલ્લીમાં કયા કયા પઠાણ વંશોએ ઇ. સ. ૧૫૩૦ સુધી રાજ્ય કર્યું અને તે દરેકના સ્થાપનાર કોણ હતા?

૩ સીખ લોક કયાંના રહેવાશી છે અને તેમને વિષે જે જાણતા હો તે ટુંકામાં લખો, સીખ લોકો અને મુસલમાન વચ્ચે અણબનાવ રહેવાનું કારણ શું? એ બેની વચ્ચે પહેલી તકરાર કયા રાજાના વખતમાં થઈ?

૪ લોર્ડ આકલેન્ડે કયાંથી કયાં સુધી અમલ ચલાવ્યો? એના વખતમાં કઈ મોટી બીના બની અને તે બીના વિષે તમે શું જાણો છો?

૫ (અ) ગુજરાતનો સુલતાન બહાદુરશાહ જે વખતમાં ગુજરાતમાં રાજ્ય કરતો હતો તે વખતે દિલ્લીની ગાદીપર કયો રાજા હતો? બહાદુરશાહના મરણ વિષે શું જાણો છો?

(બ) લોકલબોર્ડ વિષે શું જાણો છો? એ અને મ્યુનિસિ-

પાલેટી વચ્ચે કંઈ ફેર છે ? અને ફેર છે તો શો છે ?

(क) તાજમહેલ કોણે બંધાવ્યો અને તે ક્યારે ? એ બંધાવવાનું કારણ શું ? મસજીદ અને રોજા વચ્ચે શો તફાવત છે ?

## ૧૯૦૭

૧ શંકરાચાર્ય, બાદરાયણ વ્યાસ, ચૈતન્ય તથા કબીર વિષે જે જાણતા હો તે લખો.

૨ અકબરના વખતમાં રાજ્ય વ્યવસ્થા કેવી રીતે કરવામાં આવી હતી અને લોકોની સ્થિતિ કેવી હતી તે સમજાવો.

૩ વોર્ન હેસ્ટિંગ્સની કારકીર્દીમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીના રાજ્યવહીવટમાં કયા મોટા ફેરફારો થયા ને તેની શી અસર થઈ તે લખો.

૪ શેરશાહ, મીરજાફર, નાનાફડનવીશ અને સર આયરકુટનાં ટુંક જીવન ચરિત્ર આપો.

૫ કર્ણાટકમાં ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે લાંબા વખત સુધી જે વિગ્રહ ચાલ્યો તેનું ટુંકાણમાં વર્ણન કરો; અને ફ્રેંચ સત્તા આખરે શા કારણથી પડી ભાગી તે સમજાવો.

## ૧૯૦૮

૧ સરજોનશોર, માર્કિવસ વેલેસ્લી તથા સરજયોર્જ બાર્લોની રાજ્યનીતિ સરખાવો અને તે દરેકના પરિણામ શાં થયાં તે જણાવો.

૨ પૃથુરાજ, રણજીતસિંગ તથા નાનાફડનવીસનાં જીવન ચરિત્ર લખો.

૩ ફ્રેંચ લોકો હિંદુસ્તાનમાં કાયમ રાજસત્તા શા માટે ભોગવી શક્યા નહિ તે સમજાવો.

૪ ઔરંગઝેબના ગુણ દોષ તથા રાજ્યનીતિ અને તેમના પરિણામનું વર્ણન કરો.

૫ મરેઠા લોકોની સત્તાનો ઉદય શી રીતે થયો, તે શી રીતે વધતી ગઈ અને તેનો અંત શી રીતે આવ્યો તે ટુંકામાં સમજાવો.

## ૧૯૦૯

૧ વસાઇના તહનામાની મુખ્ય કલમો લખો, એ તહનામાથી મરેઠી રાજ્યો ઉપર તથા ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજ્ય ઉપર શી અસર થઈ? હિંદના ઇતિહાસમાં એવી કઇ કઇ લડાઇઓ થઇ છે કે તેનું પરિણામ જે આવ્યું તેથી વિપરીત આવ્યું હોત તો તેની અસર દેશના ઇતિહાસ ઉપર થાત?

૩ નીચેના હિંદના ઇતિહાસમાં શા માટે પ્રસિદ્ધ છે તે જણાવો—શંકરાચાર્ય, ચાંદબીબી, અહલ્યાબાઈ, અમીચંદ.

૨ કલાઇવની દ્વિરાજ્ય પદ્ધતિ, અલાઉદ્દીન ખીલજીએ હિંદુ ધર્મ ઉપર કરેલી અસર, ડુપ્લે અને કલાઇવનો મુકાબલો, કોર્નવાલીસની સ્થાયી જમાબંધી, અકબરની વસુલાત પદ્ધતિ, એ વિષે જે જાણતા હો તે લખો.

૪ ઈ. સ. ૧૭૬૧ માં હિંદમાં જુદાં જુદાં રાજ્યો ક્યાં હતાં? દરેક રાજ્ય અંગ્રેજ સરકારે ક્યારે ખંડીયું અથવા ખાલસા કર્યું તે લખો.

## ૧૯૧૦

૧ અકબરની વસુલાત પદ્ધતિ, લોર્ડ કોર્નવાલીસની સ્થાયી જમાબંધી અને સહાયકારી લશ્કરની યોજના વિષે જે જાણતા હો તે લખો.

૨ પેશ્વાઓ સ્વતંત્ર રાજ્ય કેવી રીતે મેળવી શકયા તેનું સાંવસ્તર વર્ણન કરો.

૩ નીચેના સખ્સોની જીંદગીનું ટુંકું વર્ણન કરો.
નાનાફડનવીસ, મોહોબતખાન, મલીકંબર, અહલ્યાબાઈ, રણુજીતસિંગ અને લોર્ડલેક.

## ૧૯૧૧

૧ લોર્ડ વેલેસ્લીએ હિંદમાં અંગ્રેજી રાજ દઢ કર્યું. તે કઇ રાજ્યનીતિએ, તે વિસ્તારથી જણાવો.

૨ મરાઠા લોકોની સત્તાની ચઢતી શી રીતે થઈ અને તેનો અંત શી રીતે આવ્યો તે ટુંકામાં સમજાવો.

૩ મોગલવંશમાં સૌથી પ્રતાપી અને પ્રજાનું હિત કરનાર રાજા કયો ? કારણ આપો.

૪ ઇતિહાસ અને ભૂગોળના જ્ઞાનને કાંઈ સંબંધ છે ? આ બન્ને વિષયો શીખતી વખતે એક બીજાની સહાયતા કેટલે અંશે મળી શકે છે ? દાખલા આપો.

## ૧૯૧૨

૧ લોર્ડ ડેલ્હાઉઝીની રાજનીતિ કેવા પ્રકારની હતી ? તેનાં શાં પરિણામ આવ્યાં ?

૨ કયા વાઇસરોયે હિંદુસ્થાનનું વધારેમાં વધારે ભલું કર્યું ? કારણ આપો.

૩ પેશ્વાઓએ રાજ્ય ખોયું તે શા કારણથી ?
હિંદુસ્તાનમાં હાલમાં કયાં કયાં રાજ્યો મરાઠાઓના વંશજોનાં છે.

### ૧૯૧૩

૧ મહારાણી વિક્ટોરિઆના ઢંઢેરાની મુખ્ય હકીકત લખો. આ ઢંઢેરાની અસર જણાવો.

૨ મુસલમાનોની સામે કોણે હામ બીડી હતી? તે શખ્સનું ટૂંક જીવન વૃત્તાન્ત લખો.

૩ ડુપ્લે અને કલાઇવ એ બેમાં વધારે કુશળ કોણ? સવિસ્તર જવાબ લખો.

### ૧૯૧૪

૧ હિંદુસ્તાનના ઇતિહાસમાંથી પાંચ મહાન પુરૂષોનાં નામ આપો અને તેમને મહાન પુરૂષ ગણવાનાં કારણ આપો.

૨ નીચેની લડાઇઓથી કયાં પરિણામ થયાં હતાં?

   ૧ પાણીપત (૧૫૨૬) તેલીકોટા, પ્લાસી, વાંદીવાશ, પાણીપત (૧૭૬૧).

૩ અકબરની રાજનીતિ વર્ણવો અને તેને હાલની રાજનીતિ સાથે સરખાવો.

અથવા

પીટનું હિંદનું બીલ, રેગ્યુલેટિંગ એક્ટ, અને સહાયકારી લશ્કરની યોજના વિષે જાણતા હો તે લખો.

### ૧૯૧૫

૧ બુદ્ધધર્મ હિંદુસ્તાનમાં ક્યારે અને કયા સંજોગોમાં પ્રથમ પ્રચલિત થયો? તે નવીન ધર્મના મુખ્ય સિદ્ધાંતોનો તે સમયના હિન્દુધર્મના મુખ્ય સિદ્ધાંતો સાથે મુકાબલો કરો. હિન્દુસ્તાનમાં તે નવીન ધર્મની સૌથી વધારે પ્રગતિ કયા સમયે

થઈ? તે ધર્મ આ દેશમાં સમૂળગો નષ્ટ ક્યારે અને ક્યા સંજોગોમાં થયો.

૨ દિલ્હીના તખ્તપર રાજ્ય કરી ગયેલા તુર્ક અને પઠાણ પાદશાહોમાંથી સૌથી વધારે પ્રતાપી તમે કોને કહેશો? તેની કારકીર્દીનો હેવાલ ટુંકાણમાં લખો. તેમના અમલનો અંત આવ્યો તે સમયે દેશની રાજકીય સ્થિતિ અને પ્રજાજીવન કેવાં હતાં તેનું ટુંકામાં વર્ણન કરો.

૩ હિંદમાં કંપની સરકારના અમલમાં સૌથી વધારે યશસ્વી અમલ કયા ગવર્નર જનરલનો તમે ગણો છો! તમારા જવાબના સમર્થરૂપ દલીલો આપો.

૪ ઇ. સ. ૧૮૦૦ થી ૧૮૧૮ સુધીમાં મુંબાઇ ઇલાકાના કયા કયા ભાગો બ્રિટિશ સત્તા નીચે આવ્યા? અને તે કયા સંજોગોમાં?

## ૧૯૧૬

૧. હિંદુસ્તાનમાં ઇંગ્રેજી અમલમાં કયારે કયારે અને કયે સ્થળે દરબારો થયા? તે દરબારો શા પ્રસંગો ઉપર ભરવામાં આવ્યા હતા? અને તે પ્રસંગે શી દેણગીઓ આપવામાં આવી હતી!

૨ હાલનું હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય મેળવવામાં ત્રણ પુરૂષો (ગવર્નર જનરલો) મુખ્ય ગણાય છે તેમણે કયા કયા ભાગો મેળવ્યા? કયારે અને કયા સંજોગોમાં? હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાંખનાર કોણ?

૩ નીચેના પુરૂષોની ટુંકાણમાં હકીકત લખો:—

અશોક, ચંદ્રગુપ્ત, કનિષ્ક, શંકરાચાર્ય, બાબર અને બાજીરાવ (પહેલો).

# ભૂગોળ.

પરીક્ષામાં આવી શકે એવા ઘણા અગત્યના સવાલો તથા સને ૧૯૦૬ થી ૧૯૧૬ સુધીના વર્નાકયુલર ફાઇનલ અને પ્રાવેશિક પરીક્ષામાં આવેલા સવાલો તેના જવાબો સહિત.

૧. સ—હિમાલયમાં પાંચે કટિબંધોનો સમાવેશ કેવી રીતે થાય છે ?

જ—હિમાલયમાં બરફની હદથી તળેટી સુધી તપાસીએ તો આખી પૃથ્વીના એટલે પાંચે કટિબંધની વનસ્પતિના નમુના નજરે પડે છે. ઘણી ઉંચાઇએ દેવદાર, ઓક ઘાસ વગેરે શિત કટિબંધમાં થતી વનસ્પતિ થાય છે. તથા મધ્યમાં ટાઢ તાપ સરખાં હોવાથી સમશિતોષ્ણ કટિબંધની વનસ્પતિ અને જાનવર નજરે પડે છે અને નીચે તાડ, વડ વગેરે તાપના મુલકની વનસ્પતિ અને તિરાઇનાં જંગલમાં ઉષ્ણ કટિબંધની બધી વનસ્પતિ થાય છે તથા ફાડી ખાનારાં જંગલી પશુઓ પણ બહુ રહે છે.

૨. સ—અંગ્રેજી રાજ્યમાં કદી સૂર્ય આથમતો નથી તે સમજાવો ?

જ—અંગ્રેજી રાજ્ય દરેક અક્ષાંશ અને દરેક રેખાંશ ઉપર ફેલાએલું છે એટલે એ રાજ્યના કોઇ અને કોઈ ભાગમાં સૂર્યનાં દર્શન થતાંજ હોય છે. આપણે અહીંઆં જયારે સૂર્યાસ્ત થાય છે ત્યારે અમેરિકામાં સૂર્યોદય થાય છે. હવે અહીં અને અમેરિકા બંને જગાએ અંગ્રેજી રાજ્ય છે એટલે એ રાજ્યમાં કદી સૂર્ય આથમતો નથી એમ કહેવાય છે.

૩. સ—દુનીઆની મુખ્ય અજાયબી વસ્તુઓ ગણાવો.

જ—આગ્રાનો તાજમહેલ, ચીનની ભીંત, ટેમ્સટનલ, મોરક્કોનો ઘંટ, બાબીલનનો ઝુલતો બાગ, મીસરના પીરામીડ વગેરે.

૪. સ—બ્રિટિશ સામ્રાજ્યને કોઇપણ ચીજને માટે બીજા રાજ્ય ઉપર આધાર રાખવો પડતો નથી એ સમજાવો.

જ—આ રાજ્ય લગભગ બધા અક્ષાંસપર આવવાથી સુધરેલી પ્રજાના ખપની દરેક ચીજ એમાં ઉત્પન્ન થાય છે. આસ્ટ્રેલીઆમાંથી ઊન, અને કાનડા, આસ્ટ્રેલીઆ ને હિંદુસ્તાનનાં જંગલોમાંથી ઇમારતી લાકડું તથા હીરાની મોટી ખાણો અને કોયલા સોનું ને મીઠું આ રાજ્યમાંથી નીકળે છે. વળી સરસ ખુંદ, ચા ને તંબાકુ પણ થાય છે તથા દરેક જાતનું અનાજ, કપાસ, શેરડી ને બીજી દરેક પેદાશ ઉત્પન્ન થાય છે અને સાંચાકામની મદદથી દરેક જાતનો સામાન ને મશીનો પણ તૈયાર કરવામાં આવે છે એટલે આ રાજ્યને બીજા ઉપર આધાર રાખવો પડતો નથી.

૫. સ—યૂરોપની રાજ્યપદ્ધતિ કેવા પ્રકારની છે?

જ—યૂરોપમાં ત્રણ પ્રકારની રાજ્યપદ્ધતિ છે, રાજાસત્તાક, પ્રજાસત્તાક અને રાજાપ્રજા સત્તાક ( નિયમિત રાજાસત્તાક ). તુર્કસ્તાન ને રૂશિઆમાં રાજાસત્તાક, સ્વીટ્ઝર્લાન્ડ ને ફ્રાન્સમાં પ્રજાસત્તાક અને બાકીનાં બધાં રાજ્યો નિયમિત રાજાસત્તાક છે.

૬. સ—યૂરોપના મુખ્ય ધર્મો કયા છે?

જ—રોમન કેથોલિક, પ્રોટેસ્ટંટ અને ગ્રીક એ મુખ્ય ધર્મો છે. તથા મુસલમાની અને યાહુદી ધર્મ માનનારા પણ થોડા છે. રોમન કેથોલિક લોકો પોપને ધર્મગુરૂ ગણે છે. પ્રોટેસ્ટંટવાળા

પોપને ધર્મગુરૂ ગણુતા નથી અને મૂર્તિ માનતા નથી અને ગ્રીક ચર્ચવાળા મૂર્તિ માને છે.

૭. સ—દ્વીપકલ્પ, બેટ, સંયોગીભૂમિ, ખંડ અને ભૂશિર જેવાજ પાણીના કયા વિભાગો છે ?

જ—દ્વીપકલ્પથી ઉલટો ઉપસાગર, બેટથી સરોવર, સંયોગીભૂમિથી સામુદ્રધુની, ખંડથી દરીઆ અને ભૂશિરથી અખાત છે.

૮. સ—અમીર, ખાન, સુલતાન, શહેનશાહ, શાહ, બેદૂઇન. મીકાડો (પૂજ્ય), ખેદીવ ને માન્ડેરીન એ શબ્દો સમજાવો.

જ—અફગાનીસ્તાનના રાજાને અમીર, બલુચીસ્તાનના રાજાને ખાન, તુર્કસ્તાનના રાજાને સુલતાન, ઇંગ્લાંડના રાજાને શહેનશાહ, ચીન અને ઇરાનના રાજાને શાહ, અરબસ્તાનની ભટકતી ટોળીઓને બેદૂઇન, જાપાનના રાજાને મીકાડો અને મીસરના રાજાને ખેદીવ કહે છે. તથા ચીનમાં સરકારી અધિકારીઓ માંડેરિન કહેવાય છે.

૯. સ—ઉત્તર અને દક્ષિણ અમેરિકાનો મુકાબલો કરો.

જ—મળતાપણું—(૧) બન્ને ત્રિકોણાકાર અને બન્નેનાં શિરોબિંદુ દક્ષિણ તરફ છે. (૨) બન્નેના ઉત્તર કિનારામાં દ્વિપ સમુહ અને પૂર્વ કિનારા કરતાં પશ્ચિમ કિનારો ઓછા ખાંચાવાળો પણ વધારે ઉભો છે. (૩) બન્નેમાં પર્વતની રચના સરખી ઉત્તર દક્ષિણ અને પશ્ચિમ કિનારાપર મોટા પહાડો તથા પૂર્વ ભણી નાના પહાડો આવેલા છે. (૫) બન્નેની નદીઓ રચના અને દિશામાં મળતી આવે છે.

તફાવત—ઉત્તર અમેરિકાનું ક્ષેત્રફળ ૮૦ લાખ ચો. મા. અને

દક્ષિણ અમેરિકાનું ૭૦ લાખ ચો. મા છે. (૨) ઉત્તરમાં જેવાં મોટાં સરોવર છે તેવાં દક્ષિણમાં નથી (૩) ઉત્તરનો પૂર્વ કિનારો થોડો ખાંચાવાળો છે પણ દક્ષિણનો તો બીલકુલ નથી. (૪) ઉત્તર અમેરિકાની ચાર નદીઓ પાસિફિક મહાસાગરમાં પડે છે ત્યારે દક્ષિણની એક પડતી નથી. (૫) ઉત્તરનો ઘણો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે અને દક્ષિણનો ભાગ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે. (૬) ઉત્તરમાં ફળદ્રુપ મેદાનો, ઓળંગાય તેવા પહાડો, પૂલો બંધાય એવી નદીઓ, ખેડવા લાયક જંગલો અને પુષ્કળ કોયલા તથા લોખંડ છે તેવું દક્ષિણ અમેરિકામાં નથી પણ તેને બદલે જ્વાળામુખી અને ધરતીકંપ વિશેષ છે.

૧૦. સ—એશિઆ ને યૂરોપનો મુકાબલો કરો.

જ—(૧) યૂરોપમાં આગળ પડતો મુલક ઈંગ્લાંડ છે ત્યારે એશિઆમાં જાપાન છે. (૨) યૂરોપના વાયવ્ય અને અગ્નિ ખુણામાં બેટોના સમૂહ અને દક્ષિણે અણીદાર દ્વીપકલ્પો છે તેમ એશિઆની પૂર્વે અને અગ્નિ ખૂણામાં દ્વીપોના સમૂહો તેમજ દક્ષિણે દ્વીપકલ્પો છે. (૩) બન્નેમાં નદીઓ ચારે દિશાએ વહે છે. (૪) યૂરોપ કરતાં એશિઆ કદમાં પાંચ ગણો મોટો છે પરંતુ એશિઆ કરતાં યૂરોપનો કિનારો પાંચ ગણો છે. (૫) યૂરોપમાં કોઇ પણ ધર્મની શરૂઆત થઇ નથી પણ એશિઆમાંથી બધા ધર્મોની શરૂઆત થઇ છે. (૬) યૂરોપ કરતાં એશિઆમાં મીઠા અને ખારા પાણીનાં સરોવરો મોટાં છે. (૭) લોઢું અને કોયલાની ખાણો યૂરોપમાં વિશેષ છે. (૮) સ્વીટ્ઝર્લાંડ સિવાય દરેક દેશને યૂરોપમાં દરિઆ કિનારાનો લાભ મળે છે તેમ એશિઆમાં નથી (૯) એશિઆની હવા યૂરોપ

કરતાં વધારે ગરમ છે. (૧૦) એશિઆમાં અતિશય ઠંડી અને અતિશય ગરમીવાળા દેશો છે તેવા યૂરોપમાં નથી. (૧૧) યૂરોપમાં વર્ષના એક ભાગમાં વરસાદ પડતો નથી પણ આખું વર્ષ પડે છે તેમ એશિઆમાં નથી. (૧૨) એશિઆની માફક યૂરોપમાં જંગલો અને ઘોડા, કુતરા, બળદ વગેરે ગ્રામ્ય જનાવરો છે પણ જંગલી જનાવરો જોવામાં આવતાં નથી.

૧૧. સ—આફ્રિકા ને યૂરોપનો મુકાબલો કરો.

જ—(૧) આફ્રિકા ઉષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી હવા સુકી અને ગરમ છે, લોકો કાળા, જંગલી અને બુદ્ધિ વગરના છે તેમ યૂરોપનો ઘણો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી ત્યાંની હવા માફકસર, લોકો ગોરા, સાહસિક, ઉદ્યોગી અને સુધરેલા છે. (૨) આફ્રિકામાં ઘણાં રણ હોવાથી વનસ્પતિ અને વસ્તી યૂરોપ જેટલી નથી. (૩) આફ્રિકામાં સોના અને હીરાની ખાણો છે તેવી યુરોપમાં નથી. (૪) આફ્રિકાની નદીઓ યુરોપના કરતાં થોડી પણ ઝડપથી વહેનારી અને ધોધવાળી છે તથા કિનારો સીધો અને યુરોપના કિનારાનો ત્રીજો ભાગ છે. (૫) યુરોપનો કિનારો ખાંચા ખાંચાવાળો અને નદીઓમાં વહાણો ફરી શકે એવું હોવાથી વેપાર સારો થઇ શકે છે ત્યારે વેપારમાં આફ્રિકા ઘણો પછાત છે. (૬) આફ્રિકા ખંડ એક ઉચ્ચપ્રદેશ છે ત્યારે યુરોપ નીચાં મેદાનોનો પ્રદેશ છે. (૭) આફ્રિકા જેટલાં અને જેવાં યુરોપમાં સરોવરો નથી. (૮) આફ્રિકામાં દ્વીપકલ્પો નથી અને તે અંધકારમય ખંડ કહેવાય છે ત્યારે યુરોપ ઘણો સુધરેલો ખંડ છે.

૧૨. સ—આફ્રિકા ને એશિઆનો મુકાબલો કરો.

જ—(૧) આફ્રિકાની નદીઓ એશિઆની નદીઓથી જુદી પડે છે કેમકે આફ્રિકાની નદીઓમાં ધોધ છે અને પાણી ઝડપથી વહે છે. (૨) આફ્રિકા જેટલાં અને જેવડાં એશિઆમાં સરોવર નથી. (૩) આફ્રિકામાં દ્વીપકલ્પો નથી તથા એશિઆના જેવો કિનારો નથી. (૪) આફ્રિકા કરતાં એશિઆની આબોહવા સારી છે. (૫) આફ્રિકાના વતનીઓ જંગલી અવસ્થામાં અને હુન્નર ઉદ્યોગમાં એશિઆ કરતાં પછાત છે. (૬) આફ્રિકાનો ઘણો ભાગ ઉજડ અને વસ્તી વગરનો છે ત્યારે એશિઆમાં પુષ્કળ વસ્તી છે. (૭) આફ્રિકાને અંધકારમય ખંડ કહે છે ત્યારે એશિઆ સુધરેલો છે. (૮) એશિઆનો કિનારો આફ્રિકા કરતાં વધારે છે.

૧૩. સ—આફ્રિકા અને અમેરિકાનો મુકાબલો કરો.

જ—બન્નેમાં સરોવરો પુષ્કળ છે. (૨) અમેરિકા જેટલી નદીઓ તથા પર્વતો આફ્રિકામાં નથી. (૩) અમેરિકાનો કિનારો આફ્રિકા કરતાં વધારે ખાંચાવાળો છે. (૪) અમેરિકા આફ્રિકા કરતાં વિદ્યાહુન્નરમાં ઘણો આગળ છે. (૫) આફ્રિકાની માફક અમેરિકામાં રણુ નથી પણુ ફળદ્રુપ જમીન છે. (૬) અમેરિકાના રહીશો ચાલાક, સાહસિક ને હોશિઆર છે ત્યારે આફ્રિકાના ઘણાખરા જંગલી અવસ્થામાં છે. (૭) અમેરિકાની આબોહવા આફ્રિકા કરતાં માફકસર છે. (૮) અમેરિકાની પ્રજા ગોરી ત્યારે આફ્રિકાની કાળી છે. (૯) અમેરિકા ચાર કટિબંધમાં આવેલો છે ત્યારે આફ્રિકાનો ઘણો ભાગ ઉષ્ણકટિબંધમાં આવેલો છે.

૧૪ સ—ઇંગ્લાંડ ( બ્રિટિશ ટાપુ ) અને જાપાનનો મુકાબલો કરો.

જ—મળતાપણું—(૧) ઈંગ્લાંડ આટલાંટિક મહાસાગરમાં ટાપુ છે ત્યારે જાપાન પાસિફિક મહાસાગરમાં ટાપુઓ છે (૨) બન્ને દેશના કિનારા ખાંચા ખાંચાવાળા અને તે ઉપર સારાં બં-દરો છે. (૩) બન્નેની રાજધાની મહાસાગરના ધોરી રસ્તા ઉપર આવેલી છે. (૪) બન્ને દેશો વેપારમાં જેવી જોઈએ એવી જગાએ ( મધ્યમાં ) આવેલા છે. (૫) બન્નેની સામેના દેશો મોટા વેપારી અને ઘણા ઉદ્યોગી છે. (૬) બન્ને દેશોની હવા એ દેશોના અક્ષાં-સપર આવેલા બીજા દેશો કરતાં ગરમ પ્રવાહ ( ઈંગ્લાંડ ને ગલ્ફ-સ્ટ્રીમ ને જાપાનને બ્લેકસ્ટ્રીમ ) ને લીધે ગરમ છે. (૭) બન્નેના લોકો જુના વિચારને વળગી રહેનારા પણ જરૂર પડે ફેરફાર કરવામાં પાછા પડતા નથી. (૮) બન્નેના લોકો વેપારી, સાહસિક અને ઉદ્યોગી છે. (૯) બન્નેમાં લોઢાની અને કોલસાની ખાણો છે તથા મોટાં કારખાનાં વિશેષ છે.

**૧૫. સ**—અમેરિકા ( નવી દુનીઆ ) અને યુરેશિઆનો મુ-કાબલો કરો.

જ—(૧) નવી દુનીઆની લંબાઈ ઉત્તર દક્ષિણ વધારે છે ત્યારે યુરેશિઆની લંબાઇ પૂર્વ પશ્ચિમ વધારે છે (૨) અમેરિકામાં પહાડો ઉત્તર દક્ષિણ છે ત્યારે યુરેશિઆમાં પશ્ચિમથી પૂર્વ છે. (૩) અમેરિકા મોટાં મેદાનોનો પ્રદેશ છે ત્યારે યુરેશિઆ ઉચ્ચ પ્રદેશનો મુલક છે. (૪) અમેરિકામાં રણ નથી ત્યારે યુરેશિઆમાં રણ છે. (૫) અમેરિકા ચાર કટિબંધમાં આવેલો છે ત્યારે યુરેશિઆનો ઘણો ખરો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે. (૬) નવી દુનીઆનાં મેદાનોમાં દરિઆઈ પવન આવી શકે છે અને યુરે-

શિઆના ઉચ્ચ પ્રદેશોમાં દરિઆઇ પવનની અસર પણ પહોંચતી નથી. (૭) નવી દુનીઆમાં નદીઓ પૂર્વ પશ્ચિમ છે ત્યારે યુરેશિઆમાં ઉત્તર દક્ષિણ છે.

૧૬. સ—આફ્રિકા અને આસ્ટ્રેલીઆનો મુકાબલો કરો.

જ—**મળતાપણું**—(૧) બન્નેમાં દ્વીપકલ્પો અને અખાતો નથી તથા રચના સાદી છે. (૨) બન્નેના પૂર્વ કિનારા ઉપર મોટા પહાડો અને મધ્યમાં મોટાં રણો છે. (૩) બન્નેની અંદર પુષ્કળ જમીન છે કે જેમાં નહેરોથી પાણી લાવવાની જરૂર છે. આથી આ બન્ને ઘણી રીતે મળતા આવે છે.

૧૭. સ—બ્રિટિશ સામ્રાજ્ય અને રૂશિઆનો મુકાબલો કરો.

જ—(૧) બ્રિટિશ રાજ્યનો વિસ્તાર ૧૧૪ લાખ ચોરસ મા. છે. એટલે પૃથ્વીના $\frac{1}{5}$ કરતાં કંઇક વધારે છે ત્યારે રૂશિઆનું ક્ષેત્રફળ ૮૪ લાખ ચોરસ માઇલ્સ છે. (૨) બ્રિટિશ રાજ્યની વસ્તી ૪૧ કરોડ છે ત્યારે રૂશિઆની ૧૩ કરોડ છે. (૩) બ્રિટિશ રાજ્ય દરેક ભાગમાં આવેલું છે ત્યારે રૂશિઆનું રાજ્ય એક જથે ઉત્તર ગોળાર્ધમાં અને તેમાંનો કેટલોક ભાગ શિતકટિબંધમાં આવેલો છે. (૪) રૂશિઆમાં બ્રિટિશ રાજ્ય જેટલા ખનીજ અને ફળદ્રુપ જમીન નથી. (૫) બ્રિટિશ સામ્રાજ્યના કરતાં રૂશિઆ હુન્નર કળામાં પાછળ છે.

૧૮. સ—ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધનો મુકાબલો કરો.

જ—(૧) ઉત્તર ગોળાર્ધમાં જમીન ઘણી છે અને દક્ષિણ ગોળાર્ધમાં પાણી ઘણું છે. (૨) ઉત્તર ગોળાર્ધમાં દરીઆ કાંઠો વાંકો છે અને દક્ષિણ ગોળાર્ધમાં સીધો છે. (૩) ઉત્તર ગોળાર્ધમાં

દક્ષિણુ ગોળાર્ધ કરતાં આઠ દિવસ સુધી સૂર્ય વધારે રહે છે. (૪) ઉત્તર ગોળાર્ધમાં જમીનની અંદર પાણી ગએલું છે અને દક્ષિણુ ગોળાર્ધમાં પાણીની અંદર જમીન ગએલી છે. (૫) ઉત્તર ગોળાર્ધના કરતાં દક્ષિણુ ગોળાર્ધમાં ટાઢ વધારે પડે છે.

૧૯. સ—દરીઆ કિનારા અને અંદરના લોકોનો મુકાબલો કરો.

જ—(૧) કાંઠાના વતનીઓ ખલાસી અને સાહસિક થાય છે તથા સંશોધક વૃત્તિથી નવું નવું શોધી કાઢે છે અને અંદરના લોકોમાં આવાં લક્ષણુ હોતાં નથી. તેઓ ખેતીમાં રોકાય છે અને એકજ સ્થળે રહી જીંદગી ગુજારે છે. (૨) કાંઠાનાં પ્રાણી તથા વનસ્પતિને દરીઆની હવા તથા બીજી દરિઆઈ અસરો થાય છે તેવી માંહેના લોકોને થતી નથી (૩) કાંઠાની વસ્તી મિશ્ર હોય છે અને અંદરની મિશ્ર હોતી નથી. (૪) કાંઠાના લોકો વેપારી અને પૈસાદાર હોય છે પણુ અંદરના તેવા હોતા નથી.

૨૦. સ—જુની અને નવી દુનીઆનો મુકાબલો કરો.

જ—(૧) જુની ભૂમિનો વિસ્તાર, પર્વતની હારો અને નદીઓની લંબાઇ પૂર્વ પશ્ચિમ છે અને નવીમાં ઉત્તર દક્ષિણુ છે. (૨) જુની દુનીઆ કરતાં નવી દુનીઆ કુદરતી દેખાવથી ભરપૂર છે ને તેમાં મોટાં સરોવરો તથા ધોધ છે. (૩) જુની ભૂમિમાં જમીન ઘણી છે પણુ તે નવી દુનીઆ જેવી ફળદ્રુપ નથી. (૪) જુનીના દેશ પાસે પાસે હોવાથી વેપારની સુગમતા સારી પડે છે તેવું નવીમાં નથી. (૫) નવી દુનીઆમાં નદીઓ પૂર્વ પશ્ચિમ છે ત્યારે જુની દુનીઆમાં ઘણે ભાગે ઉત્તર દક્ષિણુ છે.

૨૧. સ—આફ્રિકા ખંડ વેપારમાં બીજા ખંડો કરતાં પછાત રહેવાનાં કારણ આપો.

જ—(૧) ત્યાંના લોકો સુધરેલા નથી અને તેમની રીતભાત સારી નથી. (૨) કિનારો ખાંચા ખાંચાવાળો નહિ હોવાથી સારાં બંદરો નથી. (૩) નદીઓ ધોધવાળી તથા ઝડપથી વહેનારી હોવાથી વહાણથી વેપાર ચાલી શકતો નથી. (૪) તેનો ઘણો ભાગ રણવાળો હોવાથી મુસાફરી થઇ શકતી નથી. (૫) તેની હવા યુરોપી પ્રજાને માફકસર નથી.

૨૨. સ—આફ્રિકાને અંધકારમય ખંડ શા માટે કહે છે?

જ—આફ્રિકા ખંડના ઘણા ભાગની ૧૯ મી સદીના મધ્ય ભાગ સુધી જોઇએ તેવી શોધ ખોળ થએલી નહોતી તેથી તથા ત્યાંના મૂળ વતનીઓ હજી સુધી જંગલી અવસ્થામાં છે અને બધા ખંડો કરતાં તદ્દન જુદા પડે છે તેથી કહે છે.

૨૩. સ—ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં પર્વતો પશ્ચિમને બદલે પૂર્વ કિનારે આવ્યા હોત તો શું થાત?

જ—અમેરિકાનો ઇતિહાસ બદલાઈ જાત અને રોકી તથા આંડીઝ પર્વત સુધીનો જે વરસાદવાળો અને ફળદ્રુપ મુલક છે તે એકદમ વરસાદની તાણને લીધે ઉજડ થઇ જાત અને આટલી બધી વસ્તી વધવા પામત નહિ.

૨૪. સ—આસ્ટ્રેલીઆ બધા ખંડો કરતાં વિચિત્ર શાથી કહેવાય છે?

જ—તેમાં કેટલીક વખતે આંચળવાળાં પ્રાણી ઇંડાં મૂકે છે

અને આપણે અહીં ઝાડનાં પાંદડાં ખરી પડે છે ત્યારે ત્યાં ઝાડની છાલ ખરી પડે છે. (૨) ત્યાં ચોપગાં જનાવર બે પગે દોડે છે. (૩) ફૂલો ખુશબોદાર હોતાં નથી અને પક્ષીઓ મધુર અવાજ કાઢતાં નથી. (૪) ત્યાં ઝાડનાં પાંદડાં ઉભાં લટકતાં અને આપણે અહીં ઝાડનાં પાંદડાં આડાં હોય છે. (૫) ત્યાં લગભગ ૩૦૦ થી ૫૦૦ ફૂટ ઉંચાઇનાં ઝાડ પણ નજરે પડે છે.

૨૫. સ—પૃથ્વી ઉપરની બે શોધો વિષે શું જાણો છો?

જ—(૧) અમેરિકા ખંડની શોધ અને (૨) હિંદુસ્તાનના રસ્તાની શોધ છે. એને માટે સ્પેન અને પોર્ટુગીઝ પ્રજાને માન ઘટે છે પણ તેનો ખરો લાભ આજે અંગ્રેજી પ્રજા ભોગવે છે.

૨૬. સ—ઇંગ્લાંડ ( ગ્રેટબ્રિટન કે બ્રિટિશ ટાપુ ) ની ચઢતીનાં કારણ ( અંગ્રેજોની મોટાઇનાં કારણ ) આપો.

જ—(૧) કિનારો ખાંચા ખાંચાવાળો હોવાથી ઘણાં સારાં બંદરો બની વેપારની સુગમતા થઇ છે. (૨) બેટ હોવાથી પરદેશી હુમલાનું સારી રીતે રક્ષણ થઈ શકે છે. (૩) ચોમેર દરીઆ હોવાથી જળમાર્ગે વેપારની સારી જોગવાઇ મળી. (૪) ઠંડી હવાને લીધે લોકોને ઉદ્યોગી રહેવાની જરૂર પડે છે. (૫) જમીનમાંથી કોલસા, લોઢું વગેરે પુષ્કળ ખનીજો નીકળે છે. (૬) એ લોકો સાહસિક, ઉદ્યોગી, વ્યાવહારિક બુદ્ધિવાળા અને પ્રમાણિક છે. (૭) એમની પોતાના દેશ ઉપર પ્રીતિ તથા ફરજ બજાવવાની લાગણી ઉંચી છે. (૮) રાજ્ય બંધારણ સારૂં અને ગંજાવર સાહિત્ય છે. (૯) પૃથ્વીની મધ્યમાં આવેલો હોવાથી વેપારની સગવડ સારી છે.

(૧૦) ખનીજનો સારો ઉપયોગ, વેપારીઓ, કારખાનાવાળાઓની દીર્ઘદષ્ટિ, કેળવાએલા, ચતુર અને સંભાળપૂર્વક કામ કરનારા કારીગરો તથા તારની સગવડ, પુષ્કળ પૈસો અને વધતો જતો સંસ્થાનનો વેપાર આવાં કારણોથી તે પૃથ્વી ઉપર બધાં રાજ્યોમાં પહેલે નંબરે છે.

૨૭. સ—જાપાનની શ્રેષ્ઠતાનાં (ચઢતીનાં) કારણુ આપો.

જ—સવાલ ૨૫ માના જવાબનાં પહેલાં નવ કારણો વાંચો. આથીજ જાપાનને એશિઆનું ઈંગ્લાંડ કહે છે.

૨૮. સ—પૃથ્વીની ગતિઓ વિષે જાણુતા હો તે લખો.

જ—પૃથ્વીને ૩ ગતિ છે. (૧) દૈનિક, (૨) વાર્ષિક, (૩) ધરીની દિશાની (ધ્રુવની) ગતિ.

દૈનિક ગતિથી પૃથ્વી ૨૪ કલાકમાં પોતાની ધરીની આસપાસ પશ્ચિમથી પૂર્વ દિશામાં ફરે છે અને રાતદિવસ તેજ ગતિથી થાય છે.

વાર્ષિક ગતિથી પૃથ્વી ધરીની આસપાસ ફરતી ફરતી ૩૬૫ા દિવસમાં સૂર્યની આસપાસ ફરે છે આથી ઋતુભેદ થાય છે.

પૃથ્વી પોતાની ધરીની દિશા ધ્રુવની આસપાસ ફેરવતાં ફેરવતાં ૨૬૦૦૦ વર્ષે એક વર્તુલ પુરૂં કરે છે તેને ધ્રુવની ગતિ કહે છે.

૨૯. સ—ભૂગોળના કયા કયા ભાગ થઈ શકે?

જ—ભૂગોળના રાજકીય, વ્યવહારિક ને પ્રાકૃતિક એવા ત્રણ ભાગ થઇ શકે છે.

જન સમાજનાં સુખ, સુધારા અને રાજ્યપ્રકરણને અનુસરીને

દેશોનું વર્ણન કરેલું હોય તેને **રાજકીય ભૂગોળ** કહે છે.

એક દેશમાં પાકતી વસ્તુઓ વિષે તથા તેની બીજા દેશ સાથે થતી આયાત, નિકાસ સંબંધી વર્ણન કરેલું હોય તેને **વ્યવહારિક ભૂગોળ** કહે છે.

જમીન, પાણી, હવા, વનસ્પતિ, પ્રાણી વગેરેની સ્થિતિ અને તેમાં થતા ફેરફારોનું વર્ણન જેમાં હોય તે **પ્રાકૃતિક કે કુદરતી રચના સંબંધી ભૂગોળ** કહેવાય છે.

૩૦. સ—નાક્ષત્રમાસ, ચાંદ્રમાસ, આર્તવવર્ષ, ગણિતભાગ, અજવાળીઉં ( શુક્લપક્ષ ) ને અંધારીયા (કૃષ્ણપક્ષ) વિષે સમજાવો.

જ—**નાક્ષત્રમાસ**—ચંદ્ર રોજ ૧૩ અંશ પૂર્વ તરફ ખસતો ખસતો ૨૭$\frac{1}{3}$ દિવસમાં પૃથ્વીની આસપાસ ફરી રહે છે તે.

**ચાંદ્રમાસ**—સૂર્ય અને ચંદ્રને એકઠા મળવાની જગા એક રાશી જેટલી વેગળી ગઇ છે તેટલી જગા આસવાને ચંદ્રને નાક્ષત્ર-માસ કરતાં લગભગ ૨ા દિવસ વધારે લાગે છે એ ૨ા દિવસના વખતને ચાંદ્રમાસ કહે છે.

**આર્તવવર્ષ**—આ વર્ષ સૌર્ય વર્ષથી ૨૦ મિનિટ નાનું છે અને વ્યવહાર પણ દુનીઆમાં એ વર્ષથી ચાલે છે માટે તેજ ખરૂં વર્ષ ગણાય છે.

**ગણિતભાગ**—જે ભાગમાં આખા ગોળાના આકાર, માપ, ગતિઓ, અક્ષાંસ, રેખાંશ, કટિબંધ, વૃત્તો, આકાશી પદાર્થો સાથે તેનો સંબંધ, અંતર વગેરેનું વર્ણન હોય તે ભૂગોળનો ગણિત ભાગછે.

**શુકલપક્ષ**—અમાસ પછી ચંદ્રની પ્રકાશિત બાજુનો વધારે વધારે ભાગ આપણને જણાય છે એટલે તેની ચઢતી કળા થાય છે તે ૧૫ દિવસના ભાગને શુકલપક્ષ કહે છે.

**કૃષ્ણપક્ષ**—ચંદ્ર નાનો નાનો દેખાતાં છેવટે મુદ્દલ જણાતો નથી એટલે તેની ઉતરતી કળા થાય છે એ ૧૫ દિવસના ભાગને કૃષ્ણપક્ષ કહે છે.

**૩૧. સ.**—હિંદની નિકાશ ને આયાત લખો.

**જ—હિંદુસ્તાનથી પરદેશ જતો માલ (નિકાશ)**—રૂ, હળદર, અનાજ, શણ, તેલીબીઆં, ચા, લાખ, ઉન, ગુંદ, ગળી, અફીણ, કોપરૂં, મીણ, ચામડાં, શીંગડાં, ખરી, હાડકાં, હરડાં, ગુંદર, કાથો વગેરે.

**પરદેશથી હિંદમાં આવતો માલ (આયાત)**—સુતરાઉ ઉનનું અને રેશમી કાપડ, લોખંડ, પોલાદ, તાંબુ, બીજી ધાતુઓ, ખાંડ, યંત્રો, દારૂ, કાચ, રંગો, કાગળ, મીઠું, કેરોસીન, સાકર, રેશમ, ઔષધો, સોનું, રૂપું, છત્રીઓ, દીવાસળી, ઘડિઆળો, રમકડાં વગેરે.

**૩૨. સ**—દરેક ખંડવાર નિકાશ અને આયાત લખો.

**જ—એશિઆની નિકાશ**—ચા, રેશમ, રૂ, રંગો, તેલીબીઆં, ગુંદ, ગરમ મસાલો, ચોખા, ઉન, શણ, સાગ ને કેરોસીન.

**એશિઆની આયાત**—સુતરાઉ, રેશમી અને શણનું કાપડ, સાંચા ને ઉપયોગી ધાતુ, દારૂ, કાચ, કાગળ વગેરે.

**યૂરોપની નિકાશ**—સુતરાઉ, રેશમી અને ગરમ કાપડ,

લોખંડ અને તેનો સામાન, યંત્રો, કાચ, કાગળ, દારૂ, ઘડિઆળો દીવાસળી, રમકડાં વગેરે.

યૂરોપની આયાત—રૂ, અનાજ, તેલીબીઆં, ચા, લાખ, શણ, ચામડાં, મીણ, હાડકાં, ગુંદર, અફીણ, કોપરૂં, ગળી, ઉન, વગેરે.

આફ્રિકાની નિકાશ—હીરા, સોનું, હાથીદાંત, શાહમૃગનાં પીછાં, ઊન, કોપરેલ, ઇંડિઆ રબર, રૂ, ગુંદ, એબની, ગળી, મગફળી અને ગુંદર.

આફ્રિકાની આયાત—સુતરાઉ, રેશમી ને ગરમ કાપડ, લોખંડનો સામાન, યંત્રો, કાચ, કાગળ, દારૂ, દીવાસળી, અનાજ વગેરે.

અમેરિકાની નિકાશ—અનાજ, લોઢું અને તેનો સામાન, જંગલની પેદાશ, કેરોસીન, કાચો અને તૈયાર થએલો માલ વગેરે.

અમેરિકાની આયાત—ચા, ગુંદ, કલાઇ ને બીજી ધાતુઓ વગેરે.

આસ્ટ્રેલીઆની નિકાશ—સોનું, ઉન, માખણ, ઠારેલું ગોસ, ચરબી, ચામડાં, ઘોડા, ખાંડ, તાંબું વગેરે.

આસ્ટ્રેલીઆની આયાત—કાપડ, ધાતુઓ, સાંચાકામ, ચા વગેરે.

૩૩. સ—બધા ખંડોનું દર ચોરસ માઇલે વસ્તીનું પ્રમાણ આપો.

જ—દર ચોરસ માઇલે યુરોપમાં ૧૦૦, આફ્રિકામાં ૩, એશિઆમાં ૫૦, ઉત્તર અમેરિકામા ૧૧, દક્ષિણ અમેરિકામાં ૬ અને આસ્ટ્રેલીઆમાં ૫ માણસની વસ્તી છે.

૩૪. સ—હિંદની બ્રિટિશ રાજ્યપદ્ધતિ ટુંકામાં વર્ણવો અને હિંદની બહાર કઈ કઈ જગાએ હિંદુસ્તાનના વાઇસરોયની સત્તા ચાલે છે ?

જ—ઇંગ્લાંડના મહારાજા હિંદના શહેનશાહ કહેવાય છે. તેમના તરફથી હિંદ ઉપર દેખરેખ રાખવાને વાઇસરાય ને ગવર્નર જનરલ નીમવામાં આવે છે તેને મદદ કરવાને બે મંડળ હોય છે. (૧) એક્ઝિક્યુટિવ ( કારભાર કરનાર ) અને (૨) લેજીસ્લેટિવ ( કાયદા બાંધનાર ). કારભાર કરનાર મંડળમાં વાઇસરાય સાથે ૧૦ સભાસદ હોય છે અને બીજામાં ઉપરના ૧૦ સાથે કુલ ૭૦ સભાસદ હોય છે. ગવર્નર જનરલના હાથ નીચે મુંબાઇ, મદ્રાસ ને બંગાળાના ગવર્નરો અમલ ચલાવે છે. એમને મદદ કરવાને પણ કાયદા બાંધનાર અને કારભાર કરનાર એવાં બે મંડળો હોય છે. કારભાર કરનાર મંડળમાં ગવર્નર સાથે ૪ સભાસદ હોય છે અને કાયદા બાંધનાર મંડળમાં ૪૬ સભાસદ રાખે છે વળી સંયુક્ત પ્રાંતો, પંજાબ, ઓઢીઆ ને બ્રહ્મદેશ પર લેફ્ટેનેન્ટ ગવર્નરો અમલ ચલાવે છે તથા મધ્યપ્રાંતો, વાયવ્ય સરહદનો પ્રાંત, અજમેર, કુર્ગ, અંદામાન ને નિકોબાર તથા બલુચીસ્તાનમાં ચીફ કમીશ્નરો અમલ ચલાવે છે. તેમના હાથ નીચે પ્રાંતોના કમીશ્નરો હોય છે તે પોતાના પ્રાંતની દેખરેખ રાખે છે અને તેમના હાથ નીચે જીલ્લાના કલેક્ટરો, તાલુકાના મામલતદારો અને છેવટે ગામડાના મુખી તથા તલાટીઓ હોય છે તેમની મારફત બધો કારભાર ચાલે છે. વળી દેશી રાજ્યોમાં અને હિંદની બહારનાં રાજ્યો જેવાં કે ઝાંઝીબાર, મક્સ્ત, એડન, અફઘાનિસ્તાન, તાતાર, ટિબેટ, શિયાંમ વગેરેમાં રેસીડેન્ટ કે

પોલીટીકલ એજન્ટ છે.

૩૫. સ—બધા ખંડોના કિનારાની સરખામણી કરો.

જ—યુરોપનો કિનારો ઘણો ખડબચડો અને વાંકોચૂકો છે તે ૧૯૦ ચોરસ માઇલના ક્ષેત્રફળે ૧ માઇલ લાંબો. આફ્રિકાનો ૬૭૦ ચોરસ માઇલે ૧ માઇલ, ઉત્તર અમેરિકાનો ૩૫૦ ચોરસ માઇલે ૧ માઇલ, દક્ષિણ અમેરિકાનો ૭૫૦ ચોરસ માઇલે ૧ માઇલ તથા એશિઆનો વિસ્તાર યુરોપથી પાંચગણો છે છતાં એશિઆથી યુરોપનો કિનારો પાંચગણો છે અને ઇંગ્લાંડનો ફક્ત ૨૨ ચોરસ માઇલે ૧ માઇલ છે.

૩૬. સ—હિંદમાં વધારેમાં વધારે અને ઓછામાં ઓછો વરસાદ ક્યાં આગળ વરસે છે તે કારણ સાથે લખો.

જ—હિંદમાં વધારેમાં વધારે ૫૨૫ ઇંચ વરસાદ ચેરાપુંજીમાં વરસે છે અને ઓછામાં ઓછો ૨ ઇંચ સિંધમાં વરસે છે.

કારણ—બંગાળી ઉપસાગરમાંથી ઉત્પન્ન થએલી વરાળ ઉત્તર તરફ જાય છે તે વખતે ચેરાપુંજી પાસે ઘણા પર્વતો હોવાથી તે ઠંડી પડી વરસાદ રૂપે પડે છે, પરંતુ આગળ જવા પામતી નથી. (૨) ચેરાપુંજી આગળ ઘણી વનસ્પતિ હોવાથી ત્યાં ઘણી વરાળ ઉત્પન્ન થાય છે તેથી ત્યાં વરસાદ વધારે પડે છે. ઉપરના બેમાંનું એકેય કારણ સિંધમાં નહિ હોવાથી ત્યાં વરસાદ થોડો પડે છે.

૩૭. સ—હિંદુસ્તાનનો ઘણો ભાગ માંસાહારી કેમ નથી?

જ—હિંદુસ્તાન સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી અનાજ તેમજ ફળફૂલની પેદાશ જોઇએ તેટલી થાય છે અને ચોમાસું

નિયમિત રીતે આવે છે. (૨) હિંદુસ્તાન સમશીતોષ્ણ કટિબંધમાં હોવાથી ગરમ વસ્તુ (માંસ) ખાવાની જરૂર પડતી નથી.

૩૯. સ—નીચેની દુનીઆમાં મોટામાં મોટી વસ્તુઓના જવાબ તેની સામે આપો.

મોટામાં મોટો મહાસાગર—પાસિફિક.
મોટામાં મોટો ખંડ—એશિઆ.
લાંબામાં લાંબો પર્વત—રોકી.
મોટામાં મોટો ( ઊંચો ) પર્વત—હિમાલય.
ખારામાં ખારૂં ( નીચું ) સરોવર—મૃત.
ખારા પાણીનું મોટું સરોવર—કાસ્પીઅન.
ઉંડામાં ઉંડું સરોવર—બૈકલ.
મીઠા પાણીનું મોટું સરોવર—સુપીરીઅર.
મોટામાં મોટી યુનિવર્સિટી—ઓક્સફર્ડ.
ઉંચામાં ઉંચુ સરોવર—માન.
મોટામાં મોટો ધોધ—નિઆગરા.
લાંબામાં લાંબી નદી—મીસીસીપી મીસુરી.
મોટામાં મોટી (પહોળી) નદી—આમાઝોન.
સૌથી નીચો દેશ—હોલાંડ.
સૌથી ઉંચો દેશ—ટિબેટ.
મોટામાં મોટો બેટ—આસ્ટ્રેલીઆ.
મોટામાં મોટું રણ—સહરા.
મોટામાં મોટાં શહેર—લંડન, ન્યુયોર્ક.
મોટો પરવાળાનો ખડક—મેટબેરીઅરરીફ.

જુનામાં જુનો અને વિચિત્ર ખંડ—આસ્ટ્રેલીઆ.
વધારે વસ્તીવાળું રાજ્ય—ચીનાઈ રાજ્ય.
વધારે વસ્તીવાળો દેશ—ચીન.
મોટમાં મોટી ટનલ—સેંટગોથાર્ડ (આલ્પ્સમાં).
મોટામાં મોટી મીઠાની ખાણ—ક્રાકો શહેર આગળની.
મોટામાં મોટો ઝુલતો પૂલ—ન્યુયોર્ક ને બ્રુકિલન વચ્ચે.
મોટામાં મોટું પ્રજાસત્તાક રાજ્ય—યુનાઇટેડસ્ટેટ્સ.
વધારે વિસ્તારવાળું (જમીનના) રાજ્ય—બ્રિટિશ સામ્રાજ્ય.
ઠંડામાં ઠંડી જગા—વર્કોયાન્સ્ક.
ઘાડામાં ઘાડું જંગલ—આમાઝોન નદીનો પ્રદેશ.

૩૯. સ—હિંદુસ્તાનના સ્વરૂપ ઉપરથી જે સ્વાભાવિક ભાગો થઈ શકતા હોય તે ગણાવો.

જ—વિંધ્યાચલે બે ભાગ કરેલા છે, એમાંના ઉત્તર ભાગનું નામ (૧) હિંદુસ્તાન અને દક્ષિણના ભાગનું નામ (૨) દક્ષિણ (દખ્ખણ) છે.

વળી હિંદુસ્તાનના ૭ ભાગ પણ કરી શકાય છે. (૧) હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ (૨) સિંધુનદીનો પ્રદેશ (૩) રેતીનું રણ, (૪) મધ્યહિંદ અને રજપૂતાનાનો ઉંચો પ્રદેશ (૫) ગંગાનો પ્રદેશ (૬) બ્રહ્મપુત્રાનો પ્રદેશ.

દક્ષિણના ચાર સ્વાભાવિક રીતે ભાગ થઈ શકે છે (૧) નર્મદાનો પ્રકાશ ( ૨ ) શુદ્ધ દક્ષિણ, ( ૩ ) પૂર્વકાંઠાનો નીચાણનો પ્રદેશ ( ૪ ) પશ્ચિમ કાંઠાનો નીચાણનો પ્રદેશ.

જળી પડવાથી ઘણી ઇમારતોનો નાશ થાય છે.

(૧૦૦) મોટી ઇમારતોનું વીજળીથી રક્ષણ કરવાને શા શા ઉપાયો લેવામાં આવે છે ?

જ—મોટી ઇમારતો, ઝાડો વગેરે ઉંચી વસ્તુઓ વાદળાંની નજીક હોવાથી તેનાપર વીજળી વહેલી પડે છે. તેમાં મુખ્યત્વે કરીને જે વસ્તુઓ વિદ્યુત વાહક અને અણીદાર હોય છે તેનાપર પડવાનો સંભવ વધારે છે. માટે તેનાથી બચવા માટે તાંબાની પહોળી પટી લઈ તેનો એક છેડો જમીનમાં ઉંડો ઉતારવો અને બીજે છેડે લોખંડનો અણીદાર સળીઓ સાંધી લઈ તે છેડો મકાનથી છ થી દશ ફીટ સુધી ઉંચો રાખવો. તે તાંબાની પટીને દીવાલની બહારની બાજુએ જડી લેવી. આ પ્રમાણે કરવાથી વીજળી ઘર ઉપર ન પડતાં સળીઆ ઉપર આવી તેની મારફત જમીનમાં ઉતરી જાય છે તેથી ઇમારતોને નુકસાન થતું નથી.

(૧૦૧) વિદ્યુતનો તણખો કે ઝબકારો શાથી થાય છે ?

જ—કોઇ પણ બે વસ્તુમાં વિરૂદ્ધતા ગુણવાળી જુદી જુદી વિદ્યુત હોય અને તે વસ્તુઓ હવાને લીધે કે બીજા કોઇ કારણથી ભેગી મળે ત્યારે તેમાંની વિદ્યુતનો સંયોગ થવાથી તણખો કે ઝબકારો થાય છે.

(૧૦૨) રસાયન વ્યાપારથી ઉત્પન્ન થએલી (વહેતી) વિદ્યુત ઉત્પન્ન કરવાની કોઇ પણ સાદી રીત લખો તથા તેની રીતોની શોધ કોણે કોણે કરી હતી ?

જ—માટીના વાસણને તળીએ મોરથુથાના જાડા ભૂકાનો થર પાથરીને તે ઉપર તાંબાનું પતરૂં મૂકે છે. પછી તે ઉપર રેતી

અથવા લાકડાના વહેરનો થર પાથરી બધું વાસણ તેજાબ મેળવેલા પાણીથી ભરી દે છે અને મધ્યભાગે જસતની તકતી મૂકે છે. તે પતરાને તથા તકતીને છેડે રેશમ વીંટાળેલો તાંબાનો તાર લગાડેલો હોય છે આને **વિદ્યુતપાત્ર** કહે છે. એવાં ઘણાં પાત્ર ભેગાં મળીને **બેટરી** થાય છે. આ બેટરીમાં તાંબાના પતરા ઉપરના અને જસતની તકતી ઉપરના તારના છૂટા રાખેલા છેડા જોડી દેવામાં આવે છે ત્યારે વિદ્યુતને વહેવાનો માર્ગ મળે છે આ પ્રમાણે બેટરીના બે તારો પ્રત્યક્ષ જોડવાથી અગર તે બે તારોની વચ્ચે વિદ્યુત વાહક પદાર્થ મૂકી જોડી દેવાથી વિદ્યુત પ્રવાહ ચાલુ થાય છે. આમ વિદ્યુત પ્રવાહ ચાલુ થાય ત્યારે **બેટરી બંધ** થઈ કહેવાય છે અને બન્ને તારો છૂટા હોઇ પ્રવાહ ચાલતો ન હોય ત્યારે **બેટરી ખુલ્લી** છે એમ કહેવાય છે. આ શોધ ગિલ્બર્ટ, વોલ્ટા અને ગ્રોવે કરેલી છે. તે દરેકની બેટરી ભરવાની રીત જુદી છે.

(૧૦૩) વીજળી ઉત્પન્ન કરવાનાં સાધન લખો.

જ—કાચ, રેશમ, બિલાડીનું રૂવાટીવાળું ચામડું, લાખ અને ઊન એટલાથી ઘર્ષણ વીજળી પેદા થાય છે. તથા મોરથુથુ, તાંબાનું પતરૂં, જસતનું પતરૂં, ગંધકનો તેજાબ, પાણી, માટીનું પાત્ર અને રેશમ વીંટેલા તાંબાના તથા પ્લાટીનમના તાર એટલાથી રસાયની વીજળી ઉત્પન્ન થાય છે.

(૧૦૪) વિદ્યુત લોહચુંબક બનાવવાની રીત કઇ છે ?

જ—નરમ લોઢાનો ગજ લઇ તેની આસપાસ છેડા દૂર રાખી લાંબો વિદ્યુત વાહક તાંબાનો તાર વીંટાળો. તે ગજની પાસે લોઢાનો ભુકો ધરશો તો તે તેને વળગશે નહિ. હવે બેટરીના તારના

બન્ને છેડા ગજા ઉપર વીંટાળેલા તે બન્ને તારના છેડા સાથે જોડી દો. હવે ભુકો તેને વળગે છે માટે ગજમાં લોહચુંબકનો ગુણ આવેલો જણાય છે. બેટરીના તારનો સંબંધ તોડી નાંખશો તો લોહચુંબકનો ગુણ નાશ પામી ભુકો નીચે ખરી પડશે. થોડે થોડે રહી રહીને વિદ્યુત પ્રવાહ જવાથી નરમ લોઢામાં થોડા સમય સુધી લોહચુંબકનો ગુણ આવે છે. એ રીતે વિદ્યુત લોહચુંબક બને છે.

(૧૦૫) લોહચુંબકના ગુણવાળી સોયને બેટરીના તાર પાસે રાખી બેટરી બંધ કરવાથી શું થાય છે?

જ—તે સોય બેટરીના તારને કાટખુણે આવે છે એટલે ઉત્તર દક્ષિણ ન રહેતાં પૂર્વ પશ્ચિમ થઇ જાય છે.

(૧૦૬) વિદ્યુત લોહચુંબકનો ઉપયોગ કરી તારનું યંત્ર કોણે બનાવ્યું છે? તેની રચના આકૃતિ સહિત સમજાવો.

જ—મોર્સ નામે માણસે તારનું યંત્ર બનાવ્યું છે તેને માટે સાતમી ચોપડીના ૮૫ મા પાઠનું વિદ્યુત તારયંત્ર જુઓ.

(૧૦૭) વીજળીથી તારના સંદેશા શી રીતે મોકલાય છે?

જ—જે સ્થળોએ તારના સંદેશા મોકલવા હોય ત્યાં બેટરીઓ રાખવામાં આવે છે અને વચ્ચેના રસ્તામાં થાંભલા ઉપર ચીનાઈ પ્યાલા મૂકી તેપર થઇને તારનાં દોરડાં લઈ જાય છે. એ દોરડાંનો સંબંધ વિદ્યુત તારયંત્ર જે દરેક સ્થળોએ રાખવામાં આવે છે. તેની સાથે રાખે છે પછી કળનું બટન દાબવાથી ટીક ટીક અવાજ ઉત્પન્ન થાય છે અને તેની નિશાનીઓ ઠરાવી તાર મોકલી શકાય છે.



# રસાયન વિકાર અને રસાયન પ્રીતિ.

(૧૦૮) પ્રકૃતિ વિકાર એટલે શું ?

જ—જે વિકાર થોડો વખત રહેનારો તે એટલે બરફનું પાણી બનવું. મીણ, ઘી વગેરેનું ઓગળવું અને પાણીની વરાળ થવી.

(૧૦૯) રસાયની વિકાર એટલે શું ?

જ—જે વિકાર ( ફેરફાર ) હંમેશાં રહે છે તે. જેમકે લાકડું બળી કોયલો થઈ જવો. તે ફેરફાર હંમેશને માટે છે કેમકે કોયલાનું ફરીથી લાકડું થતું નથી.

(૧૧૦) પ્રકૃતિ વિકાર ને રસાયની વિકારમાં તફાવત શો છે ?

જ—પ્રકૃતિ વિકારમાં માત્ર નક્કરપણું, પ્રવાહીપણું વગેરે પદાર્થનો એક અથવા વધારે ગુણોમાં માત્ર ફેરફાર થાય છે પણ રસાયન વિકારમાં તો તે પદાર્થમાંજ ફેરફાર થાય છે એટલે મૂળ પદાર્થ બદલાઇને તદ્દન નવોજ પદાર્થ બને છે.

(૧૧૧) રસાયની વિકાર કેટલી રીતે થઇ શકે છે અને તે કયા છે ?

જ—બે રીતે. (૧) રસાયની પૃથક્કરણ (૨) રસાયની સંયોગ મૂળ પદાર્થમાંથી કેટલાક ઘટકો જતા રહે તે રસાયની પૃથક્કરણ અને મૂળ પદાર્થનો બીજા નવા ઘટકો જોડે સંયોગ થાય તે રસાયની સંયોગ અથવા રસાયની મિશ્રણ. જેમકે લોઢા કે તાંબાનો ગંધીલ.

(૧૧૨) મિશ્રણ કેટલી જાતનાં છે અને કયાં કયાં છે.

જ—(૧) સાદું કે સાધારણ મિશ્રણ. (૨) રસાયની મિશ્રણ. એમ બે જાતનાં છે.

(૧૧૩) સાધારણ મિશ્રણ અને રસાયની મિશ્રણનો તફાવત દાખલા આપીને સમજાવો.

જ—સાધારણ મિશ્રણમાં બે પદાર્થના રજકણો ભેગા રહે છે પણ તેમના મૂળ ગુણ બદલાતા નથી. જેમકે—ખાંડ ને રેતીનું મિશ્રણ દૂધ ને ખાંડ અથવા પાણી ને ખાંડનુ મિશ્રણ અને રસાયની મિશ્રણમાં બન્ને પદાર્થનાં રજકણો એકેક સાથે એટલાં ભળી જાય છે કે તે પદાર્થના મૂળ ગુણો જતા રહે છે. એટલે તેમના રંગ, વાસ, સ્વાદ વગેરેમાં ફેરફાર તદ્દન જુદાજ ગુણનો પદાર્થ બને છે. જેમકે—કસોટીની સફી નળીમાં થોડાક ગંધક નાંખો અને તેમાંથી વરાળ નીકળવા માંડે ત્યાં સુધી તેને તપાવો. પછી નળીમાં તાંબાનો કકડો નાંખો. તેને ગંધકની વરાળ અડકશે કે તરતજ ઝગઝગાટ બળશે અને પછી તરતજ કાળો પડી જશે. એ કાળો કકડો તાંબાનો ગંધીલ છે. તે તાંબુ તથા ગંધક બન્ને કરતાં તદ્દન જુદાજ ગુણનો પદાર્થ બન્યો છે માટે તે રસાયની મિશ્રણ થયું કહેવાય. તાંબાના કકડાને બદલે લોઢાનો ભુકો નાંખીશું તોપણ તેજ પ્રમાણે બનશે અને લોઢાનો ગંધીલ થશે.

(૧૧૪) તત્વ અને મિશ્રણ એટલે શું ? તેમાં તફાવત શો છે?

જ—જે પદાર્થોનું પૃથક્કરણ કરી તેમાંના સાદાં દ્રવ્યો જુજુ જુદાં પાડી શકાયાં નથી તે તત્વો છે, અને એક કરતાં વધારે તત્ત્વોનો રસાયની સંયોગ થવાથી જે પદાર્થો બને છે તે મિશ્રણ કે સંયુક્ત પદાર્થો કહેવાય છે.

(૧૧૫) દુનીઆમાં તત્ત્વો કેટલાં જાણવામાં આવ્યાં છે ? તથા તેમાંથી થોડાંક નામ આપો.

જ—૭૫ તત્ત્વો જાણવામાં આવ્યાં છે. સોનું, રૂપું, તાંબુ, લોઢું ગંધક, પારો વગેરે.

(૧૧૬) એ તત્ત્વો ઘણું કરીને સૃષ્ટિમાં શુદ્ધ મળી નથી આવતાં તેનું કારણ શું?

જ—સંબંધાકર્ષણને લીધે પદાર્થનાં રજકણો એકબીજા સાથે જોડાઈ જાય છે તેથી તે શુદ્ધ મળી આવતાં નથી.

(૧૧૭) તત્વોના પરમાણુ એકઠા થઇ નવો પદાર્થ શી રીતે બને છે?

જ—તત્ત્વોના મિશ્રણથી નવો પદાર્થ બને છે ત્યારે મૂળના અણુસમુહ ભાગી જઇ નવા અણુસમુહ બંધાય છે, હવે અણુસમુહ પરમાણુના બને છે, એ પરમાણુઓ એકઠા મળવાથી અથવા ફરી ગોઠવવાથી નવો પદાર્થ બને છે આવી રીતે થાય છે ત્યારે તત્ત્વોનો સંયોગ થયો કહેવાય છે.

(૧૧૮) રસાયની આકર્ષણ અથવા રસાયન પ્રીતિ કોને કહે છે.

જ—જે બળવડે જુદા જુદા તત્ત્વો એકઠાં મળી મિશ્ર પદાર્થો બને છે અને તેઓમાં તે તત્ત્વો એક એકને વળગી રહે છે તે બળને રસાયની આકર્ષણ કે રસાયન પ્રીતિ કહે છે.

(૧૧૯) પદાર્થો બનાવામાં રસાયની આકર્ષણ ઉપરાંત સંબંધાકર્ષણ શું કામ કરે છે?

જ—રસાયનાકર્ષણવડે પરમાણુઓ પરસ્પર વળગી રહે છે અને તેમના અણુસમુહ બને છે. એ અણુસમુહ સંબંધાકર્ષણને લીધે વળગીને પદાર્થો બને છે.

(૧૨૦) સૃષ્ટિમાં રસાયન પ્રીતિનો ઉપયોગ શો છે? અને તે ન હોય તો શું થાય?

જ—લાકડું બળે છે, અનાજ ઉગી નીકળે છે, ઉચ્છ્વાસમાં ખરાબ હવા બહાર નીકળી જાય છે તથા દુનીઆના ઘણાખરા પદાર્થો એ બળવડેજ રહેલા છે. તે ન હોય તો સૃષ્ટિની જે જુદી જુદી રચના હાલ જણાય છે તેટલી જણાય નહિ અને તમામ સજીવ પ્રાણીઓ નાશ પામે તથા તેમની જગાએ ત્રણ અદૃશ્ય વાયુ અને કોયલા જેવી કોઈ વસ્તુ આવે. પર્વતો ખરી પડી ચુરેચુરા થઇ જાય અને સઘળા મહાસાગરો, નદીઓ તથા સરોવરો સુકાઇ જઈ બે અદૃશ્ય વાયુ ઉત્પન્ન થાય. મતલબ કે સૃષ્ટિમાં ૭૫ તત્ત્વો સિવાય બીજું કોઇ હોઇ શકે નહિ.



## પાણીનું બંધારણ.

(૧૨૧) પાણી મિશ્ર પદાર્થ છે કે તત્ત્વ છે? જો મિશ્ર પદાર્થ હોય તો તેમાં કયાં કયાં તત્ત્વો છે?

જ—પાણી મિશ્ર પદાર્થ છે. તે ઓક્સિજન અને હૈડ્રોજન એ બે વાયુઓનુ બનેલું છે

(૧૨૨) પાણી ઓક્સીજન અને હૈડ્રોજનનું બનેલું છે એમ શાથી કહો છો?

જ—બેટરીથી વિદ્યુત ઉત્પન્ન કરી તેના બે તાર પાણીમાં (પાણીમાં વિદ્યુત પ્રવાહ જઇ શકે માટે થોડો ગંધકનો તેજાબ નાંખવો) રાખી તેના છેડા ઉંધા પાણીમાં રાખવા, પછી તેના ઉ-

પર પાણી ભરેલા બે પ્યાલા ઊંધા પાડીશું તો ધીમે ધીમે બન્ને-માંથી પાણી ખાલી થતું જઇ તેમાં ઓક્સિજન અને હૈડ્રોજન વાયુ આવશે. આ ઉપરથી જણાય છે કે પાણીનું પૃથક્કરણ થઇ આ બે વાયુઓ નીકળે છે.

(૧૨૩) પાણી બનવામાં ઓક્સીજન અને હૈડ્રોજન શા પ્રમાણમાં ભળેલા છે?

જ—કદમાં ઓક્સીજનથી હૈડ્રોજન બમણો છે પણ વજનમાં ઓક્સીજન કરતાં હૈડ્રોજન આઠ ગણો હોય છે માટે નક્કી થાય છે કે હૈડ્રોજન કરતાં ઓક્સીજન ૧૬ ગણો ભારે છે.

(૧૨૪) પાણીનું બંધારણ જાણવાનો પ્રયોગ લખો.

જ—સાતમી ચોપડીનો પાડ ૮૭, પાણીનું બંધારણ દેખાડ-નારૂં યંત્ર તથા તેજ પાઠનો છેલ્લો પેરેગ્રાફ જુઓ.

(૧૨૫) હૈડ્રોજન વાયુનું ઓળખાણ આપો તથા તેને જળ-જનક વાયુ શા માટે છે?

જ—તે બધા વાયુઓ કરતાં હલકો છે, જાતે બળે છે, હવા જોડે ભળેલો હોય અને તેની પાસે દીવો લાવીએ તો મોટો ધડાકો થાય છે. ઝીણા વહેવાળી નળીને છેડે એ વાયુને બળવા દઇ તેની જ્યોત ઉપર લાંબી ખુલ્લી નળી ધરી રાખીએ તો ,તે નળીને મથાળે હવામાંના ઓક્સિજનના સંયોગથી પાણીનાં ટીપાં બંધાએલાં દેખાય છે. આ પ્રમાણે તે બળે છે ત્યારે પાણી બનાવે છે તેથી તેને જળ-જનક વાયુ કહે છે.

(૧૧૬) ઓક્સિજન વાયુનું ઓળખાણ આપો.

જ—એ જાતે બળતો નથી પણ બીજી વસ્તુને બળવામાં મદદ કરે છે. બળેલા કોયલાને ઓક્સિજનમાં ધરીશું તો તે કોયલાનો ભડકો થઈ લાકડાની માફક બળશે.



## દ્રાવ્યતા.

(૧૨૭) દ્રાવણ અને દ્રાવ્યતા એટલે શું ?

જ—એક પદાર્થ બીજા પદાર્થમાં ઓગળી જાય એટલે તેમની રજકણો સેળભેળ થઇ કોઇક પદાર્થ બને છે તેને દ્રાવણ કહે છે. જેમકે—પાણીમાં ખાંડ, મીઠું વગેરે ઓગળે છે માટે એ દ્રાવણ, અને એ ઓગળવાનો ગુણ તે દ્રાવ્યતા.

(૧૨૮) પાણીમાં ખાંડ, મીઠું વગેરે શા કારણથી ઓગળે છે? અને તે અમુક હદ સુધી કેમ ઓગળે છે ?

જ—પ્રવાહીનાં રજકણોમાં સંબંધાકર્ષણ ઓછું હોઇ તેની વચમાં જગા હોય છે માટે તેમાં ખાંડ, મીઠું વગેરેનાં રજકણો ભરાઇ તે અદૃશ્ય થઈ જાય છે ત્યારે આપણે તેને ઓગળી ગયું કહીએ છીએ.

પદાર્થો ઓગળ્યો પ્રવાહીનાં રજકણો વચ્ચેની જગા પુરાઇ ગઇ એટલે બાકીનાં રજકણો તેમાં પેશી શકતાં નથી તેથી અમુક હદ સુધીજ તે પ્રવાહીમાં ઓગળી શકે છે એમ કહેવાય છે.

(૧૨૯) મીઠું અને ખાંડ પાણીમાં કેટલા પ્રમાણમાં ઓગળી શકે છે ?

જ—પાણીના પ્રમાણમાં મીઠું સેંકડે ૪૧ ટકા ઓગળે છે

તેથી વધારે નાંખીએ તો ૧૨૮ મી કલમમાં જણાવ્યા પ્રમાણે એ-ગળી શકતું નથી. મીઠા કરતાં ખાંડ સહેજ વધારે ઓગળે છે.

(૧૩૦) દ્રાવ્ય અને અદ્રાવ્ય પદાર્થો એટલે શું ? તે દાખલા આપીને સમજાવો.

જ—જે પદાર્થો ઓછાવત્તા પ્રમાણમાં પણ પાણીમાં ઓગળી જાય છે તે દ્રાવ્ય કહેવાય છે. જેમકે—ખાંડ, મીઠું, સાકર, પાપડ-ખાર, સુરોખાર, ટંકણખાર, નવસાર, મોરથુથુ વગેરે જે પદાર્થ માલમ પડે એવી રીતે પાણીમાં ઓગળતા નથી એ અદ્રાવ્ય કહે-વાય છે. જેમકે—રેતી, ચાક, ગંધક, કપુર, કોયલો, લોઢું, તેલ, રબર, રાળ વગેરે.

(૧૩૧) ઉષ્ણુતામાન વત્તુ ઓછું હોય તે પ્રમાણે દ્રાવ્યતાની પણ વધઘટ થાય છે તે દાખલા આપીને સમજાવો.

જ—આપણે ઉપર જણાવી ગયા કે પાણીનાં રજકણો વચ્ચે જગા હોવાથી તેમાં બીજા પદાર્થોનાં રજકણો ભળી જાય છે; તેથી તે વસ્તુ ઓગળેલી જણાય છે. હવે ગરમીથી પાણીનાં રજકણો વચ્ચે વધારે જગા થાય છે તેથી ઠંડા પાણી કરતાં ગરમ પાણીમાં વસ્તુ ઓગળવાનું પ્રમાણ વધારે આવે છે, પરંતુ આ નિયમમાં ઘણા અપવાદ છે જેમકે ચુનો ઉના પાણી કરતાં ઠંડા પાણીમાં વધારે ઓગળે છે તેનું કારણ પણ એ છે કે ચુનામાં પાણી ભળ-વાથી ઉષ્ણુતા પેદા થાય છે. તેથી ચુના ઉપર ઠંડુ પાણી રેડીએ તો પાણીમાં રજકણો વચ્ચે વધારે જગા થઈ તેમાં ચુનો વધારે ઓગળે છે, પણ ઉનું પાણી રેડીએ તો તેનાં રજકણો વચ્ચે જગા ઓછીજ છે તેમાં વધારે જગા ચુનો કરી શકતો નથી માટે વ-

ધારે ઓગળતો નથી.

(૧૩૨) અદ્રાવ્ય પદાર્થો પાણીમાં થોડા ઘણા પણ ઓગળે છે કે નહિ ? કયા કયા અદ્રાવ્ય પદાર્થો પાણીમાં સહેજ સહાજ પણ ઓગળેલા જણાય છે.

જ—સહેજ સહાજ ઓગળે. ચકમક, લોહાનો કાટ, ચુનો ને ધાપણ.

(૧૩૩) પાણીમાં કસ્તર ભળેલું હોય તો શી રીતે ચોકખું કરી શકાય તે સમજાવો.

જ—ગાળવાથી. ગાળવાની ત્રણ રીતો છે. (૧) ઘટ લુગડાવતી (૨) શાહીચુસ કે ફિલ્ટર કાગળથી. (૩) રેતી અને કોયલાના એ ત્રણ થર કરી ગળણી બનાવીને ગાળવાથી.

(૧૩૪) કઠણ અને નરમ પાણી કોને કહેવાય ? તે ઓળખવાની શી પરીક્ષા છે ?

જ—જે પાણીમાં ચાક અને ધાપણ વધારે પ્રમાણમાં ઓગળેલા હોઈ સાબુના પાણીનું ફીણ વળતું નથી, પણ ફોદા ફોદા થઈ જાય છે તેને **કઠણ પાણી** કહે છે. દરીઆનું તથા ઘણા કુવાનું પાણી કઠણ હોય છે. જે પાણીમાં ચાક અને ધાપણ ઝાઝા ઓગળેલા હોતા નથી અને જેમાં સાબુના પાણીનું પુષ્કળ ફીણ વળે છે તે **નરમ પાણી** છે. જેમકે—વરસાદનું પાણી.

(૧૩૫) ઝરણનું પાણી સ્વચ્છ હોય છે તેનું કારણ શું ?

જ—એ પાણી જમીનમાં થઇ ઝરપે છે અને કાંકરા, રેતી તથા ખડકનાં જુદાં જુદાં પડોમાં થઇને જતાં સ્વાભાવિક રીતે ગળાઇને નીતર્યું થાય છે. ઉપર આપણે કોયલા રેતી વગેરેના થર પાથરી કૃત્રિમ રીતે નિર્મળ પાણી બનાવીએ છીએ તેવી રીતે આ

પાણી જમીનમાંથીજ ગળાઇને આવે છે માટે સ્વચ્છ હોય છે.

(૧૩૬) હલકું કે ભારે પાણી કોને કહેવાય?

જ—જે પાણીમાં ખડક, રેતી, ચાક, ધાપણુ વગેરે ઓછા ભળેલા હોય કે બીલકુલ ભળેલા ન હોય તે હલકું (નરમ) અને વધારે ભળેલા હોય તે ભારે (કડણુ) પાણી કહેવાય.

(૧૩૭) કયા નક્કર પદાર્થોનું પરસ્પર મિશ્રણ કરી શકાય છે અને કયા પ્રવાહી પદાર્થો એક બીજામાં ઓગળી શકે છે?

જ—તાંબુ અને જસત મેળવવાથી પીત્તળ અને કલાઈ ને તાંબુ મેળવવાથી કાંસુ થાય છે. ટર્પેનટાઇન તેલ મીઠા તેલને ઓગાળે છે.



## હવામાંની ભિનાશ.

(૧૩૮) હવામાં હંમેશાં ભેજ હોય છે તેની સાબિતી કારણ સહિત આપો.

જ—ચોમાસામાં મીઠું અને બીજી કેટલીક વસ્તુઓ ભીની થઈ જાય છે અને કોઇ વાર તો તેનું પાણી પણ થઇ જાય છે. વળી ચુનો અને ગંધકનો તેજાબ :હવામાં થોડો ભેજ હોવા છતાં તેનું શોષણ કરી શકે છે માટે હવામાં પાણીની વરાળનું થોડું ઘણું પણ પ્રમાણ જણાઈ આવે છે. એટલે તદ્દન ભેજ વગરની હવા કોઈ પણ વખતે હોઈ શકતી નથી.

(૧૩૯) ચોમાસા કરતાં શિઆળા તથા ઉનાળામાં લુગડાં જલદી સુકાય છે તેનું કારણ શું?

જ—ચોમાસામાં વારંવાર વરસાદ વરસવાથી હવામાં શિઆ-ળા ઉનાળા કરતાં પુષ્કળ ભેજ હોય છે. તેથી શિઆળા ઉનાળામાં થોડા ભેજ હોઈ જેટલી ઝડપથી બાષ્પભવન થાય તેટલી ઝડપથી ચોમાસામાં થતું નથી, માટે ઝટ સુકાતાં નથી.

(૧૪૦) ચોમાસામાં હવામાં પુષ્કળ ભેજ હોવા છતાં લાંબી મુદતે પણ લુગડાં શા કારણથી સુકાય છે ?

જ—ભેજવાળી હવાની જગાએ કોઇ કોઈ વખતે દૂરથી તાજા પવનની લહેર આવે છે તેથી, તથા હવામાં પાણીની વરાળ જેટલી રહી શકે તેટલી તેમાં કદી હોતી નથી. વધારેમાં વધારે પાણીની વરાળ હવામાં હોય તો તે હવામાં જેટલી રહી શકે તેનો પોણો ભાગ હોય છે તથા જેને આપણે ભીની હવા કહીએ છીએ તેમાં પણ હંમેશાં એટલું બધું પ્રમાણ ભાગ્યેજ હોય છે. તેથી હવામાં પુષ્કળ ભેજ હોય તોપણ લુગડાં સુકાય છે માત્ર સુકાતાં ઘણીવાર લાગે છે.

(૧૪૧) હવામાં ભેજનું પ્રમાણ કેટલું હોય છે ?

જ—ભીની હવામાં વધારેમાં વધારે લગભગ પોણો ભાગ હોય છે અને સુકી હવામાં તેનાથી લગભગ અર્ધું હોય છે.

(૧૪૨) અશક્ત માણસોને કઈ હવા ગુણકારી છે ? અને કઇ હવા અવગુણકારી છે ?

જ—સુકી હવા ગુણકારી અને ભેજવાળી હવા અવગુણકારી છે

(૧૪૩) ભેજમાપક યંત્રની રચના અને તેનો ઉપયોગ કરવાની રીત સમજાવો.

જ—સાતમી ચોપડીના પાઠ ૮૯ નો છેલ્લો પેરેગ્રાફ જુઓ.

# એસિડ કે તેજાબ, અલ્કલી અને ક્ષાર.

(૧૪૪) એસિડ, અલ્કલી અને ક્ષારનું ઓળખાણુ દાખલા આપીને સમજાવો, તથા તેમને પારખવાની ઉત્તમ રીત કઈ છે ?

જ—(अ) જે પદાર્થનો સ્વાદ ખાટો છે અને જેમાં નીલા લીટમસ કાગળનો રંગ બદલાઇને રાતો થાય છે તેને **એસિડ કે તેજાબ** કહે છે. તેમાં કેટલાક જલદ કે તીવ્ર અને કેટલાક મંદ હોય છે, ગંધક, સુરોખાર, મીઠું એ પદાર્થોના તેજાબો અનુક્રમે સલ્ફ્યુરીક એસિડ, નાઇટ્રીક એસીડ અને હાઇડ્રોક્લોરીક એસિડના નામથી ઓળખાય છે. તે જલદ છે અને ચામડી કે કપડાપર પડતાં તેને બાળી મૂકે છે. કાર્બોનિક એસિડ, દહીં, છાસ, આમલી વગેરે-માં જે એસિડ છે તે મંદ છે.

(ब) જે પદાર્થ સ્વાદે તીક્ષ્ણુ હોઇ રાતા લીટમસ કાગળને નીલો કરે છે તે અલ્કલી છે, તેનો ગુણુ એસિડથી વિરૂદ્ધ જાતનો છે. તે પણુ બે જાતનો છે. જલદ ને મંદ. એમોનીઆ (ચુનો+નવસાર) કાસ્ટીક પોટાસ, સોડા એ જલદ છે અને લુગડાં ધોવાનો સોડા, પાપડખાર, કેળના થાંભલાને બાળીને કરેલી રાખોડી એ મંદ અલ્કલી છે,

क—જે પદાર્થનો સ્વાદ ખાટો અથવા તીક્ષ્ણુ નથી અને એસિડ તથા અલ્કલીનો સંયોગ થવાથી બને છે તે ક્ષાર છે. તેમાં લીટમસ કાગળનો રંગ બદલાતો નથી મતલબ કે એસિડ કે અલ્કલી બન્નેમાંથી એકેનો ગુણુ રહેતો નથી તે ક્ષાર છે. જેમકે કાસ્ટિક પોટાસ અલ્કલી છે તેમાં પાણી ભેળવેલો નાઈટ્રીક એસિડ નાંખીએ

તો બન્નેનો ગુણ નાશ પામી સુરોખાર બને છે. તેમજ કાસ્ટિક સોડામાં મંદ કરેલો મીઠાનો તેજાબ નાંખીએ તો બન્નેના ગુણ નાશ પામી ખાવાનું સાધારણ મીઠું બનશે.

(૧૪૫) એસિડથી અલ્કલીના અને અલ્કલીથી એસિડના ગુણ નાશ પામે છે તે પ્રયોગ સાથે સમજાવો.

જ—પાણી નાંખી મંદ કરેલા આમોનીઆના દ્રાવણમાં થોડો એસિડ નાંખી તેમાં રાતો લીટમસ કાગળ નાંખીશું તો તે નીલો થશે અને જાસ્વંદનો રંગ લીલો થશે, તેથી કહી શકીશું કે તે દ્રાવણમાં અલ્કલી વધારે હોવાથી તેણે એસિડના ગુણનો નાશ કર્યો છે, કારણ કે એસિડનો ગુણ હોય તો રાતો લીટમસ નીલો થઇ શકે નહિ, પરંતુ તેજ દ્રાવણમાં જોઇએ તેટલો એસિડ નાંખશો તો અલ્કલીનો ગુણ નાશ પામી એસિડનો ગુણ રહેશે એટલે નીલા લીટમસ કાગળનો રંગ રાતો થશે. વળી તેજ દ્રાવણમાં આમોનીઆનું થોડુંક વધારે દ્રાવણ નાંખવાથી એસિડનો ગુણ નાશ પામી અલ્કલીનો ગુણ રહેશે એટલે તેમાં રાતા લીટમસનો રંગ નીલો થશે. આ પ્રમાણે એસિડ તથા અલ્કલી એક બીજાના ગુણનો નાશ કરેછે.



# ફોસ્ફરસ અને દીવાસળી.

(૧૪૬) ફોસ્ફરસ કેટલી અને કયી કયી જાતનો (કયાં કયાં રૂપ) છે? તે દરેકના ગુણ અને ભેદ લખો.

જ—બે જાતનો છે. પીળો ને રાતો.

ગુણ—પીળા ફોસ્ફરસનો હવામાંના ઓકસીજન સાથે સં-

ગોગ થાય તો તે સળગી ઉઠે છે માટે તેને પાણીમાં રાખી મુકે છે. રાતો ફોસ્ફરસ પીળા ફોસ્ફરસની માફક ઝટ સળગી ઉઠતો નથી. તેને ઘર્ષણની અગર કોઈ પણ પ્રકારની ગરમી આપે તોજ તે સળગી ઉઠે છે માટે તેને પાણીમાં રાખવાની જરૂર પડતી નથી. પીળા ફોસ્ફરસનો ધુમાડો ઝેરી છે ને રાતાનો ઝેરી નથી.

(૧૪૭) સાધારણ દિવાસળીની બનાવટમાં ફોસ્ફરસનો ઉપયોગ ક્યાં, કેવી રીતે અને શામાટે કરવામાં આવે છે?

જ—સાધારણ દિવાસળી બનાવવામાં પીળો ફોસ્ફરસ વાપરવામાં આવે છે ગંધક જ્વાળાગ્રહી પદાર્થ છે એટલે તેને આંચ ગળતાં તે સળગી ઉઠે એવો છે માટે દિવાસળીને મથાળે તેને ચોપડવામાં આવે છે. દિવાસળીનું લાકડું પણ ઝટ સળગે એવુંજ લેવામાં આવે છે. આ લાકડાના છેડાને ગંધકમાં બોળી તે છેડા ઉપર પીળો ફોસ્ફરસ ચડાવવામાં આવે છે પણ તેને હવામાંનો ઓક્સિજન ન લાગે તે માટે ઉપર રોગાન ચડાવવામાં આવે છે એટલે દિવાસળી તૈયાર થાય છે. પછી તે દીવાસળીને ખડબચડા પૃષ્ટપર ઘસવાથી તે ઉપરનો રોગાન ઉખડી જઇ દિવાસળીને છેડે લગાડેલો ફોસ્ફરસ હવામાં ખુલ્લો થાય છે તેથી તેને હવામાંના ઓક્સિજનનો સંયોગ થવાથી સળગે છે. તે સળગવાથી ગંધક સળગે છે અને ગંધક સળગી દિવાસળીને સળગાવે છે.

(૧૪૮) સાધારણ દિવાસળી કોઈ જગાએ ઘસાઈ કે અથડાઇ સળગી ઉઠી નુકસાન થવાનો સંભવ છે માટે હાલ કઇ જાતની દિવાસળી બનાવવામાં આવી છે?

જ—અભય અથવા નિર્ભય દિવાસળી.

(૧૪૯) સાધારણ દિવાસળી અને અભય દિવાસળી વચ્ચેનો તફાવત સમજાવો.

જ—સાધારણ દિવાસળીને છેડે પીળા ફૉસ્ફરસ લગાડવામાં આવે છે તેથી તે કોઇ ખરબચડી સપાટી ઉપર ઘસાય કે અથડાય તો ઝટ સળગી ઉઠે છે, પરંતુ અભય દિવાસળી એ રીતે સળગતી નથી કેમકે એના છેડાપર ફૉસ્ફરસ ન હોતાં ઝટ સળગી ઉઠે એવા કેટલાક પદાર્થ હોય છે અને પેટીની બાજુપર કાગળ ચોડેલો હોય છે તેપર રાતા ફૉસ્ફરસના ભૂકાનું અને કેટલાક જ્વાળાગ્રાહી પદાર્થોનું પડ ચડાવેલું હોય છે. એ કાગળ ઉપર અભય દિવાસળી ઘસવામાં આવે છે ત્યારે થોડોક રાતો ફૉસ્ફરસ તેના છેડાને ચોંટી જઇ સળગે છે અને છેડાપરના મિશ્રણને સળગાવે છે. આ પ્રમાણે અભય દિવાસળીને તે પેટી ઉપરના કાગળ સાથે ઘસવામાં આવે તોજ સળગે છે, પણ બીજી વસ્તુઓ સાથે ઘસવાથી તે સળગતી નથી માટે તેને અભય દિવાસળી કહે છે. સાધારણ દિવાસળી તો હરેક કરકરી વસ્તુ સાથે ઘસવાથી સળગે છે અને કોઇ વાર અણધાર્યું નુકસાન થવાનો સંભવ રહે છે.

(૧૫૦) રાતા ફૉસ્ફરસની દિવાસળીથી બીજો શો લાભ થયો છે?

જ—પીળા ફૉસ્ફરસનો ધુમાડો ઝેરી છે તેથી તેની દિવાસળી બનાવવાના ધંધામાં જે લોકો કામે લાગે છે તેમની તંદુરસ્તીને નુકસાન થાય છે, પરંતુ રાતા ફૉસ્ફરસનો ઉપયોગ કર્યાથી તેમ થતું નથી અને ઘણા માણસોના જીવ બચ્યા છે.

(૧૫૧) ફૉસ્ફરસ ક્યાંથી અને કેવી રીતનો મળી આવે છે?

જ—તે છુટો નહિ મળતાં બીજા તત્ત્વો સાથે ભળેલો હોય છે. એ પદાર્થોમાંનો અતિ અગત્યનો પદાર્થ ચુનાનો ફોસ્ફેટ છે. જ્વાળામુખી પર્વતોના કેટલાક ખડકો ચુનાના ફોસ્ફેટના બનેલા છે. એ ખડકો ભાગીને ભૂકો થઈ આપણી રસાળ જમીન બને છે તથા એ જમીનમાં જે છોડવા ઉગે છે તે છોડવાઓ ફોસ્ફરસના મિશ્રણ-વાળા પદાર્થોનું શોષણ કરે છે, અને એ છોડવા તથા તે ઉપરનું અનાજ પ્રાણીઓનો ખોરાક છે. માટે પ્રાણીઓના શરીરમાં એટલે મુખ્યત્વે કરીને હાડકાંમાં અને મગજમાં ફોસ્ફરસનો ભાગ રહેલો હોય છે. હાડકું બળવાથી ધોળો છિદ્રાળુ પદાર્થ પાછળ રહે છે તેને હાડકાંની રાખ કહે છે. એ રાખમાંથી ફોસ્ફરસ કાઢી શકાય છે.



## દહન અને શ્વાસોચ્છ્વાસ.

(૧૫૨) દહન એટલે શું ? દહન ક્રિયાથી પદાર્થ નાશ પામે છે કે નહિ, તેને પ્રયોગ સાથે સમજાવો.

જ—દહન એટલે બળવું. દુનીઆમાંની કોઈ પણ ક્રિયાથી કોઈ પદાર્થનો નાશ થતો નથી પણ તેનું રૂપાંતર થાય છે. પ્યાલામાં મૂકેલું પાણી વરાળ થઇને ઉડી જાય તો આપણે કહીશું કે તે નાશ પામ્યું પણ ખરૂં જોતાં તો તે નાશ પામ્યું નથી ફક્ત પાણીની વ-રાળ થવાથી અદૃશ્ય થયું; એટલે માત્ર તેનું રૂપાંતર થયું. તેજ પ્રમાણે દહન ક્રિયાથી પણ જે વસ્તુ બળે છે તેનો નાશ થતો નથી. જેમકે—મીણબત્તી કાર્બન અને હૈડ્રોજનની બનેલી છે. જ્યારે તે બળે છે ત્યારે તેમાંના કાર્બનનો હવામાંના ઓક્સિજન સાથે સં-

યોગ થઈ કાર્બોનિક એસિડ ગ્યાસ બની તથા હૈદ્રોજન અને હવા-
માંના ઓક્સિજનનો સંયોગ થઇ પાણીની વરાળ બની હવામાં ભ-
ળી જાય છે. તેથી આપણે મીણબત્તી બળી ગઇ એમ કહીએ છીએ
પણ ખરી રીતે તે બળીને ગઇ નથી, માત્ર તેમાંના તત્વોનું રૂપાં-
તર થઈ નવા અદૃશ્ય મિશ્ર પદાર્થો બન્યા છે. તેજ પ્રમાણે લાકડું,
કોયલો અથવા દીવો બળે છે ત્યારે એમજ થાય છે. લોઢાને પણ
ઓક્સિજન વાયુમાં બાળી શકાય છે. લોઢું બળે છે ત્યારે હવા-
માંના ઓક્સિજન સાથે તેનો સંયોગ થઇ લોઢાનો કાટ બને છે.
રસાયની મિશ્ર પદાર્થો બનવામાં ગરમી અને પ્રકાશની જરૂર છે
તથા પૃથક્કરણમાં પણ તેની જરૂર છે. તે બન્ને ક્રિયાઓ વખતે દ-
હન ક્રિયાની ગરમી મળે છે તેથી પૃથક્કરણ તથા મિશ્રણ બને છે.

(૧૫૩) આપણે શ્વાસમાં ઓક્સિજન લઇએ છીએ તેનો
ઉપયોગ શો છે? અને ઓક્સિજનનું શું થાય છે?

જ—અ હવામાંનો ઓક્સિજન લેવાથીજ પ્રાણીઓ જીવી
શકે છે અને ઓક્સિજન પૂરો ન મળે તો તે મરી જાય છે.

તેના દાખલા કલકત્તાના કારાગૃહમાં થએલાં મરણ તથા બંધ
કરેલી બરણીમાં ઉંદરના મતા મરણ ઉપરથી સમજાય છે. વળી
દહન ક્રિયામાં ઓક્સિજન ખપી જાય છે માટે જ્વાળામુખી પર્વતને
મથાળે દહન ક્રિયા ચાલતી હોવાથી તેવા પ્રદેશમાં પૂરતો ઓક્સિ-
જન નહિ મળવાથી તથા કોયલાની ખાણોમાં પૂરતો ઓક્સિજન
નહિ મળવાથી ઘણા માણસોના જીવ ગયા છે.

બ—આપણા શરીરમાં હંમેશાં રસાયની સંયોગ ચાલે છે
કેમકે શરીરમાં નિરંતર ગરમી ઉત્પન્ન થાય છે, આપણા શરીરના

મુખ્ય ઘટક અવયવોમાં કાર્બન અને હૈડ્રોજન છે અને શ્વાસમાં ઓક્સિજન લઈએ છીએ. તેથી કાર્બન સાથે ઓક્સિજનનો સંયોગ થવાથી પાણી બને છે. આ રીતે બનેલા બન્ને નકામા પદાર્થોને લોહી ફેફસામાં લઈ જાય છે. એ પદાર્થોને લીધે લોહી જાંબુઆ રંગનું અને અસ્વચ્છ થાય છે. અહીં એ વાયુઓ રક્ત વાહિનિઓમાં થઈને બહાર નીકળી જાય છે, અને તેમને ઠેકાણે હવામાંનો શ્વાસમાં લીધેલો ઓક્સિજન આવી લોહીને રાતું અને સ્વચ્છ બનાવે છે. પછી કાર્બોનિક એસિડવાયુ, પાણીની વરાળ અને શ્વાસમાં લીધેલા વાનો બાકીનો ભાગ બહાર વાતાવરણમાં નીકળી જાય છે.

(૧૫૪) શ્વાસમાં ઓક્સિજન એકલો લઈએ છીએ કે બધા વાયુઓ લઈએ છીએ ?

જ—વાયુમાંથી ઓક્સિજન છૂટો પાડીને આપણે તેને ઓક્સિજન સહિતનો તમામ વાયુ લઈએ છીએ. પછી તે બધા વાયુ શરીરમાં દાખલ થઈ ફેફસામાં જઈ ઉપર જણાવ્યા પ્રમાણે ઓક્સિજનનું રૂપાંતર થઈ બાકીના વાયુઓ જેવા લીધેલા તેવાજ પાછા કાઢીએ છીએ.

(૧૫૫) ઉચ્છ્વાસમાં કાઢેલા કાર્બોનિક એસિડ ગ્યાસને ચુનાના નીતર્યા પાણીમાં દાખલ કરવાથી શું થાય છે ?

જ—દૂધ જેવો પ્રવાહી બને છે અને વધારે દાખલ કરીએ કરીને ચાક બને છે.

(૧૫૬) આપણા શરીરમાં ગરમી કેવી રીતે રહેલી છે ?

જ—આપણું શરીર બળતા દીવા જેવું છે; પરંતુ તેમાં ભડકો કે પ્રકાશ બળતા દીવાની પેઠે દીઠામાં આવતો નથી, કેમકે

ચીમુખજીની વાટ જેટલી થોડી જગામાં બળે તેટલી થોડી જગામાં દહન ચાલતું નથી. લોહી આખા શરીરમાં ફરી વળે છે તેથી દહનની ઉષ્ણતા બધે ફેલાય છે.

(૧૫૭) પ્રાણીઓને હંમેશાં ખોરાકની શા માટે જરૂર છે ?

જ—સ્નાયુઓ, મગજ વગેરે શરીરના ભાગોના વપરાસથી મતલબ કે ઓક્સિજન જોડે કાર્બન અને હૈદ્રોજનનો સંયોગ થવાથી કાર્યો થાય છે. એમાંનો ઓક્સિજન હવામાંથી મળે છે, પરંતુ શરીરના ખપી ગએલા દ્રવ્યને ઠામે ખોરાક જવો જોઈએ માટે શરીરનો ઘસારો પૂરો પાડવાને ખોરાકની જરૂર છે.

## કાર્બન અને કાર્બોનિક એસિડ ગ્યાસ.

(૧૫૮) કાર્બન એટલે શું તથા તે ક્યાં ક્યાં હોય છે ?

જ—કાર્બન એ ખનીજ કે સાધારણ કોયલાના જેવી વસ્તુ છે. પ્રાણી તથા ઝાડનાં ઘટકાવયવો જે દ્રવ્યનાં બનેલાં છે તેમાં મુખ્ય કાર્બન છે. વળી પુષ્કળ ખડકો અને પથરામાં તેમાં વિશેષે કરીને ચૂર્ણ પાષાણ, આરસ, ચાક વગેરેમાં તેમજ ખાંડ, લાકડું, દૂધ, ધાન્ય વગેરેમાં કાર્બન હોય છે.

(૧૫૯) કાર્બન કેટલાં અને ક્યાં ક્યાં રૂપમાં મળી આવે છે. એ બધા પદાર્થો કારબનનાંજ રૂપ છે એ શાથી કહો છો ?

જ—ત્રણ રૂપમાં મળી આવે છે. (૧) સૃષ્ટિમાં જુદા જુદા સેંદ્રિય પદાર્થો બાળવાથી કોયલા રૂપે જે સાધારણ કાર્બન બને છે (૨) તે ગ્રેફાઇટ કે જેમાંથી પેન્સીલો બને છે તે (૩) હીરા.

આ પ્રમાણે ત્રણે પદાર્થો બાળવાથી કાર્બોનિક એસિડ વાયુ નામે એકજ પદાર્થ બને છે, વળી તે ત્રણેમાંથી દરેકનું સરખું પ્રમાણ લઇ બાળવાથી તેમાંથી જે કાર્બોનિક એસિડ ગ્યાસ નીકળે છે તેનું વજન સરખું હોય છે. આ કારણથી આપણે કહીશું કે તે ત્રણે જાતના પદાર્થો કાર્બનનાંજ રૂપ છે.

(૧૬૦) હીરા એ શું છે ? તે ક્યાંથી અને કેવા રૂપમાં નીકળે છે અને તેનો શો ઉપયોગ છે ?

જ—હીરા એ ખનિજ પદાર્થ કાર્બનનું એક રૂપ છે. તે જમીનમાંથી નીકળે છે. એને ખોદી કાઢવામાં આવે છે ત્યારે તેના ઉપર ઘણું કરીને અપારદર્શક પડ બાઝેલું હોય છે. એ પડને કાઢી નાંખે છે ત્યારે હીરા ચળકવા માંડે છે. જે પદાર્થો જાણવામાં છે તેમાં હીરા એ સૌથી સખત છે. તેને કાપીને એના ઉપર ઓપ ચઢાવે છે ત્યારે તે ઘરેણામાં વાપરવાના ઉપયોગમાં આવે છે. એ અતિશય કઠણ હોવાથી કાચ અને કઠણ પથરા કાપવાના કામમાં આવે છે.

(૧૬૧) ગ્રેફાઇટ એ શું છે? તે ક્યાંથી અને કેવા રૂપમાં મળી આવે છે તથા તેનો ઉપયોગ શો છે?

જ—ગ્રેફાઇટ એ કાળો અને ચળકતો ખનિજ પદાર્થ કાર્બનનું એકરૂપ છે. એને ઝીણો ભુકો કરીને દાબે છે એટલે તેમાં ગચીઆં પડે છે. એ ગચીઆંમાંથી પાતળી સળીઓ વહેરી કાઢી પેન્સીલ બનાવવામાં આવે છે. વળી સોનું રૂપું વગેરે ધાતુ ગાળવાની કુલીઓ બનાવવામાં તથા કાટ ન ચઢે તે માટે લોઢાના વાસણ ઉપર ઢોળ ચઢાવવામાં આવે છે.

(૧૬૨) ખનીજ કોયલો કેવા રૂપમાં મળી આવે છે? અને એ કાર્બનનું કયું રૂપ છે?

જ—એ હજારો વર્ષપર દટાઇ ગએલી વનસ્પતિનો બનેલો છે. એ કાર્બનનું ત્રીજું રૂપ છે, કોયલો, મેશ વગેરે કાર્બનના જુદા જુદા પ્રકાર છે.

(૧૬૩) કાર્બોનિક એસિડ ગ્યાસ શેનો બને છે અને તેનો સૃષ્ટિમાં ઉપયોગ શો છે?

જ—એક ભાગ કાર્બન ને બે ભાગ ઓક્સિજન મળી કાર્બોનિક એસિડ ગ્યાસ થાય છે. જ્યાં શ્વાસોચ્છ્વાસ, બળવું અને કહોવું એ ક્રિયાઓ ચાલતી હોય ત્યાં તે ઉત્પન્ન થાય છે અને વનસ્પતિના જીવનનો એ મુખ્ય આધાર છે.

(૧૬૪) રસાવણુ જળ એટલે શું અને તે શી રીતે બને છે?

જ—જે પાણીમાં ચુનાનો કાર્બોનેટ ઓગળેલો હોય તેને રસાવણુ જળ કહે છે. એ પાણી ચળકતું હોઇ તેમાં વિશેષ સ્વાદ હોય છે વરસાદ વરસે છે ત્યારે હવામાંનો થોડોક કાર્બોનિક એસિડ ગ્યાસ વરસાદના પાણીમાં ઓગળી જાય છે. વળી પૃથ્વી સાથે તે પાણીનો સંસર્ગ થાય છે ત્યારે તેમાંથી તેને તેનાથીએ વધારે કાર્બોનિક એસિડ ગ્યાસ મળે છે. એ પાણીથી બનેલાં ઝરણોમાં કાર્બોનિક એસિડ ગ્યાસ હોવાથી તેઓ જે ખડકપર થઇને વહે છે તેઓમાંના ચુનાના કાર્બોનેટને ઓગાળે છે માટે ઘણે વર્ષે તે ખડકો કોરાઇને તેમાં એટલા મોટા ખાડા પડી જાય છે કે તેમાં મોટાં ભોંયરાં બને છે. જે પ્રદેશોમાં ચાક અથવા ચુનાના પત્થર હોય છે તે પ્રદેશોમાં નદીઓ ઘણીવાર થોડી અથવા ઘણી અદૃશ્ય થઇ ઘણે

છેટે સપાટીપર પાછી દેખાવ દે છે, એવી નદીઓનાં પાણી તે રસા
વણ જળ કહેવાય છે.

(૧૬૫) પાણીમાં કાર્બોનિક એસિડ ગ્યાસ ભળવાના ગુણ ઉ-
પરથી શું શું બનાવવામાં આવે છે ?

જ—સોડાવોટર, લેમોનેડ વગેરે.



## સૂર્યમાળા અને ગ્રહો.

(૧૬૬) સૂર્યમાળા એટલે શું ? અને તેમાં શું શું હોય છે ?

જ—સૂર્ય અને તેની આસપાસ ફરનારા બધા પદાર્થો મળીને
સૂર્યમાળા કહેવાય છે. એમાં ગ્રહો, ઉપગ્રહો, ખરતા તારા, ધુમકેતુ
અને રાશીચક્રનો પટો છે.

(૧૬૭) ગ્રહો અને તારામાં તફાવત ( ભેદ ) શો છે ?

જ—(૧) ગ્રહનું તેજ સ્થિર અને તારાનું તેજ હાલતું છે.
(૨) ગ્રહો ફરે છે અને તારાઓ સ્થિર છે (૩) ગ્રહોપર પ્રકાશિત છે
અને તારા સ્વપ્રકાશિત છે (૪) ગ્રહો સૂર્ય કરતાં નાના છે પણ કે-
ટલાક તારાઓ તો સૂર્ય જેવડા બલકે તેનાથી પણ મોટા છે.

(૧૬૮) ગ્રહ અને ઉપગ્રહ કોને કહે છે ?

જ—જેઓ આપણી પૃથ્વીની પેઠે વચ્ચે રહેલા સૂર્યની આ-
સપાસ ફરે છે તે ગ્રહ છે અને જેઓ આપણા ચંદ્રની માફક ગ્ર-
હોની આસપાસ ફરે છે તે ઉપગ્રહ છે.

(૧૬૯) લઘુ ગ્રહો કોને કહે છે ? અને તે ક્યાં આવેલા છે ?

જ—ગ્રહો અને ઉપગ્રહો ઉપરાંત કોઈ મોટા ગ્રહોના ભાગીને

ઝીણા કકડા થએલાનું મંડળ સૂર્યની આસપાસ ફરે છે તે લઘુ ગ્રહો કહેવાય છે. તે મંગળ અને બૃહસ્પતિની વચ્ચે આશરે ૨૦૦ છે.

(૧૭૦) અંદરના અને બહારના ગ્રહો એટલે શું ? તે કયા કયા છે ? તથા તેના ઉપગ્રહો કેટલા છે તે કોઠામાં આપો.

જ—સૂર્ય અને પૃથ્વીની વચ્ચેના ગ્રહો એટલે બુધ અને શુક્ર અંદરના ગ્રહો કહેવાય છે તથા પૃથ્વી પછીના મંગળ, બૃહસ્પતિ, શનિ, યુરેનસ અને નેપચ્યુન એ પાંચ બહારના ગ્રહો કહેવાય છે.

| અંદરના કે બહારના. | નંબર. | ગ્રહનું નામ. | ઉપગ્રહ ( ચંદ્ર ) ની સંખ્યા. |
|---|---|---|---|
| અંદરના ગ્રહો. | ૧ | બુધ | ૦ |
| | ૨ | શુક્ર. | ૦ |
| | ૩ | પૃથ્વી. | ૧ |
| | ૪ | મંગળ | ૨ |
| બહારના ગ્રહો. | ૫ | બૃહસ્પતિ | ૫ કેટલાક ૭ માને છે. |
| | ૬ | શનિ. | ૮ કેટલાક ૯ માને છે. |
| | ૭ | યુરેનસ. | ૪ |
| | ૮ | નેપચ્યુન | ૧ |

હવે કેટલાક ખગોળવેત્તાઓ સૂર્યથી લઘુગ્રહો સુધીના બુધ, શુક્ર, પૃથ્વી ને મંગળ એ ચારને અંદરના ગ્રહો અને લઘુગ્રહો પછીના બાકીના ચાર બૃહસ્પતિ, શનિ, યુરેનસ ને નેપચ્યુનને બહારના ગ્રહો ગણે છે.

(૧૭૧) ઉપરના આઠ ગ્રહોમાંના દરેકનું સૂર્યથી અંતર, પોતાની ધરી ઉપર ફરવાનો વખત, સૂર્યની આસપાસ ફરી રહેવાનો કાળ (કેટલા દિવસનું વર્ષ થાય છે.) તેના કદનું માપ અને વિશેષ હકીકત લખો.

| ગ્રહનું નામ. | સૂર્યથી અંતર માઈલમાં. | પોતાની ધરી ઉપર ફરી રહેવાનો કાળ. | સૂર્યની આસપાસ ફરી રહેવાનો કાળ. | પૃથ્વીના માપમાં તેનું કદ | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| બુધ. | ૩ ક્રોડ ૬૦ લાખ. | ૨૪ કલાક. | ૮૮ દિવસ. | .૦૫ | બુધ બધા ગ્રહો કરતાં નાનો છે. તે સૂર્યની ઘણો પાસે હોવાથી કોઇ કોઇ વખતે સૂર્ય ઉગતા પહેલાં તથા આથમ્યા પછી માલમ પડે છે. આપણા કરતાં તેના ઉપર સૂર્યનો તાપ સાત ઘણો પડે છે તેના પૃષ્ટપર ૧૦ માઇલ ઉંચા પર્વતો દૂરબીનવડે માલમ પડેલા છે એની કક્ષા વધારે લંબગોળ છે. |
| | | | | | શુક્ર બધા ગ્રહો કરતાં વધારે તેજસ્વી છે તે એટલો બધો તેજસ્વી છે કે બધા ગ્રહો સૂર્યના તે- |

| ગ્રહ | અંતર | | | |
|---|---|---|---|---|
| શુક્ર. | ૬ કરોડ ૭૦ લાખ | ૨૩ કલાક. | ૨૨૪ ૭ દિવસ. | ૪/૫. |
| પૃથ્વી. | ૯ કરોડ ૩૦ લાખ | ૨૪ કલાક | ૩૬૫ દિવસ. | ૧ |
| મંગળ. | ૧૪ કરોડ ૧૦ લાખ. | ૨૪॥ કલાક, | ૬૮૭ દિવસ. | ૧૧. |

જથી ઢંકાઈ જાય છે પણ એ ગ્રહ કોઇ કોઈ વખતે દિવસે પણ નજરે પડે છે. બુધની માફક આ ગ્રહ પણ પોતાની કળા બદલે છે. દૂરબીનવડે તે પૃષ્ટપર પણ પર્વતો દીઠામાં આવે છે. પૃથ્વી કરતાં તેના ઉપર બમણો તાપ પડે છે અને ઋતુઓનો ફેરફાર પણ થાય છે.

આપણી પૃથ્વી પણ એક ગ્રહ છે. તેના ઉપર રહીને બીજા ગ્રહો જેમ તારા જેવા નજરે પડે છે તેમ બીજા ગ્રહ ઉપર જઈને આપણી પૃથ્વીને જોઈએ તો તે પણ એક તારા જેવીજ માલુમ પડે. તેની ઉપર ત્રણ ભાગમાં પાણી અને એક ભાગમાં જમીન છે. તેની વધુ હકીકત સૌના જાણવામાં છે.

મંગળ રતાશ પડતો જણાય છે, એ ઘણીવાતે આપણી પૃથ્વીને મળતો આવે છે. એને દુરબીનમાંથી જોતાં એની સપાટી ચળકતી જણાય છે, અને તેમાં વચ્ચે વચ્ચે કાળો ભાગ જણાય છે, જે ચળકતું જણાય છે તે પાણી અને કાળું જણાય છે તે જમીન છે. મંગળ રાતો પ્રકાશિત જણાય છે. તેનું કારણ એવું માનવામાં આવે છે કે એના જમીનમાં આપણી રાતી માટીના જેવું પુષ્કળ રાતું દ્રવ્ય છે. બન્ને ધ્રુવની આસપાસની સપાટી ધોળી દેખાય છે, તે ઉપરથી એવું અનુમાન થાય છે કે ધ્રુવ આગળ બરફ હોવો જોઇએ. એક ધ્રુવની ધોળી

ળી સપાટીનો વિસ્તાર વધે છે ત્યારે બીજા ધ્રુવની ધોળી સપાટીનો વિસ્તાર ઘટે છે, તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એક ધ્રુવમાં ઉનાળો હોય ત્યારે બીજા ધ્રુવમાં શિયાળો હોવો જોઇએ. મંગળ ઉપર ચાર ભાગમાં જમીન અને એક ભાગમાં પાણી છે. પૃથ્વી કરતાં તેના ઉપર અર્ધો તાપ પડે છે અને તેનાથી નાનો છે. મંગળ ને બે ઉપગ્રહ છે. એક ૩૦ કલાકમાં ને બીજો ૭½ કલાકમાં એક ફેરો ફરે છે આપણી પૃથ્વીની પેઠે ત્યાં પણ વાતાવરણ છે.

| | | | | |
|---|---|---|---|---|
| બૃહસ્પતિ. | ૪૮ ક્રોડ. | ૧૦ કલાક. | ૧૨ વર્ષ (પૃથ્વીનાં) | ૧૩૦૦. |

બૃહસ્પતીનું બીજું નામ ગુરૂ ( મોટા) છે તેથી એમ કહેવાય છે કે તે બધા ગ્રહો કરતાં મોટો હોવાથી બધાનો નાયક છે. એનું દ્રવ્ય પૃથ્વીના દ્રવ્ય કરતાં હલકું છે. પૃથ્વીથી તે ૧૦૦૦ ગણો મોટો હોવા છતાં પોતાની ધરીપર ૧૦ કલાકમાં ફરી રહે છે. માટે તેના પૃષ્ટનો દરેક ભાગ પૃથ્વીના દરેક ભાગ કરતાં ૨૭ ગણા વેગથી ફરે છે તે ધ્રુવ આગળ ચપટો દેખાય છે. એના પૃષ્ટપર કેટલાક પટા અને ચિન્હો જોવામાં આવે છે, અને તે નિરંતર બદલ્યાં કરે છે. તેઓ વાદળાંમાંના બાકાં હોય એવું સંભવે છે. તેને પાંચ ઉપગ્રહ છે. તેઓ અનુક્રમે ૧¾, ૨½, ૭⅙ અને ૧૬¾ દિવસમાં આસપાસ ફરી રહે છે બૃહસ્પતીની ધરીની વાંકાશ બહુ,

થોડી હોવાથી એમાં જણાઈ આવે એવો ઋતુઓનો ફેરફાર થતો નથી. પૃથ્વીના ¼ જેટલો તાપ એના ઉપર પડે છે. એ ધ્રુવ આગળ ચપટો છે તેથી બીજાં કારણોથી એમ ધારી શકાય છે કે એના પૃષ્ટપર પૃથ્વીના જેવો નક્કર પોપડો બંધાય એટલો તે ઠંડો પડયો નથી એ સ્વપ્રકાશક છે અને તેની આજુબાજુ ફરનારા પાંચ ઉપગ્રહ છે તેથી તેને નાનો સૂર્ય પણ કહી શકાય.

| શનિ. | ૮૮॥ કરોડ. | ૧૦॥ કરોડ. | ૨૯॥ વર્ષ (પૃથ્વીનાં.) | ૧૬૭. |
|---|---|---|---|---|

શનિ સ્વપ્રકાશિત છે. એને ફરતી જુદા જુદા રંગની મેખલાઓ ( કદોરા ) છે તેથી તેનો આકાર ચકરડી પાઘડી જેવો જણાય છે. એ મેખલાઓનો રંગ ધ્રુવ આગળ આસમાની, મધ્યમાં ધોળો અને બીજા ભાગોમાં પીળો છે. એના ઉપર ઠામ ઠામ ભુરા, જાંબુડા અને બીજી જાતના રંગના ડાઘા દેખાય છે. એ ગોળાના મધ્ય ભાગને જુદા જુદા રંગના ત્રણ ચક્ર વીંટાએલાં જોવામાં આવે છે. એક મધ્ય ભાગની અડોઅડ અને પારદર્શક છે. બીજાં બે અતિ તેજસ્વી હોઈ એક એકથી વિખુટાં છે. વચલા ચક્રનું તેજ ઘણું છે અને તેનો રંગ કોઈ વાર જાંબુડો દેખાય છે. હર્શલ નામના ખગોળવેત્તાએ એવું અનુમાન કર્યું હતું કે એ ચક્રો નાના ઉપગ્રહો અથવા ખરતા તારાનાં ઝુમખા છે અને તેઓ મુખ્ય ગ્રહની આસ-

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | પાસ ફર્યા કરે છે. તેમનાપર થોડા ડાઘા છે, તે ઉપરથી તે ચક્રનો ફરવાનો વખત નક્કી કર્યો હતો તે શનિના ફરવાના કાળની માફક ૧૦॥ કલાકનો માલમ પડ્યો હતો. શનિ ઉપર પૃથ્વીના જેવો ઋતુભેદ થાય છે પણ તેની ઋતુ આપણી ઋતુ કરતાં લગભગ ૩૦ ગણી લાંબી છે. તેની ઉપર વાતાવરણ છે અને એના ધ્રુવમાં બરફ છે એવું હર્શલે શોધી કાઢયું હતું, એનો ગોળો બૃહસ્પતિની માફક ધ્રુવ આગળ ચપટો છે સામટે મેળે જોતાં બૃહસ્પતી અને શનિ ઘણી બાબતમાં મળતા આવે છે. શનિ પૃથ્વી કરતાં ૬૯૭ ગણો મોટો છે છતાં માત્ર ૯૦ ગણો ભારે છે. ઘણું કરીને એના પૃષ્ટપર બૃહસ્પતિની માફક હજુ પોપડો બંધાયો નથી. |
| યુરેનસ. | ૧૭૮૬ ક્રોડ. | ૮॥ કલાક. | ૮૪ વર્ષ (પૃથ્વીનાં.) | ૭૩ | યુરેનસને પણ હર્શલે શોધી કાઢ્યો. તેની ધારણા પ્રથમ એવી હતી કે ધુમકેતુ છે પણ સારા દૂરબીનથી તપાસી જોતાં ૧૭૮૧ ની સાલમાં તેને તે ગ્રહ માલમ પડ્યો પૃથ્વી કરતાં તે ૭૨ ગણો મોટો અને નરી આંખે દેખાતો નથી. તેને ચાર ઉપગ્રહ છે. |

| | | | | |
|---|---|---|---|---|
| નેપચ્યુન | ૨૭૮ કરોડ | માલમ પડેલ નથી. | ૧૬૪ વર્ષ (સૂર્યનાં) | ૮ |

યુરેનસ સૂર્યની આસપાસ ફરતાં તેની કક્ષામાં વિષમતા એટલે લંબગોળપણામાંથી આઘો પાછો થતાં જણાયો એ ઉપરથી અનુમાન થયું કે સામી બાજુ તેને કોઈ મોટા ગ્રહનું ખેંચાણ થાય છે. તેની તપાસ કરતાં નેપચ્યુન ગ્રહ માલમ પડ્યો. તે નરી આંખે દેખાતો નથી. આ ગ્રહ જડ્યા પછી તે પોતાની કક્ષાના ચોથા ભાગમાં પણ ફરી વળ્યો નથી.

(૧૭૨.) ગ્રહોના ફરવાના વેગનો નિયમ શો છે?

જ—જેમ સૂર્યથી હરકોઈ ગ્રહનું અંતર વધારે તેમ તેના ફરવાનો વેગ ઓછો હોય છે.



## નેબ્યુલા અથવા નિહારીકા.

(૧૭૩) સ્થિર તારાઓ વિષે જે જાણતા હો તે લખો અને તેમને સૂર્યની સાથે સરખાવો.

જ—આકાશમાં જે તારાઓ દેખાય છે તે બધા સૂર્યો છે, અને કેટલાક તો આપણા સૂર્ય કરતાં પણ મોટા છે; પરંતુ ઘણે દૂર હોવાથી નાના દેખાઈ તારારૂપે નજરે પડે છે. એ તારાઓની સંખ્યા ઘણીજ છે પણ નરી આંખે દેખી શકાય એવા શુમારે ૬૦૦૦ માલમ પડ્યા છે અને નરી આંખે એક તારો જોઈ શકાય તે સ્થળે દૂરબીનમાંથી હજારો તારા નજરે પડે છે. તથા દૂરબીનમાંથી પણ ન દેખી શકાય એવા બીજા કેટલાક તારા હશે તે નક્કી

કહી શકાતું નથી. સૂર્ય પૃથ્વીથી હ્યા કરોડ માઇલ દૂર છે; તો તેના પ્રકાશને પૃથ્વીપર આવતાં આઠ મિનિટ લાગે છે પણ પાસેમાં પાસેના તારાના પ્રકાશને પૃથ્વી ઉપર આવતાં ૩ા વર્ષ લાગે છે-અને કેટલાક તારાના પ્રકાશને તો પૃથ્વી ઉપર આવતાં ત્રણ—ચાર હજાર વર્ષ લાગે છે. છતાં તે તારા આપણે દેખી શકીએ છીએ તો તે સૂર્ય કરતાં કેટલા બધા મોટા હશે તેનો વિચાર કરતાં આપણે વિસ્મય પામ્યા વગર રહેતા નથી. તે બધા સૂર્યો હોવાથી સ્વપ્રકાશિત હોઇ અંધારી રાતે તેમના તરફથી સહેજ સહાજ પણ અજવાળું મળે છે. તેઓ પૃથ્વીની પાસે હોત તો પૃથ્વીને બાળીને ભસ્મ કરી નાખત.

(૧૭૪) નેબ્યુલા ( નિહારિકા ) કોને કહે છે ? તેના સ્વરૂપનું વર્ણન કરો.

જ—આકાશના કોઈ કોઇ ભાગમાં જે ધોળાં વાદળાંના જેવા પ્રકાશિત ધાબાં દેખાય છે તે ચોક્સ પદાર્થો હોઇ સ્પેક્ટ્રોસ્કોપ નામે યંત્રમાંથી ચકચકિત વાયુ અથવા વરાળના મોટા સમૂહ જણાય છે. એ સમૂહોને નિહારિકા કહે છે. તે નરી આંખે દેખાતા નથી નરી આંખે જે ચકચકિત ધાબા જેવું દેખાય છે તે દૂરબીનમાંથી તારાનાં ઝુમખાં માલમ પડે છે; પરંતુ જે નરી આંખે નહિ પણ સ્પેક્ટ્રોસ્કોપમાંથી ચકચકિત ધાબાં જેવું દેખાય છે તે નેબ્યુલા અથવા નિહારિકા છે. તેમનાં રૂપ ભિન્ન ભિન્ન છે. કેટલાક માત્ર મોટાં વાદળાં છે અને કેટલાક વધારે ચળકતા હોઈ વધારે નાના છે. વળી કેટલાક નિહારિકા નાના તારાનાં ઝુમખાં છે, કેટલાક મોટા તારા હોઇ તેમની આસપાસ વાદળાં વીંટળાએલાં છે અને કેટલાકના આકાર

સરખા તથા કેટલાકના જુદા છે. તે આકાર માટે સાતમી ચોપડીના પાઠ ૯૬ માની આકૃતિ જુઓ.

(૧૭૫) ખગોળવેત્તા હર્શલે તારાની ઉત્પત્તિ વિષે જે વિવેચન કરેલું હોય તેની સમજુતી આપો.

જ—હર્શલે નિહારિકાની પહેલવહેલી વર્ગણી કરી ત્યારે તેણે ધાર્યું કે તારાનું પ્રથમ સાદામાં સાદું સ્વરૂપ નિહારિકા છે અને પછી તેની વરાળ ધીમે ધીમે ટાઢી પડી ઘટ થઇ તેમાંથી તારો અથવા તારાનું ઝુમખું બને છે. આ ઉપરથી તે એમ અનુમાન કરે છે કે જે નિહારિકા ઝાંખા માલમ પડે છે તેમાં ઘનીકરણનો આરંભ થયો છે અને જે નિહારિકા નાના હોઈ વધારે ચળકતા દેખાય છે તેમાં વિશેષ ઘનીકરણ થયું છે, કેમકે જેમ જેમ ઘનીકરણ થતું જાય તેમ તેમ તે નાના થતા જાય અને તેનો પ્રકાશ વધતો જાય. એમ કરતાં કરતાં પૂરેપૂરૂં ઘનીકરણ થઇ રહે ત્યારે તારો અથવા તારાનું ઝુમખું નજરે પડે છે.

(૧૭૬) ઉપરનો ફેરફાર માણસ પ્રત્યક્ષ જોઈ શકે છે કે નહિ ?

જ—એ ફેરફાર થવા માંડ્યા પછી એટલે નિહારિકામાંથી તારો બનવાને અસંખ્ય વર્ષો લાગે છે તેટલી મુદત માણસ જીવી શકતો નથી, માટે જેમ ઝાડ ઉપરથી કલ્પના કરીએ છીએ તેમ એ માત્ર કલ્પના અથવા વિદ્વાનોનાં અનુમાન છે.



## નિહારિકામાંથી ગ્રહો વગેરેનું બનવું.

(૧૭૭) સૂર્યમાળાનું મૂળ સ્વરૂપ નિહારિકા છે એટલે નિહા-

રિકામાંથી ગ્રહો અને ઉપગ્રહો બન્યા છે તેની સાબિતી આપો.

જ—નિહારિકામાંના વાયુઓ અને વરાળના ઘનીકરણથી તારા બનેલા છે તેજ નિયમાનુસાર આપણી સૂર્યમાળા એક મોટો નિહારિકા હોઇ તેનો વિસ્તાર નેપચ્યુનની કક્ષા પર્યંત અથવા કદાચ તેની પેલીમેર હતો. તે ધીમે ધીમે ભ્રમણ કરી મધ્યાકર્ષક ( મધ્યબિંદુમાંથી થતા આકર્ષણ ) ને લીધે ધીમે ધીમે સંકોચાતો અને ઠંડો પડતો ગયો. જેમ જેમ સંકોચન થતું ગયું તેમ તેમ ભ્રમણનો વેગ વધતો ગયો અને ઝડપથી દોડતી ગાડીનાં પૈડાંથી કાદવ ઉડીને દૂર પડે છે તેમ મધ્યોત્સારી બળ મધ્યાકર્ષક બળ કરતાં વધારે હોવાથી નિહારિકાનું થોડુંક દ્રવ્ય છુટું પડયું પણ વચલા મોટા ગોળાની આસપાસ આ દ્રવ્યનું એટલે છુટા પડેલા ભાગોનું ભ્રમણ ચાલુ રહ્યું તથા તેજ દિશામાં તેમણે પોતાની ધરીપર ફરવા માંડયું. વળી તેઓ મધ્યમાંના મોટા ગોળા કરતાં ઘણા વહેલા ઠંડા પડવા માંડ્યા એ ઠંડા પડેલા ભાગો તે ગ્રહો બન્યા ( આ રીતે આપણી પૃથ્વી બની છે ) અને વચલા મોટા ગોળાનો સૂર્ય થયો. એવીજ રીતે ગ્રહોમાંથી છુટા પડેલા ભાગોના ઉપગ્રહો બન્યા છે.

(૧૭૮) સૂર્યમાં હજુ પણ ઘનીકરણ થાય છે તેનો શો પુરાવો છે? તે ક્યાંસુધી ચાલશે અને છેવટે શું પરિણામ આવશે ?

જ—સૂર્યમાં વાયુઓનું નિરંતર ઘનીકરણ થાય છે તેથી તેનું કદ ઘટે છે અને વાયુઓના ઘનીકરણથી જે ગરમી ઉત્પન્ન થાય છે તે કિરણરૂપે જે ગરમી નીકળી જાય છે તેની ખોટ પૂરી પાડે છે. એવી ગણતરી કરી છે કે સૂર્યનો વ્યાસ દર વર્ષે ૨૨૦ ફુટ સંકોચાય છે, તેને લીધે દરવર્ષે તેમાંથી નીકળતી ગરમીની ખોટ પૂરી પાડે છે.

વળી સૂર્યનું નક્કર રૂપ અદ્યાપિ સુધી થયું નથી પણ અધ વાયુરૂપ છે. તે તમામ વાયુરૂપી પદાર્થો ઘટ થયા પછી નવી ગરમી ઉત્પન્ન થશે નહિ અને સૂર્ય વધારે ઠંડો પડી આપણી પૃથ્વીપર જેવો પોપડો બાઝ્યો છે તેવો નક્કર પોપડો તેપર બંધાશે. પછી સૂર્ય હમણાં જેવો પ્રકાશ આપે છે તેવો પ્રકાશ આપશે નહિ અને ચંદ્ર જેમ લાંબા સમયથી ઠંડો પડી ગયો છે તેમ તેના જેવી સ્થિતિ છેવટે તેની થશે.

(૧૭૯) સૃષ્ટિનું મૂળ સ્વરૂપ નિહારિકા છે, તો નિહારિકાનું મૂળ સ્વરૂપ શું હશે ?

જ—એને માટે એવું અનુમાન કરવામાં આવ્યું છે કે બ્રહ્માંડમાં પ્રથમ એકજ વાયુરૂપ પદાર્થ હતો. તેમાંથી હૈડ્રોજન ઉત્પન્ન થયો અને એ વાયુમાંથી અગ્નિના ભિન્ન ભિન્ન તત્ત્વોવાળી રજકણો બની. એ રજકણો એકઠી ગળી નિહારિકા થયા છે.



# પૃથ્વીનો ઇતિહાસ.

(૧૮૦) પૃથ્વીના પડ ઉપર ઐતિહાસિક સમય પહેલાંના વખતમાં જે જે ફેરફાર થયા તે દેખાડવાનાં શાં શાં સાધન છે ? ( પૃથ્વીનો પોપડો બંધાયો તે વખતનો ઇતિહાસ શા ઉપરથી નક્કી થઈ શકે છે ! )

જ—આરંભમાં પૃથ્વી ઉષ્ણુઓળો હતો માટે કોઈ માણસ નહિ હોવાથી કોઈએ નોંધ રાખી નથી માટે તે વખતનો ઇતિહાસ ( જે જે ફેરફાર થયા તે ) દેખાડવાનાં સાધન—

પોપડામાંની નિશાનીઓ, ખડકો તથા જમીનમાંનાં જુદાં જુદાં પડ છે.

(૧૮૧) એ પડોમાં કેવી રચના જોવામાં આવે છે અને તે ઉપરથી કઈ કઈ બાબતો માલમ પડે છે?

જ—કોઇ કોઈ જગાએ કોયલાના થર જોવામાં આવે છે તે ઉપરથી પહેલાં કઈ કઈ જાતનાં છોડવા, ઝાડો વગેરે ઉગતાં તે જાણી શકાય છે, કેમકે તે કોયલાના દટાવાથી અને જમીનમાં ઘણો વખત રહેવાથી બનેલા છે, તેથી કેટલાક છોડવાનાં પાંદડાં, બી વગેરેના આકાર દીઠામાં આવે છે. કોઇ કોઇ જગાએ દરિઆઇ પ્રાણીઓનાં ખોખાં તથા તેના અવશેષો માલમ પડે છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે પ્રાચીન કાળમાં તે સ્થળે દરીઓ હોઇ તેમાં જીવતાં પ્રાણી વસતાં હતાં. આવી આવી બાબતો તપાસવાને ખડકોના વર્ગ પાડેલા છે તે ઉપરથી પૃથ્વીનો ઇતિહાસ માલમ પડે છે.

(૧૮૨) પૃથ્વીનો ઇતિહાસ જાણવાને ખડકોના વર્ગ શા ઉપરથી પાડેલા છે?

જ—એમાં જીવતા પ્રાણીઓના શેષો હોય છે કે નથી હોતા તે પ્રમાણે, અને એવા શેષોના સ્વરૂપ પ્રમાણે ખડકોના વર્ગ પાડેલા છે.

(૧૮૩) એ ખડકોના વર્ગ શી રીતે પાડ્યા છે? તે દરેકમાં શું શું જોવામાં આવે છે? તથા મનુષ્યોનો પૂર્વજ વાનર છે તે અને માણસ શી રીતે ઉત્પન્ન થયું એ સમજાવો.

જ—ખડકોના છેક તળીઆના અને જુના થરોમાં પ્રાણી કે

વનસ્પતિની કોઈ પણ નિશાની દેખાતી નથી, પણ એ થરો બંધા-
યા ત્યારે પ્રાણી કે વનસ્પતિ નહોતાં એમ કહી શકાય નહિ. ગરમી
અને દબાણથી તેમનું એટલું તો રૂપાંતર થયું છે કે તેમની મૂળ
રચના ભૂંસાઇ જઈ પહેલદાર વસ્તુરૂપ થયા છે અને તેઓમાં જીવ-
તી વસ્તુઓની નિશાનીઓ હશે તોપણ તે હવે દેખાતી નથી.

એ થરોના ઉપલા થરોમાં સેંદ્રિય પદાર્થોના શેષો હોય છે
તથા હોય કોઈ થરોમાં ફર્ન, સેવાળ વગેરે અપુષ્પ વનસ્પતિ અને
સીપમાં રહેનારાં તથા કરોડ વગરના પુષ્કળ પ્રાણીઓ જોવામાં આવે
છે માટે ઉપલા થરોમાં હાલના કરતાં જુદી જુદી જાતનાં માછલાં
અને પેટે ચાલનારાં કેટલાંક પ્રાણીઓ નજરે પડે છે.

હવે તેથી ઉપરના બીજા વર્ગના ખડકોમાં પેટે ચાલનારાં પ્રા-
ણીઓ અને ગરોળીઓ જોવામાં આવે છે. પછી જેમ જેમ વખત
જતો ગયો તેમ તેમ ગરોળીનાં કદ વધતાં જઇ ૮૦ ફૂટ લાંબુ અને
૩૦ ફૂટ ઉંચું પ્રાણી બન્યું અને તેની આંખો થાળી કરતાં પણ
મોટી હતી. પછી પક્ષી ઉત્પન્ન થયાં. આરંભમાં પક્ષી પેટે ચાલ-
નારાં પ્રાણી જેવાં હતાં. તે પક્ષીઓને દાંત હતા અને ગરોળીના
જેવી લાંબી પુછડી હતી તથા કરોડની દરેક ચુડીમાંથી લખવાની
કિત્તલ અને પીછાં નીકળતાં હતાં.

તે પછીના ખડકોમાં હાલના જેવી વનસ્પતિ થતી હતી, અને
આંચળવાળા પ્રાણીઓની જાત હતી. પછી આંચળવાળા પ્રાણીઓ-
ની જાત વધતી ગઇ અને છેવટે માણસ જાતને મળતું પ્રાણી વા-
નર ઉત્પન્ન થયું અને તેમાંથી ફેરફાર થતાં હાલના સમયનું માણસ
બન્યું છે.

એમ ઘણા પ્રાચીન કાળમાં સાદી સેંદ્રિય રચનાથી શરૂઆત થઇ વનસ્પતિ અને પ્રાણીનાં વધારે વધારે વૃદ્ધિ પામેલાં સેંદ્રિયરૂપો બન્યાં અને છેવટે વિચારવંત, ઉદ્યોગી અને ચંચળ વૃત્તિવાળું માણસ બન્યું. એ પરાક્રમી મનુષ્ય, બીજાં પ્રાણી, વનસ્પતિ વગેરે શી રીતે ઉત્પન્ન થયાં એ ખડકોની સહાયતાથી જાણી શકીએ છીએ.



## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના સવાલો.

### ૧૯૦૯

(૧) પડઘો અને અજવાળાનું પરાવર્તન એ બેની ક્રિયા સમજાવો.

જ—સ૦ ૫૮, ૬૭ થી ૭૦.

(૨) સાઇફનની રચના ને તેનો ઉપયોગ લખો.

જ—સ૦ ૧૮.

(૩) વીજળી ઉત્પન્ન કરવાનાં સાધનો લખો.

જ—સ૦ ૧૦૩.

(૪) બલુન હવામાં ઉડે છે તેનું કારણ સમજાવો તથા તેની ઉડવાની ગતિ કોઈ વાર ઉતાવળી અને કોઇ વાર ધીમી હોય છે એનું કારણ શું?

જ—સ૦ ૪૭, ૪૮.

(૫) પૃથ્વીના પડ ઉપર ઐતિહાસિક સમયનાં પહેલાંના વખતના જે ફેરફાર થયા તે દેખાડવાનાં શાં શાં સાધન છે?

જ—સ૦ ૧૮૦.

## ૧૯૧૦

(૧) અર્થશક્તિનાં ચારે રૂપ વિગતવાર સમજાવો.

જ—સ૦ ૪.

(૨) કેશાકર્ષણના ચમત્કારનો ખુલાસો કરો.

જ—સ૦ ૩૩.

(૩) સ્વરધારણ યંત્રની રચના અને કામની સમજ પાડો.

જ—૫૨.

(૪) ઝગઝગું, મેઘ ધનુષ્ય અને મૃગજળ થવાની સમજુતી આપો,

જ—૭૪, ૮૨, ૭૬.

(૫) દહન અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા વિષે જે જાણતા હો તે આપો.

જ—૧૫૨, ૧૫૩, ૧૫૪.

## ૧૯૧૧

(૧) આર્કિમીડીસનો નિયમ સમજાવો.

જ—૨૮.

(૨) ગ્રહો અને તારા વચ્ચે શો ભેદ છે ? ગ્રહોનાં નામ લખી સૂર્યના સંબંધમાં સ્થાન બતાવો.

જ—૧૬૭ તથા ૧૭૦ ને ૧૭૧. વળી આ જગાએ સૂર્યમાળા કાઢી તેમાં જેટલે અંતરે ગ્રહો હોય તેના પ્રમાણમાં અંતર રાખી ગ્રહો મૂકવા.

(૩) વિદ્યુત ઉત્પન્ન કરનારી એક રીત વર્ણવો અને ક્રિયા સમજાવો.

જ—૯૬, ૧૦૨.

(૪) પાણીનું બંધારણ જાણવાનો એક પ્રયોગ લખો.

જ—૧૨૪.

(૫) મૃગજળ એટલે શું ? તે ક્યાં ને શાથી દેખાય છે ?

જ—૭૬.

## ૧૯૧૨

(૧) તત્ત્વ અને મિશ્ર પદાર્થો, રસાયની પૃથક્કરણ અને રસાયની સંયોગ, પ્રકૃતિ વિકાર અને રસાયની વિકારની વ્યાખ્યાઓ સાથે એક એક દાખલો આપો.

જ—૧૧૪, ૧૧૧, ૧૦૮, ૧૦૯.

(૨) મેઘ ધનુષ્ય શાથી થાય છે તે સમજાવો.

જ—૮૨.

(૩) એસીડ, અલ્કલી અને ક્ષારમાં શો ફેર છે તે લખો એ ત્રણેની પરીક્ષા કરવાની ઉત્તમ રીત કઇ ? સોડા, પાપડખાર, ચુનો અને મીઠું ઉપરના ત્રણમાંથી કયા વર્ગમાં છે ?

જ—૧૪૪, ૧૪૫.

(૪) દહન ક્રિયાથી પદાર્થ નાશ પામે છે કે નહિ તેના પ્રયોગના વર્ણન સાથે સમજાવો.

જ—૧૫૨.

(૫) બલુનની રચના સમજાવો. તે શાથી હવામાં ઉંચે ચઢે છે ? બલુનનો ઉપયોગ શું છે ?

જ—૪૪, ૪૫, ૪૭, ૪૯.

## ૧૯૧૩

(૧) ફૉસ્ફરસનાં કેટલાં રૂપ છે? તે દરેકને કેવી રીતે રાખવામાં આવે છે? સાધારણ દિવાસળી અને નિર્ભય દિવાસળી એ બેની રચનામાં શો ફેર છે?

જ—૧૪૬, ૧૪૯.

(૨) વિજળી કેટલા પ્રકારની છે? તાર ઑફિસમાં વિજળી કેવી રીતે ઉત્પન્ન કરે છે?

જ—૯૨, ૧૦૨.

(૩) કાર્બન કેટલા રૂપમાં મળી આવે છે. એ દરેક રૂપ કાર્બનનુંજ છે. એમ કેવી રીતે સાબીત કરી શકશો? એ દરેક રૂપ કેવી રીતે મનુષ્યના ખપમાં આવે છે.

જ—પ્રશ્ન ૧૫૯, ૧૬૦, ૧૬૧, ૧૬૨.

(૪) લોઢાના બનાવેલા વહાણમાં તમામ જાતનો ભારે માલ ભરેલો હોય છે, અને વહાણનું દ્રવ્ય પાણી કરતાં વધારે ઘટ હોય છે. છતાં તે પાણીપર તરી શકે છે. તેનું કારણ શું છે. તે સમજાવો. એના સંબંધનો નિયમ કોને નામે ઓળખાય છે અને તે નિયમ શું છે. તે સ્પષ્ટ લખો.

જ—પ્રશ્ન ૨૬, ૨૮.

(૫) ગ્રહ અને તારામાં શું ફેર છે? શનિ વિષે જાણતા હોય તે લખો.

જ—પ્રશ્ન ૧૬૭, ૧૭૧.

## ૧૯૧૪

(૧) પાણીનું બંધારણ શું છે? તે બતાવનારા પ્રયોગોનું વર્ણન કરો.

જ—૧૨૧ અને ૧૨૨ મો પ્રશ્ન જુઓ.

(૨) શ્વાસોચ્છ્વાસ અને દહન એ બેમાં મળતાપણું તથા તફાવત શું છે તે બતાવો.

જ—બન્નેમાં મળતાપણું એ છે કે બન્નેમાં ઓક્સિજન ખપે છે, કારણ કે પ્રાણી શ્વાસની અંદર ઓક્સિજન લે છે, તેમજ બળતું થાય છે, ત્યારે પણ ઓક્સિજન વપરાય છે. શ્વાસોચ્છ્વાસ ચાલતી વખત પ્રથમ ઓક્સિજન ફેફસામાં જઈ અસ્વચ્છ લોહીને શુદ્ધ કરે છે, ને તેની અંદર બળેલો કાર્બનનો ભાગ છુટો થઈ લીધેલા ઓક્સિજન જોડે ભળી કાર્બોનિક એસિડરૂપે ઉચ્છ્વાસમાં બહાર નીકળી જાય છે. તેજ પ્રમાણે દહનમાં પણ કાર્બન બળે છે, ને તે કાર્બન ઓક્સિજન જોડે મળી કાર્બોનિક એસિડરૂપે હવામાં ભળી જાય છે. તફાવત એટલોજ છે કે દહનની ક્રિયા અમુક ભાગમાંજ થાય છે, પણ શરીરની અંદર તો લોહી આખા શરીરમાં ફરી વળે છે જેથી બધે ઉષ્ણતા પ્રસરે છે. તે વળી દહનની માફક તેમાં પ્રકાશ કે ભડકો પણ જોવામાં આવતો નથી.

(૩) મૃગજળ અને મેઘધનુષ્ય શું છે; અને કેવી રીતે થાય છે તે બતાવો.

જ—૮૩ તથા ૮૭ મો પ્રશ્ન જુઓ.

(૪) સ્વરધારણ યંત્ર શું છે? તેની બનાવટ કેવી છે, તથા તે કેવી રીતે કામ આપે છે તે બતાવો.

જ—૫૯, ૬૦ પ્રશ્ન જુઓ.

(૫) ઉપગ્રહ કોને કહે છે ? મંગળ તથા તેના ઉપગ્રહોનું વર્ણન આપો.

જ—૧૬૭ મો પ્રશ્ન જુઓ.

(૬) નિહારિકા વિષે અને તેમાંથી ગ્રહોની ઉત્પત્તિ વિષે હાલનું મત શું છે.

જ—૧૭૭ મો પ્રશ્ન જુઓ.

## ૧૯૧૫

(૧) કેશાકર્ષણ, રસાયન પ્રીતિ, પરમાણું અને વક્રીભવનની સમજુતી આપો.

જ—વિદ્યાના વિષયના પ્રશ્ન ૩૭ અને ૧૧૮ તથા સને ૧૯૦૮ ની પ્રાવેશિક પરીક્ષા પ્રશ્ન ૩ જાનો ઉત્તર તથા વિદ્યાનો ૭૭ મો પ્રશ્ન એ અનુક્રમે જુઓ.

(૨) કેટલાક પદાર્થ પાણીમાં તરે છે અને કેટલાક ડુબી જાય છે તેનું કારણ શું ?

જ—વિદ્યાના વિષયનો પ્રશ્ન ૨૫ જુઓ.

(૩) ભેજમાપક યંત્રનું વર્ણન કરો અને તેનો કેવી રીતે ઉપયોગ થાય છે તે સમજાવો.

જ—વિદ્યાના વિષયનો પ્રશ્ન ૧૪૩ જુઓ.

(૪) ગ્રહ અને તારામાં શો ફેર છે ? બૃહસ્પતિ વિષે જે જાણતા હો તે લખો.

જ—પ્રાવેશિક પરીક્ષા ૧૯૧૩ નો સવાલ ૫ માનો ઉત્તર જુ-

ઓ તથા વિદ્યાના વિષયમાં પ્રશ્ન ૧૬૯ જુઓ.

(૫) કાર્બોન દુનીઆમાં જુદા જુદા કેટલાક રૂપમાં મળે છે? તે દરેક રૂપનું વર્ણન કરો.

જ—વિદ્યાના વિષયમાં પ્રશ્ન ૧૫૯, ૧૬૦, ૧૬૧, ૧૬૨ જુઓ

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં સને ૧૯૧૬ થી વિદ્યાનો પેપર આરોગ્યવિજ્ઞાનના પેપર ભેગો આવે છે માટે વિદ્યાના સવાલો આરોગ્યવિજ્ઞાનના સવાલો ભેગા જોવા.



## પ્રાવેશિક પરીક્ષા.

### ૧૯૦૮

( નીચેના સાત સવાલમાંથી ગમે તે ૫ ના જવાબ લખવા. )

(૧) આર્કિમિડિસનો નિયમ પ્રયોગ સહિત સમજાવો.

જ—૨૮.

(૨) મૃગજળના વિચિત્ર દેખાવની બરાબર સમજુતી આપો. જે કારણથી આ દેખાવ થાય છે તેજ કારણથી બીજા જે જે દેખાવ થતા હોય તેની સચિત્ર સમજુતી આપો.

જ—૭૬, ૭૧.

(૩) ક્લેશાકર્ષણ, રસાયનપ્રીતિ, રસાયનવિકાર, પરમાણુ અને અણુની સમજુતી આપો.

જ—૩૭, ૧૧૮, ૧૦૯ તથા કોઈ વસ્તુના નાનામાં નાના એવા ભાગ કરીએ કે ગમે તેવા યાંત્રિક સાધનથી પણ તેનાથી નાના ભાગ થઇ શકે નહિ, આવા નાનાંમાં નાના ભાગને **પરમાણુ** કહે

છે. અને પરમાણુનો પરસ્પર સંબંધ થવાથી અણુ થાય છે. એ અણુસમુહ તે રજકણ છે.

(૪) ભેજમાપક યંત્રનું વર્ણન આપો અને તેનો ઉપયોગ કરવાની રીતિનું વિવેચન કરો.

જ—૧૪૩.

(૫) રાતા અને પીળા ફોસ્ફરસ વચ્ચેનો ભેદ સમજાવો.

જ—૧૪૬, ૧૪૯.

(૬) કાર્બન કયા કયા રૂપમાં મળી આવે છે? એ બધા પદાર્થો કાર્બનજ છે એ કેવી રીતે સિદ્ધ કરશો?

જ—૧૫૯.

(૭) પ્રખ્યાત ખગોળવેત્તા હર્શલે તારાની ઉત્પત્તિ વિષે જે વિવેચન કર્યું છે તેની ટુંકમાં સમજુત આપો.

જ—૧૭૫.

૧૯૦૯

(૧) કાર્યશક્તિમાં કદી લાભ કે ટોટો થતોજ નથી એ દાખલા આપી સમજાવો.

જ—૧૭.

(૨) ભુંગળી નામના યંત્રની રચના અને ઉપયોગ સમજાવો.

જ—૧૮.

(૩) કેટલાક પદાર્થ પાણીપર તરે છે અને કેટલાક ડુબી જાય છે તેનું કારણ સમજાવો.

જ—૨૨.

(૪) સાધારણ દિવાસળી અને અભય દિવાસળી વચ્ચેનો તફાવત સમજાવો. 'ગ્રેફાઇટ' એ શું છે? તેનો ઉપયોગ શો?

જ—૧૪૯, ૧૬૧.

(૫) શનિ વિષે જાણતા હો તે લખો.

જ—૧૭૧.

## ૧૯૧૦

(૧) સામટે મેળે જોતાં યંત્રનો ઉપયોગ કરવાથી વાસ્તવિક લાભ મળે છે કે નહિ તે સમજાવો.

જ—૧૪.

(૨) સાયફન કે બક નળીની ક્રિયા તેમજ ઉપયોગ સમજાવો.

જ—૧૮.

(૩) વજનની ઘટનો આધાર તે વસ્તુ જે દ્રવ્યની બનેલી છે તેપર નહોતાં બુડેલા ભાગના કદ ઉપર છે. આનો ખુલાસો કરો.

જ—૨૬, ૨૭, ૨૮.

(૪) પરાવર્તન, વક્રીભવન, રસાયનપ્રીતિ અને સંબંધાકર્ષણ એ શબ્દો દાખલા આપી સમજાવો.

જ—૬૭, ૭૧, ૧૧૮, ૧૧૯.

(૫) લાલ અને પીળા ફોસ્ફરસનો ઉપયોગ સમજાવો.

જ—૧૪૭, ૧૪૯, ૧૫૦.

(૬) બૃહસ્પતિ વિષે જે જાણતા હો તે લખો.

જ—૧૭૧.

## ૧૯૧૧

(૧) નીચેના શબ્દોની વ્યાખ્યા આપો—યંત્ર, મૃગજળ, રસાયનવિકાર, પ્રાકૃતિક વિકાર.

જ—૫, ૭૬, ૧૦૯, ૧૦૮.

(૨) કાર્યશક્તિનાં રૂપ ગણાવો.

કાર્યશક્તિનું એક રૂપ બદલી બીજાું રૂપ કરી શકાય છે આ વાક્ય ઉદાહરણો સાથે સમજાવો.

જ—૪.

(૩) ઉદય અને અસ્ત વખતે સૂર્ય સામું જોઈ શકાય છે પણ બપોરે તેમ થઈ શકતું નથી. આ વાક્યનું ખરાખોટાપણું કારણ સાથે સમજાવો.

જ—૮૩.

(૪) લીલાં કિરણોમાં રાતાં ભેળવવાથી અને નારંગી રંગના ને વાદળી સાથે ભેળવવાથી કયાં પરીણામ નીપજશે તે કારણ સાથે સમજાવો.

જ—૮૭.

(૫) એસીડ, અલ્કલી અને ક્ષારના ગુણ લખો. તે દરેકનાં ઉદાહરણ આપો.

જ—૧૪૪.

## ૧૯૧૨

(૧) અ—સાઇફનમાં થતી ક્રિયા સમજાવો.

જ—૧૮.

વ—જમીનની સપાટીથી **અ** કુવો ૪૦ ફૂટ ઉંડો છે અને **બ** કુવો ૫૦ ફૂટ ઉંડો છે. સાઇફનવડે **અ** નું પાણી **બ** માં લઇ જઇ શકાશે કે નહિ તે કારણ સાથે સમજાવો.

જ—નહિ લઇ જવાય, કેમકે વાંકી નળી એવી રાખવી જોઇએ કે એક તરફ ૪૦ ફૂટ અને બીજી તરફ ૫૦ ફૂટ. હવે ૪૦ ફૂટ નળીવાળો છેડો **અ** કુવામાં મૂકીશું તો તે પાણી ૩૪ ફૂટજ ઉંચું ચઢશે તેથી વધારે ચઢશે નહિ. જો ૪૦ ફૂટ સુધી ચઢે તોજ બીજા કુવામાં પાણી પડી શકે પણ આજુબાજુના પાણીપર હવાનું દબાણ એટલું છે કે **અ** કુવામાંથી નળી ૩૪ ફૂટ ઉંચેજ પાણી જઇ શકે, ૪૦ ફૂટ સુધી જાય નહિ તો બીજા કુવામાં પાણી લેવાય પણ નહિ.

(૨) વકીભવન એટલે શું ? તે કયારે થાય અને થવામાં કયા નિયમો પ્રવર્તે છે ?

જ—૭૧.

(૩) **અ** વિજળીના તારનું યંત્ર કયા મૂળતત્ત્વને આધારે ચાલે છે ?

જ—નેગેટીવ અને પોઝીટીવ નામની બે વિજળીનો સંયોગ કરવાથી વિદ્યુત પ્રવાહ ચાલુ થાય છે તે માટે સ૦ ૧૦૨ જુઓ.

વ—પાણીમાં ખાંડ ઓગળેલી છે. આ પાણીને પીવા લાયક શી રીતે બનાવશો ?

જ—ખાંડવાળા પાણીને એક વાસણમાં ભરી તેનું મોં બંધ કરી લઇ તેના ઉપર સજડ વાંકી નળી બેસાડવી. એવી કે તેમાં

હવા પણ જઈ શકે નહિ. પછી તે વાંકી નળીનું મોં બીજા વાસણમાં રાખવું. વાંકી નળીના બીજા વાસણ તરફ નમેલા ભાગપર ભીનું લુગડું મૂકી રાખવું. પછી પાણી ભરેલા વાસણ નીચે તાપ કરીને તે પાણીની વરાળ કરવી. એટલે એ વરાળ નળીવાટે બીજા વાસણમાં જતાં ભીના લુગડાને લીધે રસ્તામાંજ પાણી થઈને બીજા વાસણમાં પડશે એમ બધા પાણીની વરાળ થવાથી પ્રથમના વાસણમાં ખાંડ પડી રહેશે અને બીજા વાસણમાં પીવા લાયક ચોક્ખું પાણી બનશે.

ક—અભય દિવાસળી અને સાદી દિવાસળીની બનાવટમાં શો ફેર છે?

જ—૧૪૯.

૧૯૧૩

(૧) સાદી અને અભય દિવાસળીની બનાવટમાં શો ફેર છે?

જ—૧૪૯,

(૨) ભેજમાપક યંત્રની આકૃતિ દોરો.

જ—સાતમી ચોપડી પાઠ ૮૯ જુઓ.

તદ્દન ભેજ વગરની હવા કોઈ પણ વખતે હોય કે નહિ તે કારણ આપી સમજાવો.

જ—૧૩૮.

(૩) મેઘધનુષ્યનો ખુલાસો કયા નિયમથી સ્પષ્ટ સમજાવી શકાય?

જ—૮૨.

સાંજે થયું હોય તો કઈ દિશામાં હોય ?

જ—પૂર્વમાં.

તેમાંના રંગો અનુક્રમે લખો.

જ—૮૨.

(૪) એક માણસ સોનાનાં નક્કર સાંકળાં લેવા બજારમાં ગયો. ચોકસીએ પોતાનાં સાંકળાં પાણીમાં તોળી જેટલું વજન થયું તેની પૂરી કીમત લઇ તે તેને આપ્યાં. આ સોદામાં કોઇને નુકસાન થયું હશે કે કેમ તે કારણ સાથે લખો.

જ—એમાં નુકસાન ચોકસીને થશે, કેમકે પદાર્થનું વજન હવામાં તોળવા કરતાં પાણીમાં તોળવાથી ઘટે છે એટલે જો સાંકળાનું વજન હવામાં ૧૯ તોલા થાય તો પાણીમાં ૧૮ તોલા થશે. એટલે ૧ તોલાના પૈસા ચોકસીને પાણીમાં તોળીને આપવાથી ઓછા મળશે. વધુ ખુલાસા માટે જુઓ—સવાલ ૩૦ અને આર્કિમિડિસનો નિયમ.

## ૧૯૧૪

(૧) નિહારિકામાંથી ગ્રહો કેવી રીતે બને છે તે ટુંકામાં સમજાવો.

જ—વિદ્યાનો વિષય પ્રશ્ન ૧૭૭, ૧૭૮, ૧૭૯. ૧૮૦ જુઓ.

(૨) ભેજમાપક યંત્રની આકૃતિ દોરી, તેનાં મૂળતત્ત્વ સમજાવો.

જ—સાતમી ચોપડીનો પાઠ ૮૯ જુઓ.

(૩) પ્રવાહીનાં દબાણ સંબંધી શો નિયમ છે ? આ નિયમ કાણાંવાળી રબરની દડીમાં ભરી સમજાવો.

જ—વિદ્યાનો વિષય પ્રશ્ન ૧૮ જુઓ.

(૪) કુવામાંથી ગરગડીવડે પાણી કાઢવામાં આવે છે;

એક છૂટી અને જડેલી ગરગડીવડે જમીનપરનો પત્થર ઘરને મથાળે ચડાવવામાં આવે છે.

આ દરેકમાં યાંત્રિક લાભ છે કે નહિ ? જ્યાં હોય ત્યાં કેટલો

જ—જડેલી ગરગડીથી યાંત્રિક લાભ નથી પણ નીચે ખેંચવામાં માત્ર બળની દિશા બદલાય છે જેથી સહેજ અનૂકુળતા થાય છે, પણ વજન કરતાં બળ ઓછું લગાડી શકાતું નથી. વજન કરતાં બળ ઓછું લાગે તોજ યાંત્રિક લાભ થયો કહેવાય. છૂટી ગરગડીના અર્ધું બળ કરવું પડે છે, કારણ કે વજન બે ભાગમાં વહેંચાઇ જાય છે, એક છૂટી ગરગડી હોય તો વજન કરતાં અર્ધું બળ, બે છૂટી ગરગડી હોય તો ¼ બળ લગાડવું પડે છે. માટે છૂટી ગરગડીથી યાંત્રિક લાભ થાય છે.

## ૧૯૧૫

(૧) બકનળી (સાયફન) એટલે શું ? એ શા ઉપયોગમાં આવે છે ? પાસે પાસે બે કુવા છે, જમીનની સપાટીથી ૩૮ ફૂટ નીચે પહેલા કુવામાં પાણી છે, બીજો કુવો જમીનની સપાટીથી ૪૫ ફૂટ ઉંડો છે, સાયફનવડે પહેલા કુવામાંથી બીજા કુવામાં પાણી આવી શકશે નહિ તે કારણ આપી લખો.

જ—વિદ્યાના વિષયનો પ્રશ્ન ૨૧ જુઓ. પહેલા કુવામાંથી બીજા કુવામાં પાણી આવી શકશે કે નહિ કારણ કે હવાનું દબાણ પાણીને ૩૪ ફીટ સુધીજ ઉંચે ચડી શકે છે અને આમાં તો ૩૮

ફુટ ચડે ત્યાર પછી બીજા કુવામાં જઈ શકે, માટે ૩૪ ફુટથી વધારે હોય તો બંધ શકાયજ નહિ, મતલબ કે બંકનળી ૩૪ ફુટથી વધારે ન જોઇએ.

(૨) યુરેનસ ગ્રહનો શોધ શી ધારણા ઉપરથી થયો ?

જ—વિદ્યાના વિષયનો પ્રશ્ન ૧૬૯ જુઓ.

(૩) અલ્કલિ, એસિડ, ક્ષારનાં આવડે તેટલાં ઉદાહરણો કોઠાના રૂપમાં લખો.

જ—વિદ્યાના વિષયનો પ્રશ્ન ૧૪૪ જુઓ.

(૪) કાળી સપાટીપર લીલારંગની વસ્તુ મૂકી તે તરફ આંખ થાકી જતા સુધી જોઇ પછી સફેદ કાગળ ઉપર નજર કરીએ તો કયો રંગ દેખાવ ? લીલીને બદલે પીળી વસ્તુ મૂકી હોય તો કયો રંગ દેખાય ? બન્ને જવાબ કારણ સાથે લખો.

જ—લાલ, જાંબુડીઓ, કારણ માટે જુઓ પ્રશ્ન ૮૬.

૧૯૧૬

(૧) મૃગજળના પ્રકાર લખો. તે દરેક પ્રકાર કેવા દેશમાં અને શાથી થાય છે ?

જ—૭૬, ૭૮ પ્રશ્નના જવાબ જુઓ.

(૨) ગ્રામોફોન અને ફોનોગ્રાફમાં શો ફેરફાર છે ? એમાંનું કયું અને શા કારણથી ફાયદાકારક છે ?

જ—૫૬ પ્રશ્નનો જવાબ જુઓ.

(૩) રાતા અને પીળા ફોસ્ફરસનો ભેદ સમજાવો. અભય અને સાધારણ દિવાસળી વચ્ચે શો ફેર છે ?

જ—સવાલ ૧૪૬ અને ૧૪૯ ના જવાબ જુઓ.

(૪) કાર્બન કયા કયા રૂપમાં મળી આવે છે? એ બધા પદાર્થો કાર્બનજ છે એ શી રીતે સિદ્ધ કરશો ?

જ—સવાલ ૧૫૯ નો જવાબ જુઓ.

(૫) વક્રીભવન એટલે શું ? તે ક્યારે થાય ? તે થવામાં કયા નિયમો પ્રવર્ત્તે છે ?

જ—સવાલ ૭૧ નો જવાબ જુઓ.

(૬) સાયફન કે બકનળીની ક્રિયા તેમજ ઉપયોગ સમજાવો. વ્યવહારમાં તેનો કોઈ ઉપયોગ તમારા જોવામાં આવ્યો હોય તો તે કયાં અને કેવી રીતે ?

જ—સવાલ ૧૮ નો જવાબ જુઓ.



# આરોગ્ય વિજ્ઞાનના પ્રશ્નોત્તર.

(૧) આરોગ્ય વિજ્ઞાન શાસ્ત્ર એટલે શું? અને તે શીખવાનો શો હેતુ છે?

જ—જે જ્ઞાનથી રોગ વગરના રહેવાય તે જાણવાનું શાસ્ત્ર કોઇ પણ યંત્ર બનાવવામાં આવે છે તે બનાવનાર તો સારી રીતે ચાલી શકે એવા હેતુથી બતાવે છે; પરંતુ તેનો વાપરનાર અજ્ઞાન હોય તો તે થોડા વખતમાં બગાડી નાંખે છે. તેજ પ્રમાણે ઇશ્વરે મનુષ્ય શરીર એવા ડહાપણથી બનાવેલું છે કે એને નિયમિત રીતે વાપરવામાં આવે તો મનુષ્ય ૧૦૦ વર્ષ જીવી શકે, પરંતુ તે વાપરવામાં જે પ્રમાણમાં ભૂલો થાય છે તે પ્રમાણમાં આયુષ્ય ઓછું થાય છે. એ ભૂલો કઇ કઇ છે અને તે ભૂલો ન કરવાને શીશી સાવચેતી રાખવી જોઇએ તે આ પુસ્તક શીખવે છે.

(૨) આરોગ્ય વિજ્ઞાનના નિયમ પ્રમાણે નહિ ચાલવાથી કેટલાં માણસો હિંદુસ્તાનમાં મરણ પામે છે અને તે પ્રમાણ શી રીતે ઓછું કરી શકાય?

જ—હિંદુસ્તાનમાં મરણની જે સંખ્યા છે તેમાં સેંકડે ૭૮ માણસો આવી ભૂલો કરવાથી મરતા જણાય છે. મનુષ્ય શરીરમાં કેવા પ્રકારની કૃતિ થાય છે તે બરાબર જાણે અને ખાવા પીવાના પદાર્થો નહાવું, ધોવું, ઘર અને કપડાં કેવાં રાખવાં, ઊંઘ તથા કસરત કેવી જોઇએ વગેરે બાબતો ધ્યાનમાં રાખે તો આ મરણનું પ્રમાણ ઘણું ઘટી જાય અને શરીર દીર્ઘાયુષી તથા તંદુરસ્ત રહે.

(૩) શરીરની બાહ્ય રચના ઉપરથી કયા કયા ભાગ નજરે પડે છે?

જ—ડોકું અને ધડ તથા તેના અવયવો ડોકાના અવયવ—આંખ, નાક, કાન, માથું ( કપાળ, તાળવું, ખોપ્રી ) મોં ( જીભ, દાંત, હોઠ ) લમણા, ગાલ, ગળું, વાળ ધડના અવયવ—હાથ, છાતી, પેટ, પગ.

(૪) શરીરની અંદર રચનામાં કયા કયા ભાગ છે?

જ—હાડકાં, માંસના લોચા, જ્ઞાન તંતુઓ, લોહી વહી જનારી નળીઓ, ચરબીનું પડ અને ચામડી.

(૫) મનુષ્યના શરીરમાં હાડકાનો શો ઉપયોગ છે અને તે કેટલાં છે?

જ—હાડકાંવડે શરીર ટટાર રહી શકે છે, ચલનવલન થઈ શકે છે અને કોમળ ભાગો જેવા કે હૃદય, ફેફસાં, મગજ અને પેટના અવયવોનું રક્ષણ થઈ શકે છે, ડોકામાં ૬૧ હાડકાં છે તેની વિગત.

> ૮ ખોપરીનાં, ૬ કાનનાં. ૧૪ ચહેરાનાં, ૩૨ દાંતનાં અને ૧ ગળાનું. ધડમાં ૧૭૭ હાડકાં છે તેની વિગત—૧ છાતીનું ૨૪ પાંસળીઓ, ૨૬ કરોડના મણકા, ૬૪ બે હાથનાં, ૬૨ બે પગનાં

(૬) કરોડના મણકાની રચના કેવા પ્રકારની હશે?

જ—કરોડ એ શરીરને આધાર આપનારો મુખ્ય ભાગ છે. મોટા માણસની કરોડમાં ૨૬ હાડકાં અને નાના બાળકની કરોડમાં ૩૩ હાડકાં હોય છે પણ મોટપણે જોડાઈને તેનાં ૨૬ થઇ જાય છે. એ

દરેક હાડકું ઉપર નીચે ગોળ અને આજુબાજુએ ખાંચાવાળું હોય છે. એવાં બે હાડકાંની વચમાં ચરબી કે કુર્ચાનું પડ હોય છે. એ હાડકાં વચ્ચેથી પોલાં હોય છે તેથી તે બધાંની એક નળી જેવું થાય છે તેમાં જ્ઞાનતંતુ રહે છે તેમાંથી ફાંટા પડી પડખાનાં કાણાં વાટે તે તંતુઓ બીજા સ્નાયુઓમાં જાય છે. એ હાડકાં ખોપરીથી ગુદા સુધી હોય છે એમાં પાંચ સમુહ પાડયા છે—(૧) ગરદનનાં હાડકાં એમાં ૭ હાડકાં છે તેમાં સૌથી પહેલું એટલે ઉપરનું હાડકું ખોપરીના હાડકા સાથે મળેલું છે અને તેનો આંકાર નીચે ખાંડણીના મોંઢાના આકારનો હોય નીચેના બીજા હાડકાના ખીલડા જેવા ઉપસેલા ભાગ ઉપર આવેલું હોય છે તેથી ડોકું ડાબું જમણું ફરી શકે છે, અને બીજા તથા ત્રીજા હાડકાના સંયોગથી ડોકું ઉંચું નીચું થઇ શકે છે. બાકીનાં ૪ હાડકાં તેની નીચે ગોઠવાયેલાં છે, પીઠનાં ૧૨ હાડકાં છે તેમાં પાંસળીઓ વળગેલી હોય છે. કમરનાં ૫ હાડકાં છે, કમરની નીચે ૧ હાડકું છે અને તેની નીચે ગુદાનું એક હાડકું છે.

(૭) દાંત મોંમાં કેવી રીતે જડેલા હોય છે?

જ—દાંત અવાળુમાં ખીલા જેવા પદાર્થવડે જડી લીધેલા હોય છે અને તે બહાર દેખાય છે તેના કરતાં લગભગ બમણા અંદર હોય છે.

(૮) સ્નાયુઓ તે શું અને તેનો શો ઉપયોગ છે?

જ—શરીરમાંના માંસના લોચાઓને સ્નાયુ કહે છે. તેમાં જ્ઞાનતંતુઓ અને લોહી વહેનારી નળીઓનો જથો હોય છે તેમનું કામ શરીરના તમામ ભાગોની હીલચાલ કરવાનું હોય છે.

(૯) જ્ઞાન તંતુઓ તે શું છે, અને તેનો શો ઉપયોગ છે ?

જ—જ્ઞાન તંતુઓ શરીરમાં એક જાતના ધોળા દોરા જેવા હોય છે, તેઓ મગજ અને સ્નાયુઓ વચ્ચે સદેશા લઈ જવા લાવવાનું કામ કરે છે. તેઓ બે જાતના છે. (૧) શરીરના તમામ ભાગોની ખબર મગજને પહોંચાડનાર (૨) મગજનો હુકમ સ્નાયુઓને પહોંચાડી તે પ્રમાણે અમલ કરાવનાર શરીરના કોઈ ભાગને કંઇ હરકત થાય તો તે ભાગના જ્ઞાન તંતુઓ મગજને ખબર આપે છે અને મગજ હુકમ કરે એટલે તે ભાગ પોતાની સ્થિતિ બદલી નાંખે છે. આ કામ ઘણીજ ઝડપથી ચાલે છે.

(૧૦) મગજ તે શું, અને તેનું શું કામ છે?

જ—મગજ એ ખોપરીરૂપી માથાના મજબુત હાડકામાં ધોળા ભૈરા રંગનો પદાર્થ છે અને તેનો એક બારીક ભાગ બરડાની કરોડમાંથી પરોવેલો છે, આગળ જણાવ્યું છે તે પ્રમાણે તે કરોડના પોલા મણકામાં રહેલો હોય છે. મગજ એ શરીરનો રાજા છે, અને શરીરના સ્નાયુઓની કૃતિ મગજના હુકમ પ્રમાણે થાય છે. કેટલાક સ્નાયુઓને નિયમિત કામ કરવાનો હંમેશનો હુકમ હોય છે. તે પ્રમાણે તેઓ કામ કર્યાં જાય છે. હૃદય, ફેફસાં, હોજરી, આંતરડાં, રક્ત નળીઓના સ્નાયુઓને પોતાના કામનો હંમેશનો હુકમ હોય છે જેથી તેમને જ્ઞાન તંતુઓ મારફત વારે વારે હુકમ આપવાની જરૂર પડતી નથી.

(૧૧) લોહી શું છે, અને તેનો શો ઉપયોગ છે ?

જ—લોહી એ શરીરને જીવન આપનારી વસ્તુ છે. તે ખોરાકમાંથી બને છે, તેમાં પાણી ભળે છે તેથી પાતળું થઇ શરીરની

ઝીણી ઝીણી નળીઓમાં ફરી શકે છે, તેનો રંગ રાતો છે, સ્વચ્છ લોહી રાતું હોય છે અને જ્યારે તે બગડે છે ત્યારે જાંબુઆ રંગનું થાય છે. માણસના આખા શરીરમાં ઘણું કરીને તેના વજનનો ૧૩ મો ભાગ લોહી હોય છે.

(૧૨) શરીરમાં લોહીનું ફરવું કેવા પ્રકારે થાય છે?

જ—ખોરાકનું બનેલું સ્વચ્છ લોહી પ્રથમ હૃદયના ડાબા ભાગમાં ભેગું થાય છે, હૃદયના ડાબા ને જમણા ભાગને જવનિકા કહે છે. ડાબી જવનિકા સંકોચાવાથી તેમાં ભેગું થયેલું લોહી શરીરમાં ફરવા જાય છે અને પ્રથમ મોટી પછી ઝીણી થતી નળીઓ વાટે આખા શરીરમાં ફેલાય છે તે ઠેઠ છેવટ ફેલાતા સુધીમાં તેમાં શરીરનો કચરો મળવાથી તે મેલું થાય છે તે બીજી ઝીણેથી મોટી થતી નળીઓ વાટે જમણી જવનિકામાં ભેગું થાય છે ત્યાં ફેફસાંવાટે ઓક્સિજનના સંયોગથી સ્વચ્છ થઈ તે તાજા લોહી સાથે ડાબી જવનિકામાં મળે છે અને ત્યાંથી પાછું ઉપર કહ્યા પ્રમાણે શરીરમાં ફરવા જાય છે, આ પ્રમાણે આખા શરીરમાં સ્વચ્છ અને અસ્વચ્છ લોહી નળીઓવાટે ફરે છે અને ચોકખું થાય છે. આ કૃતિ શહેરોમાં પાણી પુરૂં પાડવાના નળ અને ગટરનો કચરો લઈ જનારા નળ સાથે સરખાવી શકાય તેવી છે.

(૧૩) ફેફસાં તે શું, અને તેનો શો ઉપયોગ છે?

જ—છાતીની બખોલમાં પાંસળીઓની નીચે અને હૃદયની બન્ને બાજુએ વાદળી જેવી બે કોથળીઓ હોય છે તેને ફેફસાં કહે છે તેઓ સ્થિતિ સ્થાપક છે આપણે શ્વાસ લઇએ છીએ ત્યારે બે નળીઓવાટે હવા તેમાં જાય છે તેથી તેઓ ફુલે છે અને ઉપર કહ્યા

૧૨ મીમાં કહ્યા પ્રમાણે જમણી જવનિકામાં ભેગા થયેલા મેલા લોહી સાથે ફેફસામાં આવેલી હવામાંના ઓક્સિજનનો સંયોગ થાય છે તેથી લોહી ચોકખું થાય છે અને લોહીમાંનો કચરો કાર્બોનિક એસીડ વાયુરૂપે ઉચ્છ્વાસમાં બહાર નીકળી જાય છે. આ પ્રમાણે ફેફસાં નિરંતર લોહી ચોકખું કરવાનું કામ કરે છે જેમ વધારે ચોકખી હવા લેવામાં આવે તેમ લોહી વધારે ચોકખું થાય છે.

(૧૪) ચામડીનો શો ઉપયોગ છે ?

જ—ચામડીથી સ્પર્શ જણાય છે અને શરીરના અંદરના ભાગોનું રક્ષણ થાય છે. તેમાં બે પડ હોય છે. ૧ ઉપલું, ૨ નીચલું. નીચલું પડ વધારે ઉપયોગી છે, તેમાં રંગના તથા સ્પર્શના અંકુરો હોય છે. ઉપલું પડ એ નીચલા પડનું ઢાંકણુ છે. ચામડીની અંદર છીદ્રો હોય છે તે છીદ્રોવાટે શરીરમાંનો કચરો પરસેવા સાથે બહાર આવે છે તેથી લોહી પણ ચોકખું થાય છે આ પ્રમાણે ચામડી લોહી શુદ્ધ કરવાનું સ્પર્શેંદ્રિયનું તથા અંદર ભાગોના ઢાંકણનું કામ કરે છે.

(૧૫) પાચનક્રિયા શી રીતે થાય છે, તે કરનારા ક્યા અવયવો છે, અને તે દરેકનું શું કામ છે ?

જ—ખાધેલા ખોરાકનું લોહી બનતા સુધીની ક્રિયાને પાચન ક્રિયા કહે છે. મોં ( જીભ, દાંત, થુંક ) અન્ન નળ, જઠર, પીત્તાશય અને આંતરડા એ પાચન કરનારા અવયવો છે.

ખોરાક મોંમાં મૂકીએ એટલે તે દાંતવતી ચવાય છે, ચાવવામાં જીભ ખોરાકને ફેરવવામાં મદદ કરે છે અને તેમાં થુંક મળવાથી તે ગળાઉ સ્થિતિમાં આવે છે, આ પ્રમાણે ચવાએલો ખોરાક

શ્વાસ નળીની પાછળ અન્નનળ હોય છે તેવાટે જઠરમાં જાય છે. ત્યાં તેમાં જઠર રસ મળે છે અને હોજરીમાંના માંસાલ રેસાઓના વારાફરતી ફુલવા અને સંકોચાવાથી તે વલોવાય છે, પછી જઠરના જમણા ભાગમાં પીત્તાશય હોય છે તેમાંથી પીત્ત ઝરપી તે વલોવાયલા પદાર્થને વધારે ગળાઉ સ્થિતિમાં લાવે છે અને ચોકખો કરે છે તેમાં દાણા પડખાની બરોળમાં પેન ક્રિયાસ નામનો રસ મળે છે અને જેમ જેમ વધારે ગળાઉ સ્થિતિમાં આવતો જાય તેમ તેમ તેમાંથી લોહી વહેનારી નળીઓ લોહી ચુસતી જાય છે, પછી તે પદાર્થ આંતરડામાં જાય છે, આંતરડામાંથી રસ ઝરપે છે તે અગળાઉ પદાર્થોને ગાળી નાંખે છે અને રક્ત વાહિનીઓ તેને લોહી રૂપે ચુસતી જાય છે અને તમામ કસ ચુસાઇ રહ્યા પછી છેવટે બાકામો રહેલો કાષ્ટમય અગળાઉ પદાર્થ મળદ્વારે બહાર નીકળી જાય છે, આ પ્રમાણે ખોરાકને ઝીણો કરી તેનું લોહી બનવાની ક્રિયાને પાચનક્રિયા કહે છે. ખોરાક મોંમાં વધારે બારીક થાય તો બીજા અવયવોને ઝાઝી મહેનત પડતી નથી અને ખોરાક જલદી પચી જાય છે માટે ખોરાક સારી રીતે ચાવીને ખાવો જોઇએ તે સાથે સારૂ લોહી બનવાને માટે ખોરાક સારો પસંદ કરવો જોઇએ અને તે બરાબર રંધાએલો હોવો જોઇએ.

(૧૬) હવાનો શો ઉપયોગ છે અને તેની અંદર કઈ કઈ વસ્તુઓ શા પ્રમાણમાં છે?

જ—જીવનનો મુખ્ય આધાર હવા છે, હવા સિવાય પ્રાણિ જીવી શકતું નથી, પૃથ્વીની આજુબાજુ લગભગ ૧૦૦ માઇલ સુધી હેનો થર છે, હવા અદૃશ્ય અને સ્થિર છે અને તે દરેક જગાએ

છે. તેને ગતિ લાગે ત્યારે તે પવનરૂપે માલમ પડે છે તેમાં મુખ્ય ચાર વસ્તુઓ છે. (૧) ઓક્સિજન લગભગ સેંકડે ૨૦, (૨) નાઈટ્રોજન લગભગ સેંકડે ૭૮, (૩) કાર્બોનિક એસિડ ગ્યાસ સેંકડે ૪ અને બાકીનો ભાગ, (૪) પાણીની વરાળ તથા એમોનીઆ વગેરેછે.

(૧૭) હવામાંની વસ્તુઓનો જુદો જુદો ઉપયોગ બતાવો.

જ—પ્રાણીઓને શ્વાસ લેવામાં ઓક્સિજનનો ઉપયોગ છે. કાર્બોનિક એસિડ ગ્યાસ વનસ્પતિનો મુખ્ય ખોરાક છે, પાણીની વરાળથી હવા ભીની અને નરમ રહે છે જેથી ચામડી વગેરે બરડ થઇ જતી નથી, ઉપરની તમામ વસ્તુઓને નિયમ પ્રમાણે રાખવાનું કામ નાઇટ્રોજન કરે છે.

(૧૮) પ્રાણી અને વનસ્પતિની શ્વાસોચ્છવાસની ક્રિયામાં શો ફેર છે?

જ—પ્રાણીઓ શ્વાસમાં જે હવા લે છે તેમાં ઓક્સિજન જાય છે, તે ઓક્સિજન હૃદયમાંના બગડેલા લોહીને સ્વચ્છ કરી લોહીમાંનો કાર્બન પોતે ખેંચી તેની સાથે મળી કાર્બોનિક એસિડ રૂપે ઉચ્છવાસમાં બહાર આવે છે, તે વખતે તે ગરમ હોવાથી ઉંચે જાય છે અને તેને બદલે ચોકખી હવા પાછી શ્વાસમાં લઇએ છીએ આ પ્રમાણે ઉચ્છવાસમાં કાર્બોનિક એસિડ નીકળે છે, તે ઝેરી છે, પરંતુ વનસ્પતિ તેમાંનું ઝેર એટલે કાર્બન ખેંચી લઇ ઓક્સિજન પાછો આપે છે તેથી હવા સ્વચ્છ થાય છે, આ પ્રમાણે વનસ્પતિને ઉપયોગની હવા પ્રાણીઓ આપે છે અને પ્રાણીઓને ઉપયોગની હવા વનસ્પતિ આપે છે, આ પ્રમાણે વનસ્પતિ હવાને શુદ્ધ કરનારી વસ્તુ છે, પરંતુ તે બધું સૂર્યના કીરણોવડેજ થાય છે, રાત્રે આ ક્રિયા

વનસ્પતિથી થતી નથી, માટે રાત્રે ઝાડ તળે સુવું સારૂં નથી.

(૧૯) હવા બગાડનારાં અને સુધારનારાં કયાં કયાં કારણો છે?

જ—જે કારણોથી કાર્બોનિક એસિડ ગ્યાસ ઉત્પન્ન થાય તે હવા બગાડનારાં છે અને જેનાથી તે ઓછો થાય તે હવા સુધારનારાં છે. શ્વાસોચ્છ્વાસ, બળવું અને કહોવું એ હવા બગાડનારાં છે અને વનસ્પતિ, ગ્યાસોનું પ્રસરવું અને એક બીજા જોડે મળી જવું એ હવા સુધારનારાં છે.

(૨૦) માણુસને ઓછામાં ઓછી કેટલી જગાથી ચોકખી હવા પુરી પડી શકે?

જ—૧૦૦૦ ઘનફુટ માંહ્ય માણુસને તેથી વધારે જોઇએ.

(૨૧) પાણીનો શો ઉપયોગ છે? સ્વચ્છ પાણી કોને કહેવું અને તે શી રીતે સ્વચ્છ થઇ શકે?

જ—હવા કરતાં બીજે નંબરે ઉપયોગી વસ્તુ પાણી છે. મનુષ્યશરીરમાં લગભગ સેંકડે ૯૦ ભાગ પાણી છે. વનસ્પતિમાં પણ પાણીનો ઘણો ભાગ હોય છે તો સ્વચ્છ પાણી વાપરવું, એ સૌથી વધારે અગત્યનું છે. થોડોક વરસાદ વરસી હવા ચોકખી થાય ત્યાર પછી વરસાદનું અધર ઝીલેલું એટલે છાપરા કે અગાસીપર થઈ ને આવેલું નહિ પણ માત્ર ફોરાંનુંજ ઝીલેલું પાણી સ્વચ્છ છે. બાકીના પાણીમાં કોઇને કોઈ વસ્તુ ભળેલી હોય છે. એ વસ્તુઓ ત્રણ પ્રકારે ભળે છે. (૧) દેખાઇતો કચરો. (૨) ખરાબ વાયુઓ. (૩) જીપ્સમ, ચાક, મીઠું વગેરે. તે સ્વચ્છ કરવાની નીચેની રીતો છે. દેખાઇતો કચરો ભળેલો હોય તો (૧) પાણીને ઠરવા દેવું અને ઉપલું પાણી નીતારી તેને જાડે લુગડે ગાળવું, (૨) દસ શેર પાણીએ

એક વાલના પ્રમાણમાં ફટકડી નાંખી ઠરવા દેવું અને પછી ગાળીને વાપરવું (૩) નરમાળીનાં બી ઘશીને નાંખવાં તેથી પણ જલદી કચરો ઠરી જશે. (૪) રેત તથા કોલસાનાં માટલાંની ગળણીઓ કરી નીચે ટપકેલું પાણી ઉપયોગમાં લેવું ખરાબ વાયુઓ ભળેલા હોય તો તે પાણીને ઉકાળી ગાળીને વાપરવું. ઉકાળવાથી ખરાબ વાયુઓ ઉડી જાય છે.

ક્ષાર વગેરે ભળેલા હોય તો તે પાણીને ઉકાળી તેની વરાળ કરી તેને બીજા વાસણમાં લઇ ત્યાં તેને ટાઢી પાડવી જેથી તે વરાળનું પાણી સ્વચ્છ થશે અને ક્ષાર વગેરે મૂળના વાસણમાં પડ્યા રહેશે. આ પાણીને ડિસ્ટિલ્ડ વોટર કહે છે અને તે માંદા માણસને દવામાં પણ અપાય છે.

(૨૨) સ્વચ્છ પાણી શા માટે વાપરવું જોઇએ ?

જ—મનુષ્ય શરીરનું મુખ્ય જીવન લોહી છે અને તેમાં ઘણો ભાગ પાણી છે, લોહી ચોકખું હોય તોજ તંદુરસ્તી રહે છે માટે સ્વચ્છ પાણી વાપરવું જોઇએ.

(૨૩) પાણીમાં કોઇ ગુણકારી વસ્તુઓ ભળે છે કે નહિ ?

જ—લોઢાનાં રજકણો ભળેલાં હોય તો તે શરીરને પુષ્ટીકર્તા છે. સેહેજ કાર્બન ભળેલો હોયતો તે ખોરાક પચવવામાં મદદ કરેછે.

(૨૪) પાણી ઉનું કરીને પીવું એ ફાયદાકારક છે કે નહિ ?

જ—ઉનું કરીને પીવુ એ ફાયદાકારક છે. પણ એ તરત પીવું એ સારૂં નથી. ઉનું કરેલું પાણી ઠંડુ પડવા દઇ તેમાં હવામાંના વાયુઓ ભળવા દેવા અને પછીથી તેને ઉપયોગમાં લેવું. કોલેરા જેવા રોગો ચાલતા હોય ત્યારે તો પાણીને માટે બહુજ સં-

ભાળ રાખવી કારણ કે રોગના જંતુઓ પાણીમાં દાખલ થાય છે તેવે વખતે તો પાણીને ઉનું કરી ઠરવા દઈનેજ વાપરવું જોઇએ.

(૨૫) ખોરાક શામાટે લેવો જોઇએ ?

જ—માણસ બેઠો હોય ફરતો હોય કે કંઈ કામ કરતો હોય તો પણ તેના શરીરના અવયવો કંઈ કંઈ પણ કામ કરતા હોય છે. કામ કરવાથી શરીરને ઘસારો પડે છે તે ઘસારો પુરો પાડવાનું કામ ખોરાકથી થાય છે; માટે ખોરાક લેવામાં ન આવે તો શરીર ક્ષીણ થઈ નાશ પામે છે.

(૨૬) ખોરાક કેવો લેવો જોઇએ ?

જ—માણસને સ્વચ્છ લોહીની જરૂર છે, સારો ખોરાક સ્વચ્છ લોહી બનાવે છે; માટે સ્વચ્છ અનાજ, તાજા શાક ભાજી, સારાં પાકેલાં ફળ, યોગ્ય મસાલા, ચોકખું ઘી, દુધ, તેલ વગેરે પદાર્થો અને માંસાહારીઓને તાજું માંસ એ સ્વચ્છ લોહી બનાવનારી વસ્તુઓ છે. લોહીમાં જે જુદાં જુદાં તત્વો છે તે એમાંથી પુરાં પડે છે માટે માણસે જુદો જુદો ખોરાક વાપરવાની જરૂર છે. લોહીમાંનાં તમામ તત્વો દૂધમાં સમાએલાં છે માટે દૂધ એ સૌથી ઉત્તમ ખોરાક છે. મસાલા વગેરે શરીરમાં ગરમી આપનારા છે માટે તે પણ યોગ્ય પ્રમાણમાં વાપરવા જોઇએ. ઘી, તેલ વગેરે ચરબી ઉત્પન્ન કરનારાં છે. માંસાહારીઓને ઇંડાં, ગોસ, બતક, માછલી, પક્ષી વગેરેનો ખોરાક ઉપયોગી છે.

(૨૭) ઉત્તમ ખોરાક લેવા ઉપરાંત ખોરાકને માટે બીજું શું ધ્યાનમાં રાખવા જેવું છે ?

જ—પચે એવો હલકો ખોરાક લેવો. અતિશય ઘી કે ઘઉં જેવા ભારે પદાર્થ ખાખા કરવાથી શરીરને નુકસાન છે જેમને ઘ- ણી મજુરી કરવાની છે તેમને ભારે ખોરાક પચી શકે છે પણ ઝાઝી મહેનત નહિ કરનારને તો હલકો ખોરાક જોઇએ. ચોખા, બાજરી, દૂધ વગેરે હલકો ખોરાક છે. શરીરને જેવી કસરત તે પ્ર- માણમાં ભારે કે હલકો ખોરાક લેવો. ઘણા ખરા રોગનું મૂળ અ- પચો છે માટે અપચો ન થાય તેની બહુ સંભાળ રાખવી. આપણને ખાત્રી થશે કે ખુબ ઘી, ખાંડ, ઘઉં વગેરે ખાનાર પૈસાદાર માણસો કરતાં સુકો રોટલો ખાનાર મજુર કેવા મજબુત હોય છે માટે હ- લકો ખોરાક વાપરવો અને તે વખતસર લેવો. ખોરાક પચવાને ઓછામાં ઓછું ચાર કલાકનું અંતર જોઇએ.

(૨૮) ખોરાક પચ્યો છે એમ કયારે કહેવાય?

જ—તેની પરીક્ષા મળશુદ્ધિ છે. ઝાડો નરમ પણ બાંધેલો, પીળાશ પડતો અને તમામ બાજુએ એક સરખો લીસો પદાર્થ વ- ળગેલો હોવો જોઇએ અને મળદ્વાર બગડેલું ન હોવું જોઇએ તથા તેમાં વાયુ ભરાયલો ન હોવા જોઇએ અને ઝાડો ગંધાતો ન હો- વો જોઇએ.

(૨૯) ખોરાક તૈયાર કરવામાં શી શી બાબતની સંભાળ રાખવી?

જ—ઉપર કલમ ૨૬ મીમાં કહ્યું છે કે તે પ્રમાણે ખોરાક સ્વચ્છ લેવો. કોહેલાં શાક ભાજી કે ફળ ઉલટું નુકસાન કરે છે માટે તે તાજાં વાપરવાં, અનાજ વીણીને સાફ કરેલું લેવું, વાસણ સ્વચ્છ અને કલાઈ ચઢાવેલાં વાપરવાં અને ખોરાક બરાબર ચડેલો હોવો જોઇએ.

(૩૦) ખોરાક ખાતી વખતે શી શી બાબતની સંભાળ રાખવી ?

જ—અતિશય ઉનો કે બહુ ઠંડો પડી ગયેલો ખોરાક લેવો નહિ. તે સારી રીતે ચાવીને ખાવો જોઇએ. ચાવવાથી ઝીણો થાય છે તથા થુંક વગેરે વધારે પ્રમાણમાં મળવાથી પાચન ક્રિયામાં મદદ થાય છે. જમવામાં ઉતાવળ કરવો નહિ તેમજ ખડખડ હસવું કે બુમ મારવી કે ઉંડા વિચાર કરવા કે દિલગીર થવું નહિ. આનંદિત મને ખાવું જોઇએ.

(૩૧) અપવાસ એટલે શું, અને તેની શી જરૂર છે ?

જ—પાચન કરનારા અવયવોને આરામ આપવો એનું નામ અપવાસ. અપવાસથી બે લાભ છે. એક તો પાચન કરનાર અવયવોને આરામ મળે છે અને અપવાસમાં ફળાહાર કરવામાં આવે તો ખોરાકની ફેરબદલી થાય છે; પરંતુ અપવાસ એવી રીતે ન હોવા જોઇએ કે જીવ ગભરાઈ જાય તોપણ લાંઘણ ખેંચ્યા કરવી. શરીરને હરકત ન જણાય ત્યાંસુધી અપવાસ કરવો એ ઉપયોગી છે. અપવાસ કર્યા પછી એકદમ ભારે ખોરાક ખાવો નહિ.

(૩૨) શરીર સંભાળની શી અગત્ય છે ?

જ—દુનીઆમાં માણસની મુખ્ય દોલત શરીર છે. " પહેલું સુખ તે જાતે નર્યા " એ કહેવત પ્રમાણે શરીર નિરોગી હોય તેજ પહેલું સુખ છે. પુષ્કળ સંપતિ, સંતતી અને આબરૂ તથા વૈભવ વાળો માણસ શરીરે રોગી હોય તેના કરતાં ગરીબ પણ શરીરે નિરોગી હોય તે વધારે સુખી છે; માટે શરીર નિરોગી અને મજબુત રાખવું એ આ દુનીઆમાં મનુષ્યની મુખ્ય ફરજ છે.

(૩૩) શરીર નિરોગી અને મજબુત રહે તેને માટે કઈ કઈ બાબતોપર લક્ષ આપવું ?

(૧) સ્વચ્છ હવા. (૨) સ્વચ્છ પાણી. (૩) દાતણ કરવું, નહાવું, ધોવું, નખ લેવરાવવા વગેરે. (૪) સ્વચ્છ કપડાં. (૫) સારો ખોરાક. (૬) કસરત. (૭) ઉંઘ. (૮) આંખ કાન વગેરે ઇંદ્રિઓની સંભાળ. (૯) વ્યસનથી દૂર રહેવું. (૧૦) ચેપી રોગથી દુર રહેવું. (૧૧) મનની સ્વચ્છતા. (૧૨) આહાર વિહારમાં નિયમિતપણું. (૧૩) સારી હવા અજવાળાવાળાં ઘર.

(૩૪) ઉપર જણાવેલી બાબતો વિષે ટુંક વિવેચન કરો.

જ—સ્વચ્છ હવા અને પાણી વિષે અગાડી કહેવામાં આવ્યુંછે.

**દાતણ કરવું, નહાવું વગેરે**—હમેશાં સવારમાં વહેલા ઉઠવાની ટેવ રાખવી જોઇએ. ઉઠીને શૌચ આદિ ક્રિયા કર્યા પછી દાતણ કરવાનો રિવાજ રાખવો દાતણને સારી રીતે ચાવવું કે મોંમાંની કેટલીક ગરમી લાળરૂપે નીકળી જાય. પછી દાંત અને જીભ ઉપરનો મેલ કાઢી નાંખવો જોઇએ. દાંત ઉપર પીળી છારી વળે છે તેમાં રોગના ઝીણા જંતુઓ પેદા થાય છે તે છારી કાઢી નાંખવામાં ન આવે તો દાંતમાં સડો પેદા થાય છે અને દાંતની મજબુતી ઓછી કરે છે તેથી વહેલા પડી જાય છે. દાંત ઉપરના ઝીણા જંતુઓ ખોરાકની સાથે પેટમાં જઈ રોગ ઉત્પન્ન કરે છે માટે દાતણના કુચા અગર બ્રશવડે દાંતને ઘસીને સાફ રાખવા જોઇએ. જીભ ઉપરનો મેલ દાતણની ચીરીવતી ઘસીને કાઢી નાંખવામાં ન આવે તો તે પણ રોગ ઉત્પન્ન કરે છે. દાતણ કરતી વખતે આંખો પણ બરાબર ધોવી જોઇએ અને ખાધા પછી ખૂબ કોગળા કરી દાંત તથા મોં સાફ કરવાં જોઇએ.

આપણા શરીરમાંનો લોહીમાંનો કચરો પરસેવા સાથે છીદ્રો-વાટે બહાર આવે છે. પરસેવો વરાળરૂપે ઉડી જાય છે પણ તેની સાથેનો કચરો છીદ્રો ઉપર ચોંટી રહે છે, એ કચરો કાઢી નાંખ-વામાં ન આવે તો તે છીદ્રો પુરાઈ જવાથી લોહીમાંનો કચરો પર-સેવા સાથે બહાર નીકળી શકતો નથી જેથી તે કચરો લોહીમાં રહેવાથી લોહી બગડે છે અને ખસ, ગુમડાં વગેરે અનેક રોગ પેદા કરે છે માટે તે છીદ્રો ઉપરનો કચરો બરાબર ધોવાઈ જાય એ રીતે ચોળીને નહાવું જોઇએ. આ કામમાં સાબુ સારી મદદ કરે છે. નાહ્યા પછી સારે ધોએલ સુકે અને કરકરે લુગડે શરીર લુછી નાં-ખવું જોઇએ. અતિશય ભૂખે પેટે અગર ખાઇને તુરત નહાવું નહિ. નહાવાનો સૌથી સારો વખત સૂર્યોદય થયા પહેલાંનો છે. પવનના ઝપાટા આવતા હોય તેવી જગામાં નહાવું નહિ. નહાવામાં ટાઢું પાણી સૌથી ઉત્તમ છે જુવાન માણસોએ તો ટાઢે પાણીએજ ન-હાવું. માંદા અને અશક્ત માણસોને હુંફાળું પાણી માફક છે અ-તિશય ગરમ એટલે ન ખમી શકાય એવું પાણી નહાવામાં વાપરવું નહિ. નખ વધવા દેવા નહિ. નખ વધે તો તેની નીચે મેલ થઈ ખોરાકમાં જઈ નુકસાન કરે છે.

**સ્વચ્છ કપડાં**—ઉપર જણાવ્યું છે કે પરસેવા સાથે લોહી-માંનો મેલ બહાર આવી છીદ્રો ઉપર ચોંટી રહે છે અને તે કપડાંને પણ લાગે છે. તેવા મેલવાળાં કપડાં પહેરવામાં આવે તો તે મેલ પાછો છિદ્રો ઉપર ચોંટી જાય છે; જેથી નહાવનો હેતુ નકામો જાય છે. મેલવાળાં કપડાં વાસ મારે છે અને શરીરને નુકસાન કરે છે માટે હમેશાં ધોએલાં કપડાં વાપરવાં જોઇએ. ધોળાં કપડાંમાં મેલ

સ્પષ્ટ જણાઈ આવે છે માટે રંગીત કપડાં કરતાં ધોળાં વાપરવાં સારાં છે. જરૂર સિવાય ઉનનાં કપડાં વાપરવાં નહિ કારણ કે તેમાં રોગના જંતુઓ જલદી ફેલાય છે.

**સારો ખોરાક**—ખોરાક વિષે અગાડી કેટલુંક વર્ણન કરવામાં આવ્યું છે. પરંતુ ખાસ કહેવાનું એ છે કે લોહી એ શરીરનું મુખ્ય જીવન છે અને તે ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે માટે સારો વાપરવો જોઇએ. સારો એટલે પચે એવો. દરરોજ નિયમ પ્રમાણે મળ શુદ્ધિ થાય. શરીર સ્ફુર્તિમાં રહે તથા વખતસર સારી ભૂખ લાગે તો જાણવું કે ખોરાક પચ્યો છે. અપચો ન થાય તેની બહુ સંભાળ રાખવી. વારંવાર તથા ભૂખ ઉપરાંત ખાવાથી અપચો થાય છે. કસરત કરીને તરત તથા મોડી રાત્રે જમવું ઠીક નથી.

**કસરત**—ઉપર કહ્યું કે ખોરાકથી લોહી બને છે પણ તેને ચોકખું રાખવાની ક્રિયા ફેફસાં કરે છે. કસરત કરવાથી શ્વાસોચ્છ્વાસ વધારે ચાલે છે તેથી તથા પરસેવો થવાથી પરસેવા સાથે લોહીમાંનો કચરો નીકળી જવાથી લોહી વધારે ચોકખું થાય છે અને સ્નાયુઓ મજબુત થાય છે. ખેડુત, મજુર વગેરે કે જેમને મહેનત કરીને ગુજરાન ચલાવવાનું છે તેમને પોતાનો ધંધો એજ કસરત છે પણ શ્રીમંતવર્ગ તથા બેઠાં બેઠાં ધંધો કરવાનો છે તેમને તથા વિદ્યાર્થી વર્ગને કસરતની ખાસ જરૂર છે. મગજમારીનું કામ કરનારનું લોહી હંમેશાં મગજ તરફ વધારે ધસે છે તેથી પાચન કરનારા અવયવો નબળા પડી જાય છે. આ અવયવો નબળા પડવાથી લોહી ઓછું બને છે અને મગજને પણ તેનો તોટો પડે છે તેથી માથું દુખવું વગેરે અનેક દર્દો થાય છે અને શરીર નબળું પડી જાય છે. બેઠાં

બેઠાં કામ કરનાર સ્વાભાવિક રીતે આગળના ભાગમાં વાંકા વળે છે જેથી ફેફસાં ઉપર દબાણુ થવાથી તેમાં પૂરતી હવા ભરાતી નથી જેથી લોહી પણુ ચોકખું થતું નથી અને શરીર નબળું પડી જાયછે માટે તેવા માણુસો તથા વિદ્યાર્થીઓને તો કસરતની ખાસ જરૂરછે.

કસરત હંમેશાં ખુલ્લી હવામાં કરવી. અમુક અંતરસુધી ચાલવું. દોડવું, તરવું, ઘોડાપર સ્વારી કરવી, ફૂટબોલ, ક્રિકેટ, ટેનિસ, ડમ્બેલ્સ વગેરેની રમત, મગદળ તથા લાકડાં ઉપરની કસરત, દંડ, કુસ્તી ચક્રી વગેરે જમીન કસરતો વગેરે ઘણી જાતની કસરત છે. ગંજીફો કે બાજી રમવી એ કસરત નથી પણુ જેથી શરીરના બધા સ્નાયુઓને કસરત મળે એજ ખરી કસરત છે. ચાલવાની તથા દોડવાની કસરત પણુ સારી છે; પરંતુ જે કસરતથી ગમત પડે, ઉત્તમગુણુનું શિક્ષણુ મળે અને નિયમિતપણું આવે એ કસરત ઉત્તમ છે. ફૂટબોલ, ક્રિકેટ વગેરેનો આમાં સમાવેશ થાય છે. ભૂખે પેટે અગર જમીને તરત કસરત કરવી નહિ પણુ ખોરાક પચી જવાની તૈયારી હોય તે વખતે કરવી એ વધારે સારૂં છે. અને તેવો વખત સવાર તથા સાંજનો છે થાકીને અશક્ત થઇ જવાય એવી કસરત કરવી નહિ. તેમજ કસરત કરીને તરત ઉઘાડા શરીરે બેસવું કે નહાવું નહિ.

ઉંઘ—શરીરના સ્નાયુઓ જે કામ કરે છે તે બધું મગજના હુકમથી થાય છે તો તે પ્રમાણે તે નિરંતર કર્યાં કરે અને તેને આરામ આપવામાં આવે તો તે કામ કરવાની તેની શક્તિ ઘટી જાય છે અને મગજના વ્યાધિ થાય છે માટે તેને આરામ આપવા સારૂ ઉંઘની જરૂર છે. નાના બાળકોને ઉંઘની વધારે જરૂર છે, અને જેમ જેમ ઉમ્મરે મોટા થતા જાય તેમ તેમ ઉંઘ ઓછી કર્યે ચાલે છે;

તોપણ ઓછામાં ઓછી ૬ થી ૮ કલાક સુધીની ઉંઘ તો જોઇએ જ, માત્ર પડી રહેવું તે ઉંઘ નથી પણ સ્વપ્નની વગેરે ન આવતાં નિશ્ચિતપણેથી ઉંઘી જવાય તોજ ખરી ઉંઘ કહેવાય. અજીર્ણ વગેરે થવાથી ઉંઘ બરાબર આવતી નથી માટે સારી ઉંઘ લાવવાને અપચો ન થાય તેની ખાસ કાળજી રાખવી, કસરતથી પણ ઉંઘ સારી આવે છે. સૂતી વખતે કોઈ પણ જાતના વિચાર કર્યા વગર સૂવું, જમ્યા પછી તરત સૂવું નહિ પણ કલાક બે કલાક પછી સૂવું. આગલી રાતની એક કલાકની ઉંઘ પાછલી રાતની બે કલાકની ઉંઘની બરાબર છે. માટે વહેલા સૂવું અને વહેલા ઉઠવું એ વધારે સારૂં છે. ચતા કે ઉંધા સૂવું નહિ. પણ પાસાભર સૂવું. બહુ ઉંચુ ઓશિકું રાખવું નહિ. ઉંઘ પૂરી થાય કે નકામા પથારીમાં પડી રહેવું કામનું નથી. દિવસે સૂવું એ બહુ હાનિ કર્ત્તા છે માટે દિવસે સૂવાની ટેવ રાખવી નહિ.

**આંખ, કાન વગેરેની સંભાળ**—આંખ એ શરીરમાં ખાસ અગત્યની વસ્તુ છે માટે તેની સંભાળ રાખવી જરૂરની છે. આંખની રચના એવી છે કે પાસેની ચીજો જોવાનો જેને વધારે મહાવરો હોય તેને દુરની ચીજો બરાબર દેખાતી નથી. વિદ્યાર્થી વગેરેને ચોપડી વાંચવા વગેરેમાં નજીકની ચીજો જોવાનો બહુ મહાવરો હોવાથી તેમને દૂરની ચીજો બરાબર દેખાતી નથી માટે તેમણે દરરોજ થોડો વખત પણ દૂરની ચીજો જોવાનો મહાવરો રાખવો, શોર્ટ સાઈટ થઇ જવાય છે.

આંખની સંભાળ રાખવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી. (૧) હંમેશાં ધોઇને સાફ રાખવી. (૨) દિવેલ અથવા મીણબત્તીના

દીવાથી વાંચવું તેમાં પણ જ્યોત આંખે દેખાવી ના જોઇએ. જ્યોત બહુ હાલે નહિ તે માટે ફાનસ કે ઓઝો રાખવો. (૩) દીવાનો કે સૂર્યનો ડાબી બાજુએથી પ્રકાશ આવે એ રીતે વાંચવા બેસવું. (૪) દોડતાં કે વાહનમાં બેસીને વાંચવું નહિ. (૫) ટટ્ટાર બેસીને વાંચવું. (૬) ઉઘાડા પગથી અથવા બુટને નાળ જડેલા હોય એવા બુટવડે ચાલવાથી આંખને નુકસાન થાય છે. (૭) ચશ્માની જરૂર લાગે અને ડૉક્ટર તેમ કરવાની સલાહ આપે તો ચશ્મા વાપરવામાં આળસ કરવું નહિ.

કાનની રચના બહુ નાજુક છે. કાનમાંનો મેલ સ્વાભાવિક રીતેજ બહાર આવે છે માટે તેને ખોતરવાની ટેવ રાખવી નહિ.

**વ્યસન વિષે**—માણસને સારી હવા સ્વચ્છ પાણી અને યોગ્ય ખોરાક મળે તો તેના સિવાય બીજું કશું ખાવાની કે પીવાની જરૂરજ નથી. તે સિવાયનાં ખાનપાન જેવા કે તમાકુ, સોપારી, પાન, દારૂ, અફીણ, તાડી, ચ્હા વગેરે તમામ વસ્તુઓ નુકસાનકારી છે સહરહુ વસ્તુઓ દવાને અંગે વાપરવી પડે તેને માટે હરકત નહિ. પરંતુ દવા તરીકેની દરકાર મટ્યા પછી તેનો ઉપયોગ ચાલુ રાખવો એ નુકસાનકારક છે. પાન ખાવાથી શરીરને કેટલોક ફાયદો છે, પરંતુ તે નિયમિતપણે હોય તો ઠીક નહિ તો આખો દિવસ ચાવ્યાંજ કરવાં એ નુકસાનકારક છે દારૂ, તમાકુ, અફીણ, તાડી વગેરે તો શરીરને ઘણુંજ હાનિકારક છે. ચ્હાને ઉકળતા પાણીમાં નાંખીને પાંદડાં નીચે બેસે કે તુર્તજ ગાળીને પીવાથી સહેજ જાગૃતિ આવે છે. છતાં કોઈ કોઈ વખત પીવાની જરૂર જણાય તો દૂધ વધારે નાંખીને પીવું એ વધારે સારૂં છે.

**ચેપી રોગ**—ખસ, દરાજ, કૉલેરા, પ્લેગ, ક્ષય વગેરે ઘણા ચેપી રોગો છે. રોગના સ્પર્શથી અગર તેના જંતુઓ ઉડીને માણસના શરીરમાં શ્વાસમાર્ગે આવવાથી અગર પાણી અને ખોરાક માર્ગે જવાથી ચેપી રોગો થવાનો સંભવ છે. ચેપી રોગના જંતુઓ જ્યારે શરીરમાં દાખલ થવા આવે છે ત્યારે શરીરમાંના લોહીના જંતુઓ તેની સાથે લઢે છે અને શરીરમાંના લોહીના જંતુઓ મજબુત ન હોય તો ચેપી રોગ જલદી અસર કરે છે. પરંતુ વારંવાર તે રોગના જંતુઓ શરીરમાં દાખલ થવાથી મજબુત માણસ પણ રોગનો ભોગ થઇ પડે છે માટે તેવા રોગથી દુર રહેવું એ વધારે સારૂં છે રોગી માણસનો શ્વાસ, ઝાડો, પેશાબ, પીધેલું પાણી અને કપડાંમાંથી આવા જંતુઓ આવવાનો વધારે સંભવ છે માટે તે વસ્તુઓનો નાશ કરવો, તેના સંસર્ગમાં ન અવાય તેની કાળજી રાખવી.

**મનની સ્વચ્છતા**—શરીરની સંભાળ રાખવા સંબંધી ઉપર જેમ વાત કહી તેમ મનની સંભાળ રાખવાની પણ જરૂર છે. મલિન વિચારો થવા દેવા ના જોઇએ. તે તરફ મન દોડે તોપણ પાછું હઠાવવું. હમેશાં ઉંચા વિચાર, હું સદ્‌ગુણી શી રીતે થાઉં વગેરે કલ્પના કર્યા કરવી અને મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચવાં પણ અનીતિનાં આચરણ થાય એવાં પુસ્તકો બિલકુલ વાંચવાં નહિ સારા સમાગમમાં રહેવું કે જેથી નીચ વિચારો દાખલ થવાજ ન પામે.

**આહાર વિહારમાં નિયમિતપણું**—ભોજન વગેરેમાં નિયમિતપણું રાખવું, સાદાઈ રાખવી, બાળલગ્ન ન કરવાં. જેમ બનેતેમ બ્રહ્મચર્ય સાચવવાપર વિશેષ ધ્યાન આપવું અને શિયળવ્રત પાળવું; એ શરીર સુખી રાખનારાં અને જીવનદોરી લંબાવનારાં છે.

**ઘર**—બહુ ખીચોખીચ જગામાં ઘર ન જોઇએ, માણસ બહાર

જેટલો વખત રહે છે તેના કરતાં ઘણું કરીને ઘરમાં રહેવાનો વખત વધારે છે માટે ઘરમાં ખુલ્લી હવા આવે ને જાય તે પ્રમાણે બારી બારણાં સામસામે મૂકવાં જોઇએ. ઘરની આજુબાજુ કાદવ કચરો અને ભેજ ન રહે તેની પુરતી સંભાળ રાખવી. ઘર ઉંચી બેસણી-વાળું જોઇએ અને દરવર્ષે એકવાર તો ધોળાવવુંજ જોઇએ.

(૩૫) ચેપી અને જીવલેણ રોગ કયા કયા છે?

જ—ટાઢીઓ તાવ, પ્લેગ, કોલેરા, ક્ષય.

(૩૬) ટાઢીઓ તાવ શાથી થાય છે?

જ—મળમૂત્રવાળી જગો, કહોવાણવાળી જગો, ભરાઈ રહેલું ગંદું પાણી, ખુલ્લી ગટરો અને ભેજવાળી તથા બંધીયાર જગાએ મચ્છર ઉત્પન્ન થાય છે, એ મચ્છર કરડવાથી શરીરમાં ટાઢીઆ તાવના જંતુઓ દાખલ થાય છે તેથી ટાઢીઓ તાવ આવે છે અને ટાઢીઓ તાવ આવેલા માણસને મચ્છર કરડી એ મચ્છર બીજાને કરડે અગર તે મચ્છરો પાણી કે ખોરાક ઉપર બેસે તો તે પાણી કે ખોરાક સાથે પણ રોગનાં જંતુઓ શરીરમાં દાખલ થાય છે તેથી ટાઢીઓ તાવ લાગુ થાય છે.

(૩૭) ટાઢીઓ તાવ લાગુ ન થાય તે માટે શું કરવું?

જ—સૌથી વધારે અગત્યનું એ છે કે ઘરમાં અગર ઘરની આજુબાજુ મચ્છર થવા ન દેવા અને કદાપિ થયા તો તેનો નાશ કરવો. ટાઢીઆ તાવવાળા માણસને મચ્છર કરડે અને તેના સમા-ગમથી ખાવા પીવાના પદાર્થોમાં તે રોગના જંતુઓ ન પેસે એવી કાળજી રાખવી. ટાઢીઆ તાવવાળા માણસને મચ્છરદાનીમાં સુવાડવો. ગંદા પાણી ઉપર મચ્છરની માદાઓ બેસી ઈંડાં મૂકે છે તે ઈંડાંમાંથી

મચ્છર પેદા થાય છે માટે તેના ઉપર ઘાસલેટ વગેરે રેડી ઈંડાંનો નાશ કરવો. ફીનાઈલ છાંટવાથી પણ તેનો નાશ થાય છે.

(૩૮) મચ્છર ન થવા દેવા માટે શું કરવું?

જ—ઘરની તથા આજુબાજુની જમીન સ્વચ્છ રાખવી, ઘરની બેસણી ઉંચી રાખવી, આજુબાજુથી ભેજ ન આવે માટે પાયાનું ચણતર પત્થર તથા ચુનાથી કરવું, ખાળ વગેરે બરાબર સ્વચ્છ રાખવાં, ઘરમાં પુષ્કળ હવા અજવાળું આવે એવી તથા બને તેટલી સવડે ઘરમાં સૂર્યનો તાપ આવે એવી ગોઠવણ ઘરની રાખવી.

(૩૯) ઘરમાં કોઇને ટાઢીઓ તાવ લાગુ પડયો હોય તો શું કરવું?

જ—જેને ટાઢીઓ તાવ લાગુ પડયો હોય તે માણસને મચ્છર ન કરડે તેની પૂરતી સંભાળ રાખવી, અને મચ્છરદાનીમાં સુવાડવો અને તેનાં કપડાં વાસણો વગેરે બરાબર ધોઈ સાફ કરીને વાપરવાં. જેને ટાઢીઓ તાવ લાગુ થયો હોય તેને જુલાબ આપી ક્વિનાઈન આપવું. ટાઢીઆ તાવથી મરણ ઘણાં થાય છે માટે તેનો અટકાવ કરવો એ જરૂરી બાબત છે.

(૪૦) પ્લેગનાં લક્ષણ શાં છે, અને તે શાથી થાય છે?

જ—તાવ આવી શરીરના મૃદુ ભાગમાં ગાંઠ જેવું થાય છે, કોઇને ગાંઠ નથી પણ જણાતી પણ તાવ સખ્ત હોય છે. તાવનું જોર દિવસે દિવસે વધતું જાય છે અને બે ત્રણ દિવસમાં માણસ મરણ વશ થાય છે. કોઇને ગાંઠ ફાટીને તથા તાવની શાંતિ થઇને એ રોગ મટી પણ જાય છે. પ્લેગ પહેલો ઉંદરને લાગુ પડે છે, તેને ચાંચડ કરડે છે અને ઉંદર મરી જાય ત્યારે તેના ઉપરના ચાંચડ તે ઉંદરને છોડી દઇને લોહી પીવા માટે માણસ વગેરેને વળગે છે, તે

વખતે ચાંચડમાં આવેલા ઉંદરના લોહીમાંના રોગના જંતુઓ જેને એ ચાંચડ કરડે તેના શરીરમાં દાખલ થાય છે અને પછી તેનું પ્રમાણ વધી જઈ તે માણસને પ્લેગ લાગુ થાય છે.

(૪૧) પ્લેગ લાગુ ન થાય તે માટે શા ઉપાય લેવા ?

જ—(૧) ઘરમાં ઉંદર થવા ન દેવા, વસ્તુઓ નિયમિતપણે ગોઠવવામાં આવે અને અનાજ વગેરે વેરાતાં ન રહે તો ઘરમાં ઉંદરની છત થતી નથી. (૨) ઘરમાં ચાંચડ, મચ્છર, વગેરે ન થાય તે માટે ઘર બરાબર ચોકખાં રાખવાં અને પુષ્કળ હવા અજવાળું તથા સૂર્યનો તાપ ઘરમાં આવે એવી ગોઠવણ રાખવી. (૩) પ્લેગવાળી જગાએ જવું નહિ. (૪) ગામમાં પ્લેગની શરૂઆત અગર ઉંદર મુઆની ખબર જણાય કે તુર્તજ ગામ બહાર રહેવા જવું. (૫) બહાર રહેવા ગયા પછી ગામમાં ઝાઝો અવર જવર રાખવો નહિ. (૬) પ્લેગની રસી મૂકાવવી. રસી મૂકાવેલા માણસને ઘણું કરીને પ્લેગ લાગુ પડતો નથી અને કદાપિ લાગુ થાય તો તેનું મરણ ભાગ્યેજ થાય છે. (૭) ઘરના કોઈ આદમીને પ્લેગ થયો હોય તો તેનાં કપડાં, ખાટલો, ગોદડાં વગેરે બાળી નંખાવવું.

(૪૨) કોલેરાનાં લક્ષણ શાં છે અને તે શાથી થાય છે ?

જ—માણસને એકદમ ઝાડો ને ઉલટી થાય છે, કોઈને ઉલટી નથી પણ થતી. શરીર અશક્ત થઈ જાય છે, હાથે પગે ગોટલા ચડે છે, હાથ કોડીઆં માફક વળી જાય છે. આંખોએ ખાડા પડી જાય છે અને એકદમ અશક્તિ આવી જઈ શરીર ઠંડું પડી જાય છે.

નહાએલું અને કપડા ધોએલું પાણી પીવામાં લેવાથી, ખરાબ ખોરાક તથા કોહેલાં ફળ ખાવાથી અને ઘણા માણસોનો જમાવ

થવાથી આ રોગ ઉત્પન્ન થાય છે, અજીર્ણથી પણ આ રોગ ઉત્પન્ન થવાનો સંભવ છે અને તે લાગુ થયા પછી તેનો ફેલાવો બહુ જલદીથી થઈ જાય છે. કોલેરા લાગુ થએલા માણસોના સંસર્ગમાં આવનારને તે રોગ લાગુ થાય છે.

(૪૩) કોલેરા લાગુ ન થાય તે માટે શું કરવું જોઈએ?

જ—(૧) કોલેરા ઉત્પન્ન થવાનાં જે જે કારણો બતાવ્યાં છે તે થવા ન દેવાં. (૨) કોલેરાવાળી જગાએ જવું નહિ. (૩) જમણવરામાં જમવા જવું નહિ. (૪) અપચો ન થાય તેની સંભાળ રાખવી. (૫) સાદો અને હલકો ખોરાક લેવો. (૬) કોલેરાના જંતુઓ ખાસ કરીને પાણીમાં જલદી આવે છે માટે ઉકાળેલું પાણી પીવું. આ રોગમાં પાણીને માટે બહુ સંભાળ રાખવાની છે. નદીનું પાણી પીતા હોઈએ તો નહાવા ધોવાના ભાગથી ઉપલાણા ભાગનું પાણી વાપરવું. કુવાનું પાણી પીતા હોય તો સ્વચ્છ વાસણ અને દોરડાંથી પાણી કાઢવા દેવું. કોલેરા લાગુ થએલા ગામમાં કુવામાં પોટાસ પરમેંગેનીસ નાંખી તે પાણીને બે દિવસ ઠરવા દીધા પછી વાપરવામાં લેવું. (૭) કોલેરા થયેલો હોય તેના માણસનો ઝાડો ઉલટી વગેરે ગમે ત્યાં પડ્યા રહેવા ન દેતાં દૂર લઈ જઈ જમીનમાં ઉંડાં દટાવવાં અને તેનાં કપડાં બાળી નાંખવાં અગર દવા નાંખી ધોવરાવી સાફ કરવાં. (૮) કોલેરાવાળા માણસને જે ઘરમાં રાખવામાં આવ્યો હોય તે ઘર ધોળાવી સાફ કર્યા પછી વાપરવામાં લેવું.

(૪૪) કોલેરાને માટે કઈ દવા ઉપયોગી છે?

જ—કોલેરા લાગુ થાય કે તુર્તજ ઉપાય કરવા અને કપુરનો ચૂર્ણ, આદુ, સુંઠ, મરી, બ્રાન્ડી, હીંગ, ડુંગળી વગેરે ગરમ ચીજો

આપવી જોઇએ. ગરમ દૂધ કે કોફી આપવી અને શરીર ઠંડુ મા-
લમ પડે તો શેક કરવો.

(૪૫) ક્ષયનાં લક્ષણ શાં છે અને તે શાથી થાય છે?

જ—એ ફેફસાંનું દરદ છે. ફેફસાં કહોવા માંડે છે, કફ પડે
છે, તાવ આવે છે, હોંશીઆરી જતી રહે છે, કોઈ કોઇ વખતે ઝાડા
થાય છે, ખોરાક ઘટતો જાય છે, તાવ તો નિરંતર રહ્યાંજ કરે છે
અને છેવટે શરીર ક્ષીણ થઇ નાશ પામે છે.

ક્ષયવાળો દરદી થુંકે છે તે સુકાઇ જઇ તેમાંથી જંતુઓ ઉ-
ત્પન્ન થાય છે તે જેના શ્વાસમાં જાય તેને ક્ષય થાય છે. રૂ વગેરે-
ની ઝીણી રુંવાટી નાક તથા શ્વાસવાટે ફેફસાંમાં જવાથી લોહી સુ-
ધરવાની ક્રિયામાં અટકાવ થવાથી તથા ક્ષયવાળા દરદી પાસે ઘણો
વખત રહેવાથી, બાળલગ્નથી, ધાતુની ક્ષીણતાથી અને દારૂ તમાકુ
વગેરે વ્યસનથી આ રોગ ઉત્પન્ન થાય છે.

(૪૬) ક્ષયરોગથી બચવાના શા ઉપાય છે?

જ—ક્ષય ઉત્પન્ન થવાનાં ઉપર જે કારણો જણાવેલાં છે તે
ઉત્પન્ન થવા ન દેવાં, નાટક, નવલકથા વગેરે શૃંગારાદિ પુસ્તકો વાં-
ચવાથી ખરાબ વિકારો ઉત્પન્ન થઇ ખરાબ ટેવો પડે છે તે ન પડવા
દેવી, મન સારા વિચારવાળું રાખવું, ટટાર બેસવું, કસરત કરવી,
ખુલ્લી હવામાં ફરવું તથા રહેવું અને યોગ્ય બ્રહ્મચર્ય પાળવું તથા
પ્રાણાયામનો પ્રયોગ કરવો એ ક્ષય રોગથી બચવાના ઉપાય છે.
ક્ષયરોગ તે મરણરોગ છે માટે કદાપિ તે લાગુ થયો જણાય તો
તેના તાત્કાલિક ઉપાય લેવા. અને જેમ બને તેમ ફેફસાંવાટે હવા
વધારે જાય તેવી તજવીજ કરવી અને યોગ્ય દવા લેવી.

(૪૭) ક્યાં ક્યાં દરદોમાં તાત્કાલિક ઉપાય લેવાની જરૂર છે?

જ—(૧) ડુબવું. (૨) સર્પદંશ. (૩) દાઝવું. (૪) ઝેર ખાવું. (૫) હાડકાનું મોચાવું કે મરડાવું. (૬) હાડકાનું ખસી જવું. (૭) હાડકાનું ભાગવું. (૮) કચરાવું. (૯) લોહીનું વહી જવું (૧૦) બેભાન થવું.

(૪૮) ડુબેલાની સારવાર શી રીતે કરવી ?

જ—જેને તરતાં ન આવડતું હોય તેવો માણસ પાણીમાં પડયા પછી ચતો થઇ જઇ મોં પાણીની બહાર રાખી હાથ પાણીમાંથી બિલકુલ બહાર કાઢે નહિ અને ફેફસાંમાં ખૂબ હવા ભરે તો થોડો વખત પણ પાણી ઉપર રહી શકે છે. ડુબવાથી બેભાન થયો હોય તેને માટે નીચેના ઉપાય કરવા.

(૧) ભીનાં કપડાં કાઢી લઇને એકાદ ઝીણું કપડું શરીર ઉપર રાખવું.

(૨) ઉંધો સુવાડી પેટની નીચે લુગડાંના ડુચા રાખવા જેથી કેટલુંક પાણી નીકળી જશે અને શ્વાસ માર્ગ ખુલ્લો થશે.

(૩) માથું નીચું રહે અને છાતી ઉંચી રહે એ પ્રમાણે ડોક અને છાતીની વચ્ચે ઓશીકું મુકી જીભ હોઠથી બહાર આવે ત્યાંસુધી ખેંચવી.

(૪) બે હાથ જોડાજોડ ભેગા કરી છાતી ઉપર અડકાડવા અને માથા ભણી લઇ જવા. એમ વારંવાર કરવાથી શ્વાસોચ્છ્વાસ વધારે વખત ચાલે છે.

(૫) શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલુ થઇ એટલે તેના શરીરમાં ગરમી લાવવા માટે શેક કરવો અને ગરમ પાણી ચ્હા કે કાંઝી પાવી.

(૬) આમ કરવાથી તેને કંઇક ચેતન આવે એટલે દૂધ, કાંજી વગેરે હલકો ખોરાક આપવો.

(૪૯) સર્પદંશને માટે શું કરવું ?

જ—માત્ર સાપ કરડે તેથીજ ઝેર ચડતું નથી, પણ કરડીને ઊંધો ફરી ઝેરની કોથળી દાબી તેમાંનું ઝેર કરડેલી જગામાં રેડે છે ત્યારેજ ઝેર ચડે છે. કરડેલો ઘા પા ઈંચથી પણ ઓછો હોય છે માટે લુગડાં પહેરેલાં હોય તો સાપનો દાંત શરીરમાંના લોહી સુધી જતો નથી જેથી તે જે ઝેર રેડે તે શરીર બહારજ રહે છે. સાપ કરડયો કે તરતજ કરડેલો ભાગ ખસેડી લેવામાં આવે અગર સાપને ખેંચીને કાઢી નાંખવામાં આવે તો તેને ઝેર રેડવાનો વખત મળતો નથી તેથી ઝેર ચડતું નથી. પણ આ ક્રિયા બહુ ઉતાવળે કરવી જોઇએ, કારણ કે કરડીને તરતજ તે ઉંધો થઇ જાય છે. તેણે જે ઝેર રેડયું છે તે લોહીમાં ભળે તો વિકાર થઇ ઘણે ભાગે માણસનું મરણ થાય છે માટે તે ઝેર લોહીમાં ન ભળે તેને માટે નીચેના ઉપાય કરવા.

કરડાએલો ભાગ તુરત કાપી નાંખવો અથવા કરડાએલા ભાગથી શરીર તરફના નજીકના ભાગમાં ખૂબ તાણીને એટલે તે તરફનું લોહી શરીર તરફ બિલકુલ જવા ન પામે એ રીતે સખ્ત પાટો બાંધવો પાટો બાંધતાં દરદીને દુઃખ થાય તેની બિલકુલ દરકાર કરવી નહિ પણ સખ્તમાં સખ્ત પાટો બાંધવો અને એક બીજો પાટો તેથી ઉપલાણના ભાગમાં બાંધવો અને કરડાએલા ભાગમાંથી ચપ્પુ કે કંઇ ઓજારવતી લોહી કાઢી નાંખવું અને જખમને તપાવેલા સળીઆથી અગર દવાથી બાળી નાંખવા. દરદીને ઉંઘવા ન દેવો. કદાપિ ઝેર ચડી જાય તો દાક્તરને બોલાવવો પણ બે દરકાર રહેવું નહિ.

(૫૦) દાઝેલા માણુસને માટે શું કરવું ?

જ—દાઝવાના બે પ્રકાર છે. દેવતાથી અને રસાયની વસ્તુઓથી દેવતાથી દાઝયા હોય અને લુગડાં સળગેલાં હોય તો ભોંયપર સુઈ જઈ આળોટવું અને ડીલ ઉપર જાડું કપડું લપેટી લેવું. જેથી સળગતું બંધ થશે પછી ટાઢે પાણીએ શરીર પલાળી દેવું. દાઝેલા માણસના ડીલપરનાં કપડાં ખેંચવાં નહિ પણ કાપી કાઢવાં અને બળેલું જે લુગડું શરીરે ચોંટી ગયેલું હોય તે ઉખાડવું નહિ દાઝેલા ભાગને હવા ન લાગે તેની કાળજી રાખવી અને દાઝેલા ભાગ ઉપર સુંવાળી પીંછીવતી તેલ કે માખણ ચોપડવું. અળસીનું તેલ અને ચુનાનું નીતર્યું પાણી સરખા પ્રમાણમાં મેળવી લગાડવું. દાઝેલા ભાગને પાણીથી ધોવો નહિ અને હવા લાગવા દેવી નહિ. તેલમાં ભીંજવેલો લુગડાનો કકડો ઢાંકી રાખવો અગર રૂ ચોડવું. અથવા ચાકનો ભુકો, લોટ કે આરૂ રૂટ ભભરાવવું.

રસાયની વસ્તુઓથી દાઝયા હોય તો તે ભાગ ટાઢા પાણીથી ધોઇ નાખવો અને એસિડ પડવાથી દાઝયા હોય તો ચુનાનું નીતર્યું પાણી રેડવું.

(૫૧) ખાધામાં ઝેર આવ્યું હોય તો શું કરવું ?

જ—અફીણ, સોમલ, ઝેર કચોલાં, વછનાગ, એસિડ એ ઝેરી વસ્તુઓ છે, એ ખાધામાં આવ્યાં હોય તો ગળામાં પીંછું ઘાલીને અથવા મીઠાનું પાણી પાઇને કે મીંઢળનો ઠળીઓ ઘસીને પાઇને ઉલટી કરાવવી. વધારે ઉલટી થાય તેમ વધારે સારૂં. દરદીને ઉંઘવા દેવો નહિ; પરંતુ ઝેર લોહીમાં પ્રસરી ગયુ હોય તો તરત દાક્તરને બોલાવવો, એસિડ ખાધામાં આવ્યો હોય તો દૂધમાં ચાક કે વોશિંગ સોડાનો ભુકો આપવો.

અલ્કલીથી ઝેર ચડ્યું હોય તો લીંબુ ચુસાડવું. તેલ વગેરેથી ઝેર ચડ્યું હોય તો દિવેલ પાવું. ઝેર કચોલાં અને સોમલનું ઝેર કેટલીક વખતે ઘી પાવાથી પણ ઉતરી જાય છે.

(૫૨) ફરમોડ લાગ્યો હોય તો શું કરવું ?

જ—ખાડામાં પગ પડવાથી કે સાંધા ઉપર એકદમ ખેંચાણ થવાથી કે ઉંચી એડીના બુટ પહેરેલા હોય તેથી પગ ફરી જવાથી હાડકું ફરમોડાય છે અને સોજો આવે છે. એવે વખતે મજબુત પાટા બાંધીને તે ભાગને આરામ આપવો અથવા ગરમ પાણીમાં ફ્લાનલનું લુગડું બોળી તેનાથી શેક કરવો. શેક એકેક દોઢ કલાક સુધી લાગલાગટ ચાલુ રાખવો. લોહી બાઝી ગયું હોય તો હળદર મીઠું અને ફટકડી ખદખદાવી ચોપડવાં.

(૫૩) હાડકું ખસી ગયું હોય તો શું કરવું ?

જ—સાંધામાંથી હાડકું ખસી જવાથી દરદ ઘણું થાય છે, હાથીચાલી શકાતું નથી અને સોજો આવી જાય છે તે ભાગનો આકાર બદલાઇ જાય છે અને શક્તિ ઘટી જાય છે. આવે વખતે ટાઢા પાણીની પટીઓ મૂક્યાં કરવી અને અનુભવી દાક્તરની પાસે સાંધો ચડાવરાવવો બીન અનુભવીથી કામ લેવું નહિ: નહિ તો ઉલટું નુકસાન થાય છે.

(૫૪) હાડકું ભાગી ગયું હોય તો શું કરવું ?

જ—ઉંચેથી પડી જવાથી અગર શરીર ઉપર લાકડું કે કાંઇ ભારે પદાર્થ પડવાથી અગર બંદુકની ગોળી કે કાંઇ સખત વસ્તુ શરીરના હાડકામાં ઓચીતી વાગવાથી તે ભાગી જાય છે તેથી શરીરની શક્તિ ઘટી જાય છે, ને અવયવનો આકાર બદલાઇ જાય છે, કે વાંકો થઇ જાય છે, સોજો ચડે છે અને હાડકાના કકડા

એક બીજા સાથે ઘસાતા હોય તેમ જણાય છે અને ઘણી વખતે માંસ ચીરાઈ જાય છે. આવે પ્રસંગે દીલ ઉપર પહેરેલું કપડું ખેંચીને કાઢવું નહિ પણ કાપીને કાઢવું. ભાગે હાડકાવાળો ભાગ ખેંચીને હતો તે સ્થિતિમાં લાવવા તજવીજ કરવી અને તે સ્થિતિમાં આવે એટલે પાટીઆં વગેરે રાખી પાટા બાંધી લેવો. પાટીઆં અને શરીર વચ્ચે રૂ, કપડું વગેરે ખુંચે નહિ એવા પદાર્થ રાખવા. ભાગેલા હાડકાવાળા ભાગને હાલવા ચાલવા દેવો નહિ. આવા દરદમાં દાક્તરને જલદી બોલાવવો અને દાક્તરને ત્યાં લઇ જવાની જરૂર પડે તો ઝોળી જેવી નહિ પણ સીધી ડોળીમાં ઘાલીને લઇ જવો.

(૫૫) શરીરનો કોઈ ભાગ કચરાયો હોય તો શું કરવું ?

જ—ટાઢું પાણી રેડવું. ટાઢા પાણીનો પાટો બાંધવો અને સોજો ચડવા લાગે તો શેક કરવો કે પોટિસ મૂકવી.

(૫૬) પોટિસ બનાવવાની રીત કહો.

જ—ઘઉંના લોટને કે અળસી ખાંડીને પાણીમાં ખદખદાવવી તે લોંદા જેવું થાય ત્યારે નીચે ઉતારી દેવું. ઘઉંના લોટને પાણીમાં પલાળી તે પાણી લુગડે ગાળી પોટિસ કરવામાં લીધું હોય તે વધારે સારૂં, પછી તે સહેજ ઉનું હોય ત્યારે જે ભાગ ઉપર મૂકવું હોય ત્યાં લગાર દિવેલ ચોપડી પોટિસ મૂકી પાટો બાંધવો.

(૫૭) લોહીનું વહી જવું શાથી થાય છે ?

જ—શરીરમાં બે પ્રકારનું લોહી હોય છે. (૧) સ્વચ્છ. (૨) અસ્વચ્છ. તે બન્ને જાતનું લોહી વહેનારી શરીરમાં નળીઓ છે અને તે ઝાડના આકારમાં પ્રસરેલી હોય છે સ્વચ્છ લોહી વહેનારી નળીઓ બે જાતની હોય છે (૧) ધોરીનસ. (૨) ઝીણી શાખાઓ સ્વચ્છ લોહી ધોરીનસમાંથી ઝીણી શાખાઓમાં થઈ આખા શરીર-

માં પ્રસરે છે તે ઝીણી શાખાઓને છેડે જતા સુધીમાં લોહી કેટલોક કચરો પોતામાં ભેગો કરી બગડેલી સ્થિતિમાં થઈ જાય છે, વે ઝીણી શાખાઓના છેડા બીજી ઝીણી શાખાઓ કે જે અસ્વચ્છ લોહી પાછું હૃદયમાં જવાનું કામ કરે છે તેની સાથે મળેલા હોય છે તે ઝીણી શાખાઓમાંથી મોટી શાખાઓમાં અને પછી મોટા નળવાટે હૃદયમાં જાય છે અને ત્યાં ચોકખું થઈ પાછું શરીરમાં ફરવા નીકળે છે.

આ પ્રમાણે અસ્વચ્છ લોહી લઇ જનારી ઝીણી શાખાઓ હાથ પગના પોચા ઉપર સહેજ લીલા ભૂરા રંગે માલમ પડે છે. આ પ્રમાણે સ્વચ્છ લોહી વહી જનારી અને અસ્વચ્છ લોહી વહી જનારી એવી બે પ્રકારની નળીઓ શરીરમાં હોય છે તેમાં અસ્વચ્છ લોહી ધીમે ધીમે વહે છે અને સ્વચ્છ લોહી ઉતાવળું વહે છે. સ્વચ્છ લોહી વહી જનારી મોટી નળીનો ભાગ કપાઇ ગયો હોય તો તેમાંથી બહુ ઉતાવળે લોહી બહાર નીકળે છે અને તે બહુ જોખમકારી છે માટે તેનો ઉપાય તુર્ત કરવો જોઇએ. અસ્વચ્છ લોહી શરીરમાંથી વહી જાય તોપણ તેટલા લોહીનો તોટો પડે છે માટે તેને પણ વહેતું અટકાવવું જરૂરનું છે.

(૫૮) લોહી વહેતું અટકાવવા માટે શા ઉપાય કરવા ?

જ—જે ભાગમાંથી લોહી વહીજતું હોય તે ભાગ ઉંચો કરી રાખવો અને ઘા ઉપર આંગળી દાબી રાખવી અને ઘા મોટો હોય તો લુગડાની ગડીવાળીને તે દાબી દેવું અને ઉપર સખ્ત પાટો બાંધવો લુગડાની ગડી ખસી ન જાય માટે ઉપર લાકડાનો કકડો કે ઢબુ કે રૂપીયો મૂકવો કારણ કે ઘા ઉપર લુગડાનું બરાબર દબાણ થાય અને લોહી બહાર આવવા પામે નહિ. તેમ છતાં લોહી વહ્યાં

કરે તો જે તરફથી લોહી આવતું હોય તેની અને જખમની વચ્ચે સખત પાટો બાંધવો. પાટાની ગાંઠને આમળો પાડી તેમાં લાકડું કે કાંઇ ખોસવું જેથી પાટો નરમ પડી જશે નહિ. જખમ સાધારણ હોય તો તેના ઉપર ટાઢું પાણી રેડવું કે બરફ મૂકવો. જખમઉપર ફટકડીનો ભુકો ભભરાવવાથી પણ કેટલીક વખતે લોહી બંધ થઇ જાય છે. જખમમાં મેલ ભરાયો હોય તો તે ધોઇ નાંખવો પણ લોહી બહુ વહેતું હોય તે અટકાવવાનાજ ઉપાય કરવા ધોવામાં વખત ગાળવો નહિ.

(૫૯) પાટો બાંધવામાં શી બાબતની સંભાળ રાખવાની છે?

જ—પાટાને માટે સ્વચ્છ અને ધોળું કપડું વાપરવું. વાપરેલો પાટો ફરીથી વાપરવો પડે તો તેને સાબુવની ધોઇ સાફ કરવો. પાટાની લાંબી ચીંદરડી કરવી અને પછી વીંટો વાળવો. તે વીંટો એક હાથમાં લઇ બીજા હાથવતી દરદીને પાટો બાંધવા માંડવો. બાંધવાનાં આંટા બરાબર બેઠા છે કે નહિ તે જોવું વચમાં આંટી આવવી ન જોઇએ અને બહુ ઢીલો ન જોઇએ. પાટો દોઢાતો લેવો એટલે બીજા આંટાનો થોડોક ભાગ પહેલા આંટા ઉપર આવવો જોઇએ. જખમ ઉપર લુગડાની ગડી કે કાંઈ મુકેલું હોય તો તે અસલ જગોએથી ખસી ન જાય તેની સંભાળ રાખવી. જરૂર પ્રમાણે પાટો પહોળો કે સાંકડો લેવો. પાટો બાંધી રહ્યા પછી ગાંઠ વાળવી નહિ પણ પાટા ઉપર ખોસવાની ખાસ ટાંકણી આવે છે તે ખોસવી.

(૬૦) જખમમાં ઝેર દાખલ થયું હોય તો શું કરવું.

જ—જખમને કાર્બોલિક એસિડવાળા પાણીથી ધોઈ નાંખવો. ઝેરી જાનવર કરડવાથી જખમમાં ઝેર ગયું હોય તો તેમાંથી ઝેર-

વાળું લોહી વહી જવા દેવું. આમોનિયા નામની દવા પાણી સાથે મેળવીને તે પાણીએ ડંખવાળી જગા ધોવાથી પણ દરદ ઓછું થાય છે.

(૬૧) છાતીએથી લોહીના ડાગળા પડે અગર ઉધરસવાટે લોહી આવે અગર નસકોરી ફુટે તો શું કરવું ?

જ—છાતીએથી લોહી આવતું હોય તો તે માણસને ચતો સુવાડીને માથું ઉંચું કરી રાખવું અને છાતીએ બરફ મૂકવો અગર ગળાવવો નસકોરી ફુટી હોય તો માથું ઉંધુ ધરી રાખી બન્ને હાથ ઉંચા કરી માથાની પાછલી બાજુએ ફેંકવા અને ડોક ઉપર તથા ભવાં વચ્ચેના ભાગમાં ઠંડક કરવી.

(૬૨) બેભાન શાથી થવાય છે અને બેભાન થયેલાને માટે શા ઉપાય કરવા ?

જ—છાતીપર ધક્કો લાગવાથી, ઘણું લોહી વહી જવાથી, અકસ્માત વાગવાથી કે ઘણે ઉંચેથી પડી જવાથી, અતિશય ભૂખ અને નબળાઇથી, અચાનક દિલગીરીના બનાવથી અગર વાયુના દરદથી માણસ બેશુદ્ધ થઈ જાય છે એવે વખતે નાડી ધીમી ચાલે છે, શ્વાસ મંદ થઇ જાય છે અને શરીર ઠંડુ માલમ પડે છે.

આવે પ્રસંગે દરદીને સુવા ન દેવો, શરીરપરનાં કપડાં ઢીલાં કરવાં. ગરમી કાયમ રાખવા માટે શેક કરવો અને વધારે બેભાન હોય તો આમોનિઆ સુંઘાડવો જે જે કારણોથી બેભાન થયો હોય તેના ઉપાય કરવા. મગજ તરફ લોહી વહે તેટલા માટે શરીર કરતાં માથું નીચું રાખી સુવાડવો અને મોંપર પાણી છાંટવું.



# વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

## આરોગ્યવિજ્ઞાન અને વિદ્યા.

## ૧૯૧૬

(૧) કોલેરા કે કોગળીઉં ફેલાવનારાં કારણ અને તે રોગ ફેલાતો અટકાવવાના ઉપાય લખો.

જ—આ પુસ્તકમાંના આરોગ્યવિજ્ઞાનના વિષયના પ્રશ્ન ૪૨, ૪૩, ૪૪ નો ઉત્તર જુઓ.

(૨) સર્પ, વીંછી, મધમાખી અને ચાંચડના ડંખ મટાડવા શા શા ઉપાય કરવા ?

જ—આરોગ્ય વિજ્ઞાનના વિષયના પ્રશ્ન ૪૯ નો ઉત્તર જુઓ. વીછીના ડંખ માટે જે જગાએ ડંખ લાગેલો હોય તે જગાએ મીઠું આમલી તથા ફીનાઇલ ઘસવું તથા દાક્તર પાસે દવા લગાવરાવવી. મધમાખીના ડંખ માટે લોઢું તથા છાણ ઘસવાથી આરામ થાય છે અને ચાંચડના ડંખે એરંડીઉં તેલ ચોપડવાથી મટે છે.

(૩) હૃદયની રચના તથા તેનું કાર્ય સમજાવો.

જ—આરોગ્યવિજ્ઞાનનો વિષય પ્રશ્ન ૧૨, ૧૩નો ઉત્તર જુઓ.

(૪) શુદ્ધ અને અશુદ્ધ લોહી શી રીતે પારખી શકાય? અશુદ્ધ લોહી ક્યાં અને કેવી રીતે શુદ્ધ થાય છે ?

જ—જુઓ આરોગ્યવિજ્ઞાનનો વિષય પ્રશ્ન ૧૧,૧૨,૧૩નો ઉત્તર.

(૫) મગજના ભાગનાં નામ આપી તેનાં કાર્ય સમજાવો.

જ—જુઓ આરોગ્ય વિજ્ઞાનનો વિષય પ્રશ્ન ૧૦ નો ઉત્તર.

(૬) મેઘ ધનુષ્ય કેવી રીતે બને છે તે સમજાવો.

જ—જુઓ વિદ્યાના વિષયના પ્રશ્ન ૮૭ નો ઉત્તર.

(૭) કાર્બન, કાર્બોનિક એસિડ ગ્યાસ, કાર્બોનિક એસિડ, એ શબ્દોની સમજુતી આપો અને તે પદાર્થો શા ખપમાં આવે છે તે કહો.

જ—જુઓ વિદ્યાના વિષયનો પ્રશ્ન ૧૫૮ અને ૧૬૩. કાર્બોનિક એસિડ એ એક જાતનો તેજાબ છે, તે જંતુનાશક છે. તેને તલના તેલ સાથે મેળવી ઘા ઉપર તથા ગડગુમડ ઉપર ચોપડવાના કામમાં લે છે.

(૮) નિહારિકામાંથી ગ્રહો શી રીતે બને છે ?

જ—જુઓ વિદ્યાના વિષયનો પ્રશ્ન ૧૭૭ નો ઉત્તર.

(૯) બલુનની રચના અને તેનો ઉપયોગ સમજાવો.

જ—જુઓ વિદ્યાના વિષયના પ્રશ્ન ૪૮ થી ૫૩ ના ઉત્તર.

(૧૦) આર્કિમિડિસનો નિયમ અને બકનળીનો વ્યવહારમાં થતો ઉપયોગ સમજાવો.

જ—જુઓ વિદ્યાના વિષયનો પ્રશ્ન ૩૨ અને ૨૧.

